# વિચારમાધુરી

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ

શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા : પુસ્તક ૬૨ મું

# વિચાર માધુરી

(આચાર્યશ્રી આનન્દશંકર ધ્રુવના લેખો)

સંપાદકો

અધ્યા. રામનારાયણ વિ૦ પાઠક

અને

ઉમાશંકર જોષી

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ

## શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો

## પરિચય

સૂરતના વતની અને ધંધાર્થે મુંબઇનિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૭ મી સપ્ટેમ્બર સન ૧૮૭૭ ને રોજ વિલ કર્યું હતું, તે અન્વયે પ્રથમ સન ૧૮૭૭ માં રૂ. ૨૦૦૦) સોસાયટીને મળ્યા; એવી શરતે કે એના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય તેવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં.

સદરહુ શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મિલકત, પુસ્તકપ્રચારને માટે સોસાયટીને અર્પણ કરેલી. એ અન્વયે ૧૮૯૪ માં રૂા. ૧૮૦૦૦) ની સરકારી નોટો સોસાયટીને મળી. આ રીતે કુલ રૂ. ૨૦૦૦૦) ની નોટો પુસ્તક તૈયાર કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળી. સદરહુ વિલની રૂએ એમની મિલકતની છેવટની રકમ રૂ. ૫૦૦૦)ની સરકારી લોનો સન ૧૯૩૩ માં સોસાયટીને વધુ મળી, એટલે ફંડ વધીને રૂા. ૨૫૦૦૦)નું થયું. આજ પર્યંત નીચેનાં પુસ્તક શેઠ હરગોવિંદદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા તરીકે પ્રસિદ્ધ થયાં છે.

| નામ | કીમત | નામ | કીમત |
|---|---|---|---|
| ૧ કયી કયી નાતેક કન્યાની અછતની નાની થતી જાય છે, અને તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય વિશે નિબંધ | ૦—૭ | ૪ બાળલગ્નથી થતી હાનિ | ૦—૬ |
| ૨ માને શિખામણ | ૦—૧૦ | ૫ પુનર્વિવાહ પક્ષની પૂરેપૂરી સોળ આના ફજેતી | ૦—૫ |
| ૩ નીતિમંદિર | ૦—૧૨ | ૬ ભોજનવ્યવહાર ત્યાં કન્યાવ્યવહાર | ૦—૪ |
| | | ૭ ધાર્મિક પુરુષો | ૦—૪ |
| | | ૮ વિવાહતત્ત્વસિંધુ | ૦—૪ |
| | | ૯ બેન્જામિન ફ્રેન્કલિન | ૧—૯ |

| | નામ | કીમત |
|---|---|---|
| ૧૦ | બોધક ચરિત્ર | ૦—૪ |
| ૧૧ | સદ્વર્તન | ૧—૮ |
| ૧૨ | રઘુવંશ (કાવ્ય) | ૧—૦ |
| ૧૩ | જાવજી દાદાજી ચોધરીનું જીવનચરિત્ર | ૦—૨ |
| ૧૪ | ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ | ૦—૧૨ |
| ૧૫ | ગુ. અર્વાચીન ઇતિહાસ | ૧—૦ |
| ૧૬ | નીતિસિદ્ધાંત | ૧—૦ |
| ૧૭ | ફ્રેન્સિસ બેકનનું જીવનચરિત્ર | ૧—૦ |
| ૧૮ | શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવનચરિત્ર | ૦—૬ |
| ૧૯ | પરોપકાર | ૦—૧૨ |
| ૨૦ | ઢોરનું ખાતર | ૦—૪ |
| ૨૧ | જગતનો અર્વાચીન ઇતિહાસ | ૨—૦ |
| ૨૨ | કિરતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ભાષાન્તર | ૧—૦ |
| ૨૩ | વિવિધ પ્રકારના હુન્નર ઉપયોગી તેજાબો | ૦—૧૨ |
| ૨૪ | વાર્નિશ | ૧—૦ |
| ૨૫ | જીવનનો આદર્શ | ૦—૧૨ |
| ૨૬ | કીર્તિકૌમુદી | ૦—૮ |
| ૨૭ | શિશુપાલવધ કાવ્ય (પૂર્વાર્ધ) | ૧—૦ |

| | નામ | કીમત |
|---|---|---|
| ૨૮ | હિન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઉદય | ૦—૬ |
| ૨૯ | રસાયનશાસ્ત્ર | ૦—૧૦ |
| ૩૦ | બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ ભા. ૨ જો | ૦—૧૨ |
| ૩૧ | જાપાનની કેળવણીપદ્ધતિ | ૦—૧૨ |
| ૩૨ | શિશુપાલવધ કાવ્ય (ઉત્તરાર્ધ) | ૧—૦ |
| ૩૩ | લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભા. ૧ | ૦—૧૨ |
| ૩૪ | ખગોળવિદ્યા | ૦—૧૨ |
| ૩૫ | લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભા ૨ | ૦—૧૨ |
| ૩૬ | વિક્રમાંકદેવચરિત્ર | ૦—૧૨ |
| ૩૭ | યુરોપી પ્રજાના આચરણનો ઇતિહાસ | ૧—૦ |
| ૩૮ | માનસશાસ્ત્ર | ૧—૦ |
| ૩૯ | શિક્ષિત આર્યસંતાનોનું આરોગ્ય | ૧—૦ |
| ૪૦ | સહકારપ્રવૃત્તિ | ૦—૧૨ |
| ૪૧ | ઇંગ્રેજી રાજ્યબંધારણ | ૧—૦ |
| ૪૨ | ઉદારમતવાદ | ૦—૧૨ |
| ૪૩ | સચિત્ર શરીરવિદ્યા | ૧—૦ |
| ૪૪ | હિન્દ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ પૂર્વાર્ધ | ૧—૦ |
| ૪૫ | હિ. ત. ઇ. ઉત્તરાર્ધ | ૧—૦ |

| નામ | કીમત | નામ | કીમત |
|---|---|---|---|
| ૪૬ બંગાળી સાહિત્યનો ઇતિહાસ | ૧—૦ | ૫૪ અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ખંડ ૧ | ૧—૦ |
| ૪૭ સંરક્ષણવાદ | ૧-૧૨ | ૫૫ અ. ગુ. રે. ખંડ ૨ | ૧—૦ |
| ૪૮ હિન્દી સાહિત્યનો ઇતિ. | ૧—૦ | ૫૬ અ. ગુ. રે. ખંડ ૩ | ૧—૦ |
| ૪૯ ઉપનિષદ્‌વિચારણા | ૧—૦ | ૫૭ જંતુશાસ્ત્રપ્રવેશિકા | ૧—૦ |
| ૫૦ હિન્દુ રાજ્યવ્યવસ્થા | ૧—૦ | ૫૮ આપણા કવિઓ, ખં. ૧ | ૧—૦ |
| ૫૧ સમાલોચના આખ્યાન | ૧—૦ | ૫૯ દિગ્દર્શન | ૧—૦ |
| ૫૨ વહાણવટાની પરિભાષા | ૦—૮ | ૬૦ ગુજરાતી ભાષાનો કોશ ૫ વર્ણ | ૧—૪ |
| ૫૩ અપભ્રંશ પાઠાવલિ | ૩—૦ | ૬૧ અર્વાચીન કવિતા | ૬—૮ |

પ્રસ્તુત પુસ્તક આ ગ્રંથમાળાનું ૬૧મું પ્રકાશન છે.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી
ભદ્ર, અમદાવાદ
તા. ૧૫-૧૨-૧૯૪૬

જેઠાલાલ જીવણલાલ ગાંધી
આસિસ્ટન્ટ સેક્રેટરી

# ઉપોદ્‌ઘાત

ડૉ. આનંદશંકર ધ્રુવના લેખોનો આ ચોથો સંગ્રહ છે. છેલ્લા 'દિગ્દર્શન'ની પેઠે આ પણ એમના અવસાન પછી બહાર પડે છે, પણ એની જ સાથે, આના નામને પણ એમની સંમતિ મળેલી છે.

આ સંગ્રહો અનેક મુશ્કેલીમાંથી પસાર થતા થતા પ્રસિદ્ધિમાં આવેલા છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના બજેટની મર્યાદા, છપામણી માટે સરકાર તરફથી નિયત થતા ભાગની મર્યાદા, છાપખાનાની અગવડ, એ બધાં કારણોને લીધે, સોસાયટી આ બધા સંગ્રહોની એક સમસ્ત યોજના હાથ ધરવાનું કરી શકી નહિ; તેને પોતાની સગવડ પ્રમાણે જુદે જુદે વરસે એકેકો સંગ્રહ કરવાનો નિર્ણય કરવો પડયો અને તેથી દરેક સંગ્રહ માટેના લેખોની પસંદગી તે એક પૂરતી જ, પછીના સંગ્રહથી નિરપેક્ષ રીતે કરવી પડે છે—આ અને બીજાં કેટલાંક કારણોને લીધે આ સંગ્રહમાં ડૉ. ધ્રુવના જૂના લેખો છે. આ લેખો પણ આપણને અનેક દૃષ્ટિએ અભ્યાસ યોગ્ય છે.

આનંદશંકરભાઇના લેખોનો થોડો પણ પરિચય હશે તે કહી શકશે કે તેમણે પ્રૌઢ વયે એમ કહેવાનો કશો અર્થ નથી પણ— પ્રૌઢ જ્ઞાને લખવા માંડેલું. એમણે લેખનની કારકિર્દી શરૂ કરી ત્યારે એમનું જ્ઞાન, એમનું જીવનદર્શન, સ્પષ્ટ અને વ્યવસ્થિત થયેલું હતું અને તેથી તેમના શરૂઆતના વિચારો પણ પ્રૌઢ અને ઉત્તર વયના વિચારો જેટલા જ સ્પષ્ટ, વ્યવસ્થિત અને સિદ્ધાન્તનિષ્ઠ છે.

આ સંગ્રહના પહેલા બે લેખો રસચર્ચાના છે. તેમાં પહેલા 'રસમીમાંસા'માં તેમણે એક રસિક લેખમાળાનો પ્રારંભ કર્યો છે, જે પછીથી ગ્રન્થમાં મૂકવાની યોજના જણાય છે: "અવલોકન વધારે શુદ્ધ, વિશાળતા અને ઉચ્ચતા ગ્રહતું ચાલે (એવા) હેતુથી પ્રકૃત

ગ્રન્થનો આરંભ થાય છે. કોઈ વિઘ્ન નહિ આવે તો આ ગ્રન્થના બે ખંડ પાડી,

(૧) એકમાં ગ્રીકલૅટિન ઈંગ્લિશ ફ્રેન્ચ વગેરે પાશ્ચાત્ય,

(૨) અને બીજામાં સંસ્કૃત ફારસી આદિ અત્રત્ય,

સહૃદયોના સિદ્ધાન્તોનો, બનતાં સુધી એમના શબ્દોમાં જ સંગ્રહ કરવામાં આવશે, અને પ્રસંગોપાત્ત ઉક્ત સિદ્ધાન્તનું ટુંકામાં કાંઇક કોઈક વિવેચન કરવાનો પણ યત્ન થશે" ( પૃ. ૩–૪ ) આ લેખમાળાનો પહેલો હપ્તો પ્લેટોના કાવ્યવિરોધી વિચારોના સંવાદોનો છે. કોણ જાણે શા કારણથી આ લેખમાળા આથી આગળ ચાલતી નથી. આ પછી પણ એમણે 'ઇતિહાસની આરસી' કે એવે નામે એક ઐતિહાસિક લેખમાળા લખવાનો ઇરાદો રાખેલો જે પણ ફળીભૂત થયો નથી. પશ્ચિમનાં વિવેચનોનો, સિદ્ધાન્તના "ટૂંકામાં કાંઇક કોઇક વિવેચન" વાળો તો નહિ પણ ઐતિહાસિક ક્રમે આવતા ગ્રંથોમાંથી કરેલાં અવતરણરૂપનો, એક સંગ્રહ સદ્ગત સેન્ટ્સબરીનો કરેલો ( Loci Critici ) અત્યારે ઉપલબ્ધ છે, અને બીજા પણ સમર્થ અંગ્રેજ વિવેચકોએ પશ્ચિમના વિવેચકોના સિદ્ધાન્તોની ઐતિહાસિક દૃષ્ટિએ ચર્ચા કરી છે. પણ આપણા વિવેચનગ્રન્થોનું એ પ્રકારનું દોહન હજી સુધી થયું નથી. હા, થોડા સમય પહેલાં શ્રી. નગીનદાસ પારેખે બંગાળાના સુપ્રસિદ્ધ પંડિત શ્રી. દાસગુપ્તાના 'કાવ્યવિચાર' નો ગુજરાતી અનુવાદ કર્યો છે, એ ઘણો ઉપયોગી ગ્રંથ છે, પણ હજી આનંદશંકરભાઈએ કલ્પેલો ગ્રંથ અગ્રથિત જ રહે છે. સ્વતંત્ર ચર્ચા વિના પણ સેન્ટ્સબરીના જેવો ગ્રંથ પણ મૂળ અને માત્ર ભાષાન્તર સાથે બહાર પડે તો પણ અભ્યાસીને બહુ ઉપયાગી થાય.

બીજા લેખ 'રસચર્ચા'માં ચર્ચાનો વિષય એ છે કે કાવ્યનો પ્રાણ એ વ્યંગ્યાર્થ છે, અને જે કાવ્યમાં કેવળ શબ્દચિત્ર હોય તે તો અધમ કાવ્ય છે. અત્યારે આ પ્રશ્ન આપણા સાહિત્યમાં જીવતો

પ્રશ્ન નથી, અત્યારે કોઇ સિદ્ધાન્ત તરીકે એમ નહિ જ કહે કે માત્ર ઉચ્ચારચમત્કારથી કાવ્ય બને, જો કે અત્યારે પણ, સામાન્ય જનની તો શું, પણ લોકમાં કાવ્યયશ પામેલા કેટલાક કવિતા–લેખકોની પણ, રુચિ તો એથી આગળ ગઇ જણાતી નથી. એ વિષય એક રીતે કાવ્યમાં ઉપરછલો ગણાય, પણ તેમાં પણ આનંદશંકરભાઇની ચર્ચા કાવ્યના મૂળભૂત સિદ્ધાન્તો સુધી ગઇ છે. અને કાવ્યશાસ્ત્રના ગહન ગ્રંથોનાં વાક્યો ઉપર તેની પ્રતિષ્ઠા થઇ છે. આનંદશંકરભાઇના કાવ્યચર્ચાના અન્ય લેખો આ લેખો સાથે અનુસન્ધાન કરવા યોગ્ય છે.

આ પુસ્તકમાં સંગૃહીત થયેલા લેખોમાં ઘણો મોટો ભાગ શિક્ષણ વિશેના લેખોનો છે. એ ઉપરથી કેળવણી વિશેની એમની શ્રદ્ધા અને ઉત્સાહ બન્ને જણાઇ આવશે. કેળવણીના નાનામાં નાની વાત, આંક કેમ બોલવા, કોષ્ટકો કયાં શીખવવાં, ઇતિહાસ ભૂગોળ કેમ શીખવવાં, એ ઉપર પણ તેમણે ધ્યાન આપ્યું છે. તેમજ 'યુનિવર્સિટિ'નું શિક્ષણ કેવું હોવું જોઇએ એની પણ ચર્ચા એમણે વારંવાર પ્રસંગે પ્રસંગે કરેલી છે. તે ઉપરાંત આપણા દેશની ખાસ પરિસ્થિતિને અંગે ઊભા થતા કેળવણીના પ્રશ્નો, જેવા કે સ્ત્રીશિક્ષણ, ગામડાની નિશાળોનાં ધોરણો અને તેના વિષયો, રાત્રિશાળા, એ પણ એમણે ચર્ચ્યાં છે. આ દેશમાં કે પરદેશમાં કેળવણીના વિષયોની જ્યારે જ્યારે ચર્ચા થાય ત્યારે તેનું હાર્દ આપણી જનતા સમજે તેને માટે તેમણે થાય તેટલા પ્રયત્નો કર્યા છે. કસરત, અકસ્માતના ઇલાજોનું શિક્ષણ, રમતગમતો, એ પણ એમની નજર બહાર નથી ગયાં. અરે ધર્મ-શિક્ષણની બધી મુશ્કેલીઓ સ્વીકારીને પણ તેમણે તેનો આગ્રહ રાખ્યો છે. અમદાવાદમાં ભરાવાની એક કેળવણી પરિષદ માટે તો તેમણે વિચારવાના વિષયોની એક લાંબી યાદી આપી છે, જે હજી પણ કેળવણીકારોને ઉપયોગી નીવડે. અત્યારે આપણા સમગ્ર દેશમાં કેળવણીનું

નવવિધાન થાય છે ત્યારે આ બધા લેખો ફરી મનન કરી જવા યોગ્ય છે.

એનાથી જરા ઓછી સંખ્યાના લેખો સંસારસુધારા વિશેના છે. આનન્દશંકરભાઈ હિંદની પ્રાચીન વિદ્યાના એક પ્રૌઢ પંડિત હતા, પણ તે સાથે તેઓ સંસારસુધારાની આવશ્યકતા પણ સ્વીકારતા. સંસારસુધારાના પ્રશ્નો ઉપર તેઓ આપણા પ્રાચીન ઇતિહાસમાંથી અને ધર્મશાસ્ત્રોમાંથી પ્રકાશ પાડતા. જરૂર પડે ત્યાં પોતાનો મતભેદ દર્શાવતાં પણ સુધારાના સિદ્ધાન્તોનું તેમણે સમર્થન કર્યું છે અને તેને સ્પષ્ટ ટેકો આપ્યો છે.

આ સંગ્રહમાં આ સિવાયના વિષયના લેખો ઝાઝા નથી. 'શાન્તિપાઠ' એ પહેલું મહાન યુદ્ધ પૂરું થયું તે સમયનું પ્રવચન છે. એ આખો લેખ, અલબત્ત રાજ્યપ્રકરણી હિલચાલોના વેગ કે બળથી નથી લખાયો, પણ તેમાં સ્પષ્ટ રીતે દૃષ્ટિબિન્દુ હિન્દુસ્તાનનું છે, બ્રિટનનું નથી, આપણી સંસ્કૃતિનું છે, પરદેશનું નથી. છેલ્લા પ્રાર્થનાના લેખમાં પ્રાર્થનાના હેતુની ચર્ચા છે.

આ આખો સંગ્રહ એક સમર્થ સામયિક સાહિત્યના લેખોનો સંગ્રહ છે. તેમાં ચર્ચા સામયિક પદ્ધતિની છે, એ રીતે તેમાં આપણા દેશના વિચારપ્રવાહોનું ઐતિહાસિક દર્શન થશે, પણ તે ઉપરાંત તેમાં વિષયોના મૂળભૂત સિદ્ધાન્તો અને તેનો વિનિયોગ, એનો પણ બોધ થશે. અને બધી ચર્ચામાં વિષયનું સર્વગ્રાહી દર્શન. વિરુદ્ધ પક્ષ તરફનો વિવેક અને ન્યાયબુદ્ધિ, અને જવાબદારીનું એકસરખું જાગૃત ભાન એ અત્યારે પણ દાખલો લેવા યોગ્ય, અનુકરણ અને અભ્યાસ યોગ્ય જણાશે.

આ સંગ્રહનો ઉપોદ્‌ઘાત પૂરો કરતાં એક કંઈક અંગત વાતનો નિર્દેશ કરવો પ્રાપ્ત થાય છે. આ ચારેય સંગ્રહોનું સંપાદનકાર્ય શ્રી. ઉમાશંકર જોષી અને મને સોંપાયેલું. તેમાં જૂના અંકો કાઢવા,

તેના લેખો જોઈ જવા, તેમાંથી પસંદ કરવા, અને પસંદ કરેલાને જુદાં જુદાં મથાળાં નીચે ગોઠવવા, એ સર્વ અત્યંત શ્રમનું કાર્ય શ્રી ઉમાશંકરે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં સંભાળી લઈ મને બધી મહેનતમાંથી ઉગારી લીધો છે, અને ઉપોદ્ઘાતનો યશોભાગ મને એકલાને જ આપ્યો છે. એ એમના બન્ધુકૃત્યની નોંધ લીધા વિના રહી શકતો નથી, ખાસ કરીને એટલા માટે કે તેઓ હવે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના અધિકારપદથી છૂટા થયા છે. આનંદશંકરભાઈ જેવાના સાહિત્યનો અભ્યાસ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી સંસ્થા, અને શ્રી ઉમાશંકર જેવાનો સહકાર, એવો યોગ હવે મારે માટે ફરી ક્યારે થવો!

૯–૧૨–'૪૬ રામનારાયણ વિ. પાઠક

# અનુક્રમણિકા

# રસમીમાંસા

## ઉદ્દેશ

કવિત્વાદિ ચૈતન્યધર્મનું સ્વરૂપ અને કાવ્યત્વાદિ–કલારૂપે થતો આવિર્ભાવ તે "રસ." આમ "રસ" શબ્દનો વિસ્તૃત અર્થ છે, અને એમાં સંગીત ચિત્ર આદિ કલાઓના રસનો પણ સમાવેશ થાય છે. સંકુચિત અર્થમાં 'રસ' શબ્દ માત્ર કવિત્વ અને કાવ્યત્વનો વાચક છે, અને એ અર્થમાં જ અત્રે 'રસ'ની મીમાંસા એટલે મનન, વિચાર આરંભવાને છે.

કલા એટલે વિસ્તૃત અર્થમાં 'રસ'ના વિષયમાં સારૂં ખોટું તપાસવા માટે સાધારણ રીતે મનુષ્ય પોતાના શોખ ઉપર જ આધાર રાખે છે. અને જો કે આ ધોરણ સર્વથા સદોષ કે નિરુપયોગી જ છે એમ નથી; તો પણ એ શાસ્ત્રીય ધોરણ નથી એ તો સ્પષ્ટ જ છે. સામાન્ય બુદ્ધિમાં જે અપૂર્ણતા અને ભ્રાંતિઓનો સંભવ રહે છે, તે દૂર કરવા માટે શાસ્ત્રની પ્રવૃત્તિ છે, અને તેવી પ્રવૃત્તિથી કેટલો લાભ થાય છે એ વાત શાસ્ત્રીય વિચાર થયા પછી જ એનો સામાન્ય બુદ્ધિ સાથે મુકાબલો કરતાં સમજાય છે. ઉદાહરણ તરીકે, એક ચિત્રશાળામાં શાસ્ત્રીય જ્ઞાન પ્રાપ્ત કર્યા વિના ચિત્રો ઉપર દૃષ્ટિ નાંખી જુવો, એક ચિત્રકાર કે ચિત્રકલાનાં તત્ત્વો સમજનાર માણસની મદદથી એનું અવલોકન કરો, અને પછી સ્વયં એ કલાનું જ્ઞાન મેળવી એ તપાસો, તો તમારી દૃષ્ટિમાં ઉત્તરોત્તર કેવું તારતમ્ય થતું આવે છે એ સમજાશે. જેમ કાવ્યાદિ સાહિત્ય રચવામાં સ્વાભાવિક કે ઈશ્વરકૃત શક્તિની જરૂર છે, તેમ એને માટે 'સહૃદયતા' હોવી એ પણ સર્વથા મનુષ્યને હાથ નથી.

તોપણ એટલું તો ખરૂં કે શાસ્ત્રીય વિચાર કરવાથી એ શક્તિમાં જે ઉચ્ચતા અને વિશુદ્ધિના સંસ્કાર આવે છે તે તે વિના નથી જ આવી શકતા. જ્યારે અવલોકનશાસ્ત્રનો વિસ્તીર્ણ અભ્યાસ થાય છે, અને જૂદા જૂદા દેશનાં અને જૂદા જૂદા સમયનાં અનેકાનેક કાવ્યો વિલોકવામાં આવે છે ત્યારે જ સહૃદયતા ખરેખરી ખીલે છે; તથા વિશુદ્ધ અને વિશાળ બને છે.

આવા શાસ્ત્રીય વિચારની ગમે તે કાળે અને ગમે તે સમયે પણ આવશ્યકતા સ્વતઃસિદ્ધ છે જ. પણ વર્તમાન સમયમાં ગુજરાતમાં તો એવા વિચારની ખાસ જરૂર છે. કવિતાના સ્વરૂપ વિષે ચર્ચા કરનાર ગ્રન્થો ગુજરાતી ભાષામાં ઘણા જ થોડા છે. જે બેચાર વિદ્વાનોએ એ સંબંધી લખવા પ્રયત્ન કર્યો છે, તેમણે ઘણું કરી અમુક અભિપ્રાયો પોતાના વિચારરૂપે જ સંગ્રહી પ્રદર્શિત કર્યા છે. પરંતુ આ પદ્ધતિમાં ગુણ અને દોષ ઉભય કાંઈક કાંઈક સમાએલા છે. ગુણ એ છે કે સંસ્કૃત અને અંગ્રેજી વગેરે જૂદાં જૂદાં કાવ્યો અને તે ઉપરનાં વિવેચનો, તેમજ કવિતાના સ્વરૂપ ઉપર સ્વતંત્ર નિબંધો વિલોકી તે સર્વમાંથી સારભૂત જે અબાધ્ય સિદ્ધાન્તો હાથ લાગે એ બરાબર સમજી લઈ વાચક આગળ મૂકાય તો તેથી વાચકને થોડે શ્રમે ઘણું જ્ઞાન થાય. પરંતુ જ્ઞાન પરત્વે આપણી હાલની દરિદ્ર સ્થિતિ ધ્યાનમાં લેતાં આ પદ્ધતિમાં એક ખામી પણ છે. અને તે એ છે કે જ્યાં સુધી સાધારણ વાચકને એ લેખકોના સિદ્ધાન્ત સંબંધે સારાસારનો વિવેક કરવા માટે જોઈએ તેટલાં સાધનો મળી આવતાં નથી, અર્થાત્ જ્યાંસુધી ગુજરાતી ભાષામાં વિવિધ પ્રકારનાં કાવ્યો, અવલોકનો અને તત્સંબંધી સામાન્ય નિબંધો સંખ્યાબંધ રચાયાં નથી, ત્યાંસુધી કાવ્યપરીક્ષામાં પૂર્વોક્ત લેખકોના સિદ્ધાન્તો ખરા છે કે ખોટા એ વિચારવાનું દુર્ઘટ થઈ પડે છે.

આ ખોટ થોડેક અંશે પણ પૂરી પડે એવા હેતુથી પ્રકૃત

ઉપક્રમ છે પણ અવલોકનની ઉચ્ચતા સાધવા ઉપરાંત અત્રે એક બીજો પણ ઉદ્દેશ છે. ગુજરાતી કવિતા હાલમાં અવનત દશા ભોગવે છે એ હરકોઇ કબૂલ કરશે. આગળની કવિતા વધારે સારી હતી એમ કહેવાનો આગ્રહ નથી. પરંતુ કોઇ પણ પ્રકારની સરખામણી ન કરતાં વર્તમાન સ્થિતિ વિષે જ બોલીએ તો એટલું કહ્યા વિના ચાલશે નહિ કે હાલનો સમય કવિતાનો સમય ગણી શકાય એમ નથી જ. આ સ્થિતિમાંથી કવિતાનો ઉદ્ધાર થવા માટે અનેક કારણોની અપેક્ષા છે. પ્રથમ અપેક્ષા તો દિવ્ય ચૈતન્યની છે. વ્યક્તિના અને સમાજના અન્તરાત્મામાં અપૂર્વ પ્રકાશ, બળ અને વેગનો આવિર્ભાવ થયા વિના કાવ્યોદ્ગાર અસંભવિત છે. પરંતુ આ કારણને બાદ કરીને બોલતાં, સમાજની સહૃદયતા કવિતાની ઉન્નતિનું એક મોટું કારણ છે. કવિતા અને સહૃદયતા એટલે અવલોકન વચ્ચે સાધારણ રીતે અન્યોન્યાશ્રયી કાર્યકારણ ભાવનો સંબંધ છે. જેમાં કવિતાનો પ્રદેશ વધારે વિસ્તીર્ણ થતો જાય છે તેમ અવલોકન વધારે વિશાળ, વધારે પ્રેમાળ અને વધારે રહસ્યગ્રાહી બનતું આવે છે.

અને જેમ અવલોકન વધાર શુદ્ધિ, વિશાળતા અને ઉચ્ચતા ગ્રહતું ચાલે છે તેમ તેની છાપ તે સમયની અને ભવિષ્યની કવિતા ઉપર પડતી જાય છે. આ રીતે કવિતા અને સહૃદયતાના ઊર્મિઓ જનચૈતન્યમાં લગભગ સાથે વહ્યાં કરે છે. અને તેથી સહૃદયતાની ઉન્નતિ એ પરિણામે કવિતાની જ ઉન્નતિ છે.

આમ ઉભય હેતુથી પ્રકૃત ગ્રન્થનો આરંભ થાય છે કાંઇ વિઘ્ન નહિ આવે તો આ ગ્રન્થના બે ખંડ પાડી,

(૧) એકમાં ગ્રીક લૅટિન ઇંગ્લિશ ફ્રેન્ચ વગેરે પાશ્ચાત્ય,

(૨) અને બીજામાં સંસ્કૃત ફારસી આદિ અત્રત્ય.

સહૃદયોના સિદ્ધાન્તોનો, બનતાં સુધી એમના શબ્દોમાં જ, સંગ્રહ કરવામાં આવશે, અને પ્રસંગોપાત્ત ઉક્ત સિદ્ધાન્તનું ટુંકામાં

કાંઇક કાંઇક વિવેચન કરવાનો પણ યત્ન થશે. આપણા દેશના ગ્રન્થો બહુધા સૂત્રરૂપે લખાએલા છે, એટલે એનું સંપૂર્ણ રીતે મહત્ત્વ અને ગાંભીર્ય સમજવા માટે ભાષ્યરૂપ વિસ્તારની જરૂર છે. અને તેવો સ્વતન્ત્ર વિસ્તાર પાશ્ચાત્ય વિદ્વાનોએ સ્થળે સ્થળે કર્યો છે. એમના પ્રદીપને પ્રકાશે આપણા સિદ્ધાન્તો વિલોકવાનું વધારે ઠીક પડશે એમ માની પાશ્ચાત્ય લખાણોને પૂર્વ ખંડમાં મૂક્યાં છે. અનુકૂળતા વિચારતાં આ ઔચિત્યભંગ નહિ ગણાય એમ આશા છે.

## કવિતા અને પ્લેટો

ગુરુ—આપણા રાજ્યની વ્યવસ્થામાં જે અનેક ગુણો મને પ્રતીત થાય છે તેમાં વિચારતાં કવિતા સંબંધી નિયમ કરતાં અન્ય કોઈ પણ નિયમ મને વધારે રુચિકર નથી.

શિષ્ય—આપ શેને ઉદ્દેશીને કહો છો ?

ગુરુ—અનુકરણાત્મક કવિતાને—જે નિઃસંદેહ અગ્રાહ્ય જ ગણાવી જોઈએ, અને આ વાત આત્માના અવયવોનું નિરૂપણ થવાથી વધારે સ્પષ્ટ થઈ છે.

શિષ્ય—આપ શું કહેવા માગો છો ?

ગુરુ—( કર્ણમાં ) તમને કહેવાને મને અડચણ નથી કે—સર્વ કાવ્યરૂપ અનુકરણો શ્રોતાજનની બુદ્ધિને હાનિકર છે, અને એમના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન એ જ એમના વિષનો પ્રતિબંધક ઉપાય છે.

શિષ્ય—આપનું કહેવું વધારે ખુલાસાથી સમજાવો.

ગુરુ—વારુ, સમજાવું છું—જો કે હોમર માટે મને હમેશ બાલ્યાવસ્થાથી પ્રેમ હતો, તથા એનો મારા ઉપર પ્રતાપ પડતો, જેને લીધે હજી પણ હું સ્પષ્ટતાથી મ્હારે મુખે આ શબ્દો ઉચ્ચારતાં અટકું છું. કેમકે એ નાટકીય મંડળનો એક મ્હોટો અગ્રણી અને શિક્ષક છે, પણ તું તો જાણે છે, કે " सत्यान्नास्ति परो धर्मः " ।

સત્યના કરતાં બીજો મ્હોટો કોઇ પણ ધર્મ નથી. એટલે પુરુષવિશેષને સત્યના કરતાં અધિક પૂજન કેમ અર્પાય ? માટે મ્હારે જે બોલવાનું છે તે હું બોલી દઇશ.

શિષ્ય–ત્યારે સારૂં.

ગુરુ–હું કહું છું તે લક્ષપૂર્વક સાંભળ; અથવા વધારે સારૂં તો એ છે કે મ્હારા પ્રશ્નોનો ઉત્તર આપ.

શિષ્ય–પૂછો.

ગુરુ–કહી શકીશ કે અનુકરણ એટલે શું ? ખરેખર હું નથી જાણતો માટે તને પૂછું છું.

શિષ્ય–ત્યારે સંભવ છે કે કદાચ હું એ જાણતો હોઉં.

ગુરુ–કેમ નહિ ? સૂક્ષ્મ દૃષ્ટિ જોઇ શકે છે તે કરતાં સ્થૂલ દૃષ્ટિ એ વધારે ત્વરાથી જોઇ શકે છે.

શિષ્ય–બરાબર. પણ તમારી આગળ તો, કદાચિત્ મને કોઇ વાતનું થોડું જ્ઞાન હોય તો પણ તે શબ્દોમાં ઉચ્ચારવાની મ્હારી હિંમત થઇ શકે નહિ. આપ જ સર્વ વિચાર ન ચલાવો ?

ગુરુ–હા–ત્યારે આપણી હમેશની રીત પ્રમાણે આપણે આપણો વિચાર આરંભીએ. જ્યારે અમુક વ્યક્તિઓ સમાન શબ્દ-વાચ્ય હોય છે ત્યારે આપણે એમ સ્વીકારીએ છીએ કે એ સર્વને તત્–સદૃશ એક સામાન્ય ભાવના વા સ્વરૂપ પણ હોય છે. હું શું કહું છું તે સમજ્યા ?

શિષ્ય–હાજી.

ગુરુ–એક સાધારણ ઉદાહરણ લઇએ. જગતમાં શયનો અને ટેબલો છે; ઘણાં અસંખ્ય છે. નહિ વારૂ ?

શિષ્ય–હા, છે.

ગુરુ–પણ તેમની સામાન્ય ભાવના એટલે સ્વરૂપો તો બે જ છે, એક શયનની ભાવના અને બીજી ટેબલની.

શિષ્ય–ખરી વાત.

ગુરુ–અને, એ ભાવનાને અનુસરી એક ટેબલ કે શયનનો બનાવનાર આપણે માટે તે તે પદાર્થ બનાવે છે એમ આપણે કહીએ છીએ. પણ કોઈ પણ કારીગર એ ભાવનાઓને બનાવી શકતો નથી. શી રીતે બનાવી શકે?

શિષ્ય–અશક્ય જ.

ગુરુ–અને એક બીજો કારીગર છે. જોઉં, એ વિષે તું શું કહે છે?

શિષ્ય–એ કોણ?

ગુરુ–અન્ય સર્વ કર્તાઓની કૃતિઓનો કર્તા છે તે.

શિષ્ય–અહો! કેવા અસાધારણ પુરુષ!

ગુરુ–જરા થોભ, અને તને એમ કહેવાને વળી અધિક કારણ જણાશે. કેમકે આ પુરુષ તે એ છે કે જે દરેક જાતનાં ઘટાદિ પાત્રો બનાવી શકવા સમર્થ છે; એટલું જ નહિ, પણ વનસ્પતિઓ તથા પ્રાણીઓને એ બનાવી શકે છે, પોતાને અને અન્ય સર્વ પદાર્થોને એ બનાવી શકે છે, પૃથ્વી અને સ્વર્ગને, સ્વર્ગમાં અને પૃથ્વી તળે જે જે પદાર્થો વસે છે તે સર્વને એ બનાવે છે; દેવતાઓને પણ એ જ બનાવે છે.

શિષ્ય–ત્યારે તો ખરેખર એ કોઈક જાદુગર જ!

ગુરુ–આ વાત ઉપર તને પ્રતીતિ આવતી નથી, નહિ વારુ? શું તું એમ કહેવા ઇચ્છે છે કે આવો કર્તા એટલે સ્રષ્ટા સંભવતો નથી; અથવા તો એક અર્થમાં સંભવે છે પણ બીજા અર્થમાં સંભવતો નથી? તને જણાય છે કે એક એવી પણ રીત છે કે જે રીતે એ સર્વને તું પોતે ઉત્પન્ન કરી શકે?

શિષ્ય–શી રીતે?

ગુરુ–ઘણી જ સ્હેલી રીતે અથવા, એવી ઘણી રીત છે કે જે વડે એ આશ્ચર્ય જેવું લાગતું કૃત્ય પણ સ્હેલાઈથી અને ત્વરાથી કરી

શકાય,–એક આદર્શ આસપાસ ફેરવવું, એટલે ક્ષણવારમાં તું સૂર્ય, ચંદ્ર, આકાશ, પૃથ્વી, પ્રાણીઓ, વનસ્પતિઓ તેમજ ત્હારા સુદ્ધાંત જે જે વસ્તુઓની આપણે હમણાં જ વાત કરી તે સર્વને આદર્શમાં તું ઉત્પન્ન કરી શકીશ.

શિષ્ય–હા–પણ એ તો માત્ર આભાસ જ થાય.

ગુરુ–ઘણું જ સારૂં. હું જે સ્પષ્ટ કરવા માગું છું તેની સમીપ તું આવતો જાય છે. અને ચિત્રકાર પણ એવો જ બીજો કર્તા છે; આભાસનો કર્તા; નહિ ?

શિષ્ય–બેશક.

ગુરુ–પણ ત્યારે તો હું ધારૂં છું કે તું કહીશ એ જે સર્જે છે તે અસત્ય છે. છતાં, એક અર્થમાં ચિત્રકાર પણ શયન ઉત્પન્ન કરે છે જ ?

શિષ્ય–હા, પણ ખરૂં શયન નહિ.

ગુરુ–ત્યારે શયન બનાવનાર એમ કહેવાનો શો અર્થ ? તેં ન કહ્યું કે એ શયનની સામાન્ય ભાવના નહિ, પણ શયનવિશેષ જ સર્જી શકે છે ? કેમકે આપણા સિદ્ધાન્ત પ્રમાણે તો ભાવના એ પદાર્થનું 'નિત્ય સામાન્ય' તત્ત્વ છે એટલે એ સર્જી શકતા નથી. ત્યારે એટલું સિદ્ધ થયું કે–જે સત્ છે તેને એ ઉત્પન્ન કરી શકતો નથી તો એ જે ઉત્પન્ન કરે છે તે વાસ્તવિક સત્તા નહિ પણ પ્રાતિભાસિક સત્તા જ છે. અને જો કોઈ એમ કહે કે અમુક કારીગરની કૃતિ વાસ્તવિક સત્તાયુક્ત છે તો એ એનું કહેવું માની શકાય નહિ.

શિષ્ય–એટલું તો ખરૂં જ કે તત્ત્વજ્ઞાનીઓ તો એ કહેવું અસત્ય જ માનશે.

ગુરુ–ત્યારે એમ કહેનારની કૃતિ પણ અસત્ય હોય એમાં આશ્ચર્ય નહિ.

શિષ્ય–નહિ જ.

ગુરુ–ત્યારે હવે આપણી આગળ જે દૃષ્ટાંતો પડ્યાં છે તેને આધારે આ( વાસ્તવિક સત્તાના પ્રતિભાસ )નો અનુકર્તા કોણ છે તે તપાસીએ.

શિષ્ય–જેમ મરજી.

ગુરુ–ત્યારે જુવો અત્રે ત્રણ શયન છે; એક 'મૂલ કૃતિ'ગત, જેનો કર્તા ઈશ્વર છે એમ કહી શકાય. કારણ કે એનો બીજો કોઈ કર્તા નથી.

શિષ્ય–ના, નથી.

ગુરુ–બીજું સુતારે બનાવેલું.

શિષ્ય–હા.

ગુરુ–ત્રીજું, ચિત્રકારે.

શિષ્ય–હા.

ગુરુ–ત્યારે શયન ત્રણ પ્રકારનાં છે, અને તદધિષ્ઠાતા કર્તાઓ પણ ત્રણ છે: (૧) ઈશ્વર (૨) શયન વિશેષ ( સ્થૂલ શયન ) બનાવનાર સુતાર, અને (૩) ( એ શયનનું ચિત્ર આલેખનાર ) ચિત્રકાર.

શિષ્ય–હા.

ગુરુ–ઈશ્વરે સ્વેચ્છાથી કે સ્વભાવરૂપ નિયતિથી પ્રેરાઈ મૂલપ્રકૃતિમાં એક જ શયન બનાવ્યું. આવાં ભાવનાત્મક શયનો એક કરતાં અધિક ઈશ્વરે કદાપિ ઉત્પન્ન કર્યાં નથી, અને કરશે નહિ.

શિષ્ય–એમ કેમ ?

ગુરુ–કારણ કે યદ્યપિ એણે બે જ ઉત્પન્ન કર્યાં હોત તો પણ એ બેથી પર એક ત્રીજું સિદ્ધ થાત, અને તે પૂર્વોક્ત બેની ભાવના કરતાં, એ બેની ભાવનારૂપે અસિદ્ધ થઈ જાત.

શિષ્ય-બરાબર.

ગુરુ-ઈશ્વરને આ જ્ઞાન હતું અને તેથી તે શયનવિશેષનો કર્તાવિશેષ થવા ઈચ્છતો ન હતો, પણ વાસ્તવિક શયનનો વાસ્તવિક કર્તા

થવા ઇચ્છતો હતો અને તેથી એવું શયન ઉત્પન્ન કર્યું કે જે તત્ત્વતઃ અને સ્વભાવતઃ એક જ હોઈ શકે.

શિષ્ય—હા, આપણો સિદ્ધાંત એમ જ છે.

ગુરુ—ત્યારે આપણે એને શયનનો સ્વાભાવિક નિર્માતા એટલે કર્તા માનીશું?

શિષ્ય—હા—કેમકે સ્વાભાવિક સર્ગક્રિયા દ્વારા એ આનો અને બીજા સર્વ પદાર્થોનો કર્તા છે.

ગુરુ—ત્યારે સુતાર એ શયનનો કર્તા નહિ?

શિષ્ય—ખરો.

ગુરુ—પણ ચિત્રકારને તું સ્રષ્ટા અને કર્તા કહીશ?

શિષ્ય—ના જ.

ગુરુ—ત્યારે જો એ કર્તા નથી, તો એ શયન સાથે કેવી રીતે સંબંધ્ય છે?

શિષ્ય—હું ધારું છું કે એને અન્યની કૃતિનો (કર્તા નહિ પણ) અનુકર્તા કહી શકાય.

ગુરુ—સારું. ત્યારે મૂલપ્રકૃતિથી અવરોહ પરંપરામાં જે ત્રીજે સ્થળે આવે છે તેને તું અનુકર્તા કહે છે, નહિ?

શિષ્ય—હા જી.

ગુરુ—અને નાટકકાર પણ એક અનુકર્તા છે, અને તેથી એ રાજાથી અને સત્યથી ત્રણ પેઢીએ દૂર છે?

શિષ્ય—એમ લાગે છે ખરું.

ગુરુ—ત્યારે અનુકર્તા વિષે આપણી સંમતિ છે. પણ ચિત્રકારનું કેમ? હું જાણવા માગું છું કે એ મૂલપ્રકૃતિગત પદાર્થનું અનુકરણ કરે છે, કે કારીગરની કૃતિઓનું?

શિષ્ય—બીજું.

ગુરુ—હજી તારે નક્કી કરવાનું છે કે એ અનુકરણ તે કૃતિઓના વાસ્તવિક સ્વરૂપનું છે કે આભાસમય સ્વરૂપનું ?

શિષ્ય—આપ શું કહેવા માગો છો ? એ જરા સમજાવો તો ઠીક.

ગુરુ—મ્હારૂં કહેવું એમ છે કે આપણે એક શયનને ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુથી વિલોકી શકીએ, બાજુથી, સામેથી વગેરે અને તે પ્રમાણે એ શયન ભિન્ન ભિન્ન પ્રકારે ભાસશે, જો કે વસ્તુતઃ કાંઈજ ભેદ નથી.

શિષ્ય—ખરી વાત—જે ભેદ છે તે માત્ર ભાસમાન જ છે.

ગુરુ—ત્યારે હવે તને એક બીજો પ્રશ્ન પૂછું : ચિત્રકળાનો ઉદ્દેશ શો છે ? પદાર્થના ખરા સ્વરૂપનું અનુકરણ કરવાનો, કે માત્ર એના ભાસમાન રૂપનું ? અર્થાત્ વસ્તુનું કે આભાસનું ?

શિષ્ય—આભાસનું.

ગુરુ—ત્યારે અનુકરણ કરનારને સત્યથી ઘણું ઘણું અંતર છે; અને એ સર્વ પદાર્થ કરી શકે છે એનું કારણ એટલું જ છે કે એમના એક અલ્પ ભાગને જ—અને તે એમની આભાસાત્મક છાયાને જ વળગે છે. ઉદાહરણઃ એક ચિત્રકાર પોતે મોચી સુતાર વગેરેને એમના હુન્નરનો લેશ પણ જાણ્યા વિના ચીતરી શકે છે. અને એ સારો કારીગર હોય તો છોકરાંને અને ભોળાં માણસોને સહજમાં છેતરી શકે છે. તે એમને દૂરથી એક સુતારનું ચિત્ર બતાવશે; તો એ બિચારાં માની જશે કે એ ખરેખરો સુતાર છે.

શિષ્ય—એમ જ.

ગુરુ—કોઈ એમ કહે છે કે મેં એક સર્વ હુન્નરમાં નિપુણ, હરેક પદાર્થ સર્વ કરતાં ઉત્તમ રીતે જાણનાર એવો માણસ જોયો—તો જાણવું કે એ કહેનાર બિચારો જ્ઞાન, અજ્ઞાન અને અનુકરણનાં સ્વરૂપનું વિવેચન કરી જોવા શક્તિમાન ન હોવાથી

ભ્રાંતિમાં પડ્યો છે, કે કોઈ જાદુગરે કે નટે જેને એ સર્વજ્ઞ માને છે એવાએ એને છેતર્યો છે.

શિષ્ય–નિઃસંદેહ.

ગુરુ–અને એ જ રીતે, જો કોઈ આપણને એમ કહે કે હોમર અને નાટક–કારો સદ્‌ગુણ અને દુર્ગુણ, દૈવી અને માનુષી સર્વ વસ્તુઓ જાણે છે, કેમકે એ સર્વ જાણ્યા વિના સારા કવિ થઈ શકાતું નથી–તો આપણે વિચારવું કે આ વાતમાં એવી જ ભ્રાંતિ તો નહિ હોય ? એમનાં અનુકરણો અનુકરણો હોઈ સત્યથી ત્રીજી ભૂમિકા જેટલાં દૂર છે, અને તે સત્યના જ્ઞાન શિવાય સ્હેલાઈથી ઉત્પન્ન કરી શકાય છે. પણ કદાચ કવિઓ ખરેખર તે તે પદાર્થના જાણીતા તો ન હોય !

શિષ્ય–આ વિચારવા જેવી બાબત છે ખરી.

ગુરુ–તું ધારે છે કે કોઈ માણસ જેમ પ્રતિબિંબને તેમજ બિંબને ઉત્પન્ન કરી શકતો હોય તો બિંબને છોડી પ્રતિબિંબ કરવા તરફ પ્રવૃત્ત થાય ? જાણે પ્રતિબિંબ એટલે અનુકરણ કરવા કરતાં એનામાં કાંઈ ઉચ્ચતર વસ્તુ હોય જ નહિ. એમ અનુકરણમાં જ એ પોતાના જીવનનો ઉદ્દેશ પરિસમાપ્ત કરે ?

શિષ્ય–હું ધારું છું, ન જ કરે.

ગુરુ–જે ખરા કારીગરને પોતાની કૃતિના વિષયનું જ્ઞાન છે, તેનું લક્ષ પરમાર્થ ( સત્ય ) ઉપર જ રહેશે, અનુકરણ ઉપર નહિ રહે; અને પોતાના સ્મરણાર્થ અનેક સુન્દર કૃતિઓ પોતા પાછળ એ મૂકવા ઈચ્છશે; તથા અન્યવિષયક શ્લાઘાઓના કરતાં અન્યકર્તૃક શ્લાઘાઓનો (યોગ્ય) વિષય થવા યત્ન કરશે.

શિષ્ય–અને માન તથા લાભ પણ એમાં જ છે.

ગુરુ–ત્યારે આપણે હોમરને એક પ્રશ્ન પૂછવો જોઈએ; અને ઔષધ કે કોઈ પણ વિદ્યા જે સંબંધી એનાં કાવ્યોમાં માત્ર પ્રસંગો-

પાત્ત જ ઉલ્લેખ છે એ વિષે નહિ, તેમજ વળી એણે એસ્કલેપિઅસની માફક કોઈપણ રોગીને નીરોગ કર્યા છે કે નહિ, અથવા તો ઉક્ત વિષયમાં પોતાની પાછળ અનુયાયિરૂપ કોઈ સંપ્રદાય મૂક્યો છે કે નહિ—એ વિષે પણ નહિ. આપણે તો એને કેળવણી, યુદ્ધકલા, રાજનીતિ વગેરે જે એનાં કાવ્યોના મુખ્ય અને ઉમદામાં ઉમદા વિષયો છે એ સંબંધી પૂછવાનું છે, અને તેમ પૂછવાનો તો આપણો હક છે. "ભાઈ હોમર, સદ્‌ગુણ સંબંધી તમે જે કહો છો તેમાં જો તમે સત્યથી બીજી ભૂમિકા ઉપર હો અને ત્રીજીએ નહિ, એટલે પ્રતિબિંબ બનાવનાર અનુકર્તા નહિ પણ બિંબવિશેષના જ કર્તા હો, તથા કયા ઉપક્રમો મનુષ્યને તેના વ્યષ્ટિ અને સમષ્ટિ જીવનમાં સારા અથવા નઠારા બનાવે છે તેવો વિવેક કરવા આપ સમર્થ હો તો અમને એટલું કહો કે કયું રાજ્ય કદી પણ તમારી મદદ વડે સારી રીતે ચાલ્યું? લૅસિડિમનની સુવ્યવસ્થા લાઈકર્ગસને લીધે છે; અને બીજાં ઘણાં નગર રાજ્યોને પણ એના જેવાથી જ લાભ થયો છે; પણ એમના સારા કાયદા તમે બાંધ્યા છે, અથવા તો એમનું કાંઈ પણ તમે સુધાર્યું છે એમ કોણ કહે છે? ઇટાલિ અને સિસિલિ ચૅરાનડાસનું અભિમાન કરે છે, અને સોલન આપણામાં પ્રખ્યાત થયો છે; પણ કયા નગરને તમારે વિષે અભિમાન ધરવા જેવું છે? હોય તો એ બતાવે.

શિષ્ય—મને નથી લાગતું હોય. હોમરના અનુયાયીઓ પોતે પણ હોમરે કાયદા બાંધ્યા છે એવો મિથ્યા હક નથી કરતા.

ગુરુ—વારુ, પણ એ હયાત હતો ત્યારે એનાથી અથવા તો એની સલાહથી અમુક યુદ્ધ વિજયી નીવડ્યું એમ ઇતિહાસમાં જાણવામાં છે?

શિષ્ય—ના, નથી.

ગુરુ—વળી જો હોમરે કોઇ જાહેર દેશસેવા બજાવી નથી, તો કહો કે એણે કોઈના ખાનગી માર્ગોપદેશક કે શિક્ષક તરીકે પણ કાંઈ કર્યું છે? અથવા તો પાઇથેગોરાસની માફક કોઈ પણ જીવનપદ્ધતિ પ્રચલિત કરી છે?

શિષ્ય—ના જ.

ગુરુ—વળી, શિષ્ય, તું એમ ધારે છે કે જો હોમર ખરેખર મનુષ્ય-જાતિને કેળવવા અને સુધારવા શક્તિમાન હોત—જો એ માત્ર અનુકર્તા જ નહિ, પણ વાસ્તવિક જ્ઞાનથી સંપન્ન હોત, તો એને અનેક અનુયાયીઓની ખોટ રહેત કે એમના માન અને પ્રેમને એ પાત્ર ન થાત?

પાઇથેગોરાસ જેવાઓએ એમના તત્સમયના બન્ધુઓને માત્ર એટલું જ કહેવું રહે છે કે, ભાઈઓ, જ્યાં સુધી તમે અમને તમારા વિદ્યાસંપાદનના અધિષ્ઠાતા નહિ નીમો ત્યાં સુધી તમે તમારું ગૃહ કે રાજ્ય કદી પણ ચલાવી શકવાના નથી, અને આ યુક્તિ એમના ઉપર જન મંડળની પ્રીતિ ઉત્પન્ન કરવામાં એવી તો સબળ નીવડે છે કે એમના સહચરો એમને માથે લઇને ફરે છે એમ કહીએ તો પણ ચાલે. અને ત્હારી કલ્પનામાં પણ આવી શકે છે કે હોમર અને હિસિયડ જો મનુષ્યજાતિને સદ્ગુણી બનાવી શકવાને સમર્થ હોત તો એમને એમના સમયના જનો વૃથા આડંબરી અને અસંખ્ય કવિતાના ઉદ્ગાતાઓ થઈ પડી રહેવા દેત? શું એ એમને સુવર્ણવત્ અમૂલ્ય માની પોતાની સાથે ન રાખત? અને એમ રહેવા જો તે ના કહેત તો એમના શિષ્યો તેટલી વિદ્યા સંપાદન કરતાં સુધી એમની પાછળ પાછળ ના ભમત?

શિષ્ય—હા, એ તો સત્ય છે.

ગુરુ—ત્યારે આ ઉપરથી એમ અનુમાન નથી થતું કે આ હોમર

આદિ કવિ વ્યક્તિઓ માત્ર અનુકર્તા જ છે; તેઓ સદ્ગુણ વગેરેની પ્રતિકૃતિઓનું જ અનુકરણ કરે છે, પણ સત્યથી તો દૂર જ છે? કવિ, ચિત્રકારની માફક, જો કે વીણા બનાવનારના ધંધા વિષે કેવળ અજ્ઞાન છે છતાં વીણા બનાવનારનું ચિત્ર બનાવશે, અને એ ચિત્ર જે પુરુષો એ વિષયમાં એના જેટલા અનભિજ્ઞ છે અને જેમને માત્ર આકૃતિ અને રંગોનો જ વિચાર છે તેમને માટે તો સારૂં જ છે.

શિષ્ય—એમ જ.

ગુરુ—અને એ જ રીતે કવિ પણ પદ વાક્ય વડે અનેક કલાઓને આલેખે છે, જો કે પોતે તો એ કલાઓ સંબંધી માત્ર અનુકરણ કરવા જેટલું જ જ્ઞાન ધરાવે છે. અને બીજા મનુષ્યો જે એના જેટલા જ અજ્ઞાન હોય છે અને માત્ર એના શબ્દો ઉપર જ વિચાર બાંધે છે, તે એમ માની બેસે છે કે યુદ્ધકળા, આયુર્વિદ્યા, કે જે જે વિષય સંબંધી છંદ-પ્રાસાદિકમાં એ બોલે તે ઉત્તમ જ બોલે છે. સંગીત અને છંદપ્રાસાદિકમાં એવું મધુર આકર્ષણ રહ્યું છે! અને મને લાગે છે તેં વારંવાર જોયું હશે કે કવિઓનાં વર્ણનો, એમાંથી સંગીતનાં સુંદર રંગો કાઢી લઈ સાદા ગદ્ય રૂપે મૂકવામાં આવે છે ત્યારે તે કેવાં નિર્માલ્ય લાગે છે?

શિષ્ય—ખરૂં.

ગુરુ—જેમ કેટલીક આકૃતિઓ વસ્તુતઃ સુંદર ન હોતાં માત્ર વિકાસ-દશામાં હોઈ સૌન્દર્યનો આભાસ ધારણ કરે છે તેમજ કવિ-તાનું પણ છે. ( ગદ્યરૂપે કરી જોતાં ) એના યૌવનનો (ભ્રાંતિ-જનક) બહાર ઊડી જાય છે. નહિ?

શિષ્ય—એમ જ.

ગુરુ—વળી બીજું :— પ્રતિકૃતિના કર્તાને — અર્થાત્ અનુકર્તાને,

વાસ્તવિક સત્તાનું કાંઈ જ ભાન નથી. એ તો માત્ર આભાસ જ જાણે છે. કેમ, ખોટું છે?

શિષ્ય–ના.

ગુરુ–ત્યારે હવે અધુરા ખુલાસાથી સંતોષ ન પામતાં એ વસ્તુને સ્પષ્ટ સમજી લઈએ.

શિષ્ય–ચલાવો.

ગુરુ–ચિત્રકાર એક વીણા કે તલવારનું ચિત્ર આલેખે છે?

શિષ્ય–હા

ગુરુ–અને એ બનાવે છે સુતાર લુહાર?

શિષ્ય–હા.

ગુરુ–પણ ચિત્રકારને વીણા કે તલવારનાં વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન નથી. એના આલેખનાર ચિત્રકારને નથી એટલું જ નહિ, પણ એના બનાવનાર સુતાર લુહારને પણ નથી. વીણા એટલે શું એનું ખરૂં જ્ઞાન એના વગાડનારને, અને તલવાર એટલે શું એનું ખરૂં જ્ઞાન એનો ઉપયોગ કરી જાણનાર વીરને જ છે.

શિષ્ય–ખરેખર.

ગુરુ–અને એ જ પ્રમાણે બધી વસ્તુઓનું.

શિષ્ય–શું?

ગુરુ–કે પ્રત્યેક વસ્તુ સાથે ત્રણ પ્રકારની કૃતિઓનો સંબંધ છે; (૧) ભોક્તાની (૨) કર્તાની (૩) અનુકર્તાની.

શિષ્ય–હા

ગુરુ–પ્રત્યેક જડ વા ચેતન પદાર્થ ઘટનાની, અને મનુષ્યની પ્રત્યેક પ્રવૃત્તિની ઉત્કૃષ્ટતા, સુન્દરતા તથા વાસ્તવિકતા પ્રકૃતિએ અને મનુષ્યકર્તાએ જે જે અર્થે એ વસ્તુઓ ઘડેલી છે તે તે અર્થની સાપેક્ષ છે.

શિષ્ય–ખરૂં.

ગુરુ–ત્યારે ( તે તે વસ્તુનો ) ભોક્તા, જેને સૌ કરતાં એ વસ્તુનો વિશેષ અનુભવ છે, એ જ એના બનાવનાર ( કારીગર )ને

એ વસ્તુના ઉપયોગથી જણાતા સારા ખોટા ગુણો બતાવી શકશે. ઉદાહરણ તરીકે, વીણા વગાડનાર જ એના બનાવનારને કહી શકશે કે કઈ વીણા જોઈએ તેવી છે; એ જ એને સમજાવશે કે એણે એ કેવી બનાવવી જોઈએ, અને પછી કારીગર તો એ સૂચનાને અનુસરશે, એટલું જ.

શિષ્ય–અલબત્ત.

ગુરુ–પણ અનુકર્તાને આ બેમાંનું એક પણ છે? એનું ચિત્ર સુન્દર અને યથાર્થ છે કે નહિ એ વિષે ઉપભોગ કરીને જેમ જ્ઞાન મેળવી શકાય છે તેમ એણે જ્ઞાન મેળવ્યું છે? અને આવા જ્ઞાતાની સાથે સંબંધમાં આવીને તથા એની પાસેથી સૂચના મેળવીને જેમ શ્રદ્ધા એટલે પરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે તે પણ એને છે?

શિષ્ય–બેમાંથી એક પણ નહિ

ગુરુ–અને જેમ એના અનુકરણના સારાનરસાપણાનું એને જ્ઞાન નથી, તેમ યથાર્થ શ્રદ્ધા પણ નથી.

શિષ્ય–નથી જ.

ગુરુ–ત્યારે જો, અનુકર્તાને એની કૃતિઓનું કેવું અપૂર્વ જ્ઞાન!

શિષ્ય–તદ્દન અજ્ઞાન.

ગુરુ–ત્યારે આટલે સુધી આપણે મળીએ છીએ, કે જે વસ્તુનું અનુકર્તા અનુકરણ કરે છે તેવું તેને જ્ઞાન કહેવા લાયક જ્ઞાન હોતું નથી. અનુકરણ તો એક રમત કે વિનોદ માત્ર છે, અને નાટકકારો તો સર્વથી અધિકમાં અધિક અનુકર્તા છે.

શિષ્ય–બરાબર.

ગુરુ–ત્યારે કહે, હું તને પ્રતિજ્ઞા આપી પૂછું છું કે અનુકરણને સત્યથી ત્રણ પેઢી દૂરના પદાર્થ સાથે જ સંબંધ છે એમ આપણે સિદ્ધ કર્યું કે નહિ?

ગુરુ–ત્યારે કહે–હું તને પ્રતિજ્ઞા આપી પૂછું છું–કે અનુકરણને સત્યથી ત્રણ પેઢી દૂરના પદાર્થ સાથે જ સંબંધ છે એમ આપણે સિદ્ધ કર્યું કે નહિ?

શિષ્ય–હા, કર્યું જ.

ગુરુ–અને કહો–મનુષ્યની કઈ શક્તિ આગળ અનુકરણ રજુ થાય છે?

શિષ્ય–એટલે શું?

ગુરુ–સમજાવું, લક્ષ રાખજે—એક પદાર્થ જે પાસેથી જોતાં મ્હોટો છે તે દૂરથી જોતાં ન્હાનો લાગે છે?

શિષ્ય–હા.

ગુરુ–અને એક લાકડી જે જળની બહાર સીધી જણાય છે તે જ જળમાં વાંકી જણાય છે; અને આપણી દ્રષ્ટિ રંગની બાબતમાં ભ્રાંતિશીલ હોવાને લીધે, અંતર્ગોળ બહિર્ગોળ ભાસે છે. અને આ રીતે દરેક પ્રકારનો ભ્રમ આપણી અંદર પ્રત્યક્ષ થાય છે. અને મનુષ્યના અંતઃકરણની આ એ જ અશક્તિ છે કે જેનો ચિત્રાદિક કલા લાભ લઈ જાદુ જેવી અસર ઉત્પન્ન કરી શકે છે.

શિષ્ય–ખરું.

ગુરુ–અને આ પ્રસંગે, માપ, સંખ્યા, અને તોલન રૂપી માન (પ્રમાણ)–પદ્ધતિ મનુષ્યબુદ્ધિને ભ્રાંતિમાંથી ઊગારે છે–અને ત્યાં જ એની ખૂબી રહેલી છે; અને પછી માત્ર ભાસમાન એવા અધિકતા, ન્યૂનતા આદિ ધર્મો આપણા ઉપર અસર કરી શકતા નથી, કેમકે સંખ્યા, માપ, અને તોલરૂપી માન (પ્રમાણ) વડે એમનો બાધ થાય છે.

શિષ્ય–બરાબર.

ગુરુ–અને આ આત્માના પરિ(પ્ર)મિતિ સાધક બુદ્ધયંશ ( Rational

Principle ) જેને-વિવેક શક્તિ એવું નામ પણ આપી શકાય, તેનું જ કાર્ય હોવું જોઈએ.

શિષ્ય—એમ જ.

ગુરુ—અને જ્યારે આ બુદ્ધિ પરિ(પ્ર)મિતિ કરીને નિશ્ચય કરી આપે છે કે અમુક પદાર્થો સરખા છે, અથવા અમુક ન્હાના મોટા છે, ત્યારે પરસ્પર વિરોધ× જેવું ઉત્પન્ન થાય છે?

શિષ્ય—હા.

ગુરુ—પણ આપણે તો માનીએ જ છીએ કે આવો વિરોધ વસ્તુમાં સંભવે જ નહિ, કેમકે એક જ શક્તિ એક જ પદાર્થના એક કાલાવચ્છેદે કરીને પરસ્પર વિરુદ્ધ મત કેમ બાંધી શકે?

શિષ્ય—બરાબર.

ગુરુ—ત્યારે આત્માનો જે અંશ પરિ( પ્ર )મિતિથી વિરુદ્ધ મત બાંધે છે, તે તદનુસાર મત બાંધનાર અંશથી ભિન્ન છે?

શિષ્ય—હા.

ગુરુ—અને પરિ( પ્ર )મિતિને અનુસરનાર અંશ તે આત્માનો ઉચ્ચ અંશ?

શિષ્ય—એમ જ.

ગુરુ—અને તેથી વિરોધી અંશ તે એક નીચ અંશ?

શિષ્ય—બેશક.

ગુરુ—મ્હારે એ જ સિદ્ધ કરવાનું હતું કે ચિત્રાદિ કલા અનુકરણ સામાન્ય-સત્યથી બહુ જ દૂર છે, અને બુદ્ધિથી વિદૂર એવા આત્માના તત્ત્વો સાથે જ મૈત્રી ધરાવે છે, તથા એમનો ઉદ્દેશ પણ અસત્ય અને મલિન છે.

શિષ્ય—બરાબર.

---

× ઇન્દ્રિય અને બુદ્ધિ વચ્ચે.

ગુરુ—ત્યારે અનુકરણકલા નીચ હોય, નીચ સાથે લગ્ન કરી, નીચ પ્રજા જ ઉપજાવે છે એમ કહી શકાય.

શિષ્ય—ખરેખર.

ગુરુ—અને આ માત્ર નેત્રેન્દ્રિય પરત્વે જ ખરૂં છે કે શ્રવણેન્દ્રિય વિષે, અર્થાત્ કાવ્ય વિષે, પણ ખરૂં જ ?

શિષ્ય—કાવ્યનું પણ એમ જ હોવા સંભવ છે.

ગુરુ—માત્ર સામ્ય ઉપરથી જ સંભવની વાત ન કરો. કવિતારૂપ અનુકરણ જે શકિત સાથે સંબંધ ધરાવે છે તે શકિત ઉચ્ચ છે કે નીચ એ વિષે નિશ્ચય થવો જોઈએ.

શિષ્ય—નિશ્ચય થાય તો બહુ સારૂં.

ગુરુ—ત્યારે આપણે આ રીતે પ્રશ્ન મૂકીશું:—અનુકરણકલા ઇચ્છા કે અનિચ્છાથી ઉત્પન્ન થતાં મનુષ્યનાં કૃત્યોનું અનુકરણ કરે છે, જે કૃત્યોમાંથી સત્ અસત્ ફલ થાય છે એમ માની મનુષ્યો હર્ષ વિષાદ ભોગવે છે. આ શિવાય કાંઈ છે ?—

શિષ્ય—ના.

ગુરુ—પણ આ વિવિધ પ્રસંગે મનુષ્યની આત્મામાં એકતા ('સમતા') છે કે જેમ નેત્રદૃષ્ટિની બાબતમાં જોયું તેમ અત્રે પણ કલહ અને વિરોધરૂપી અનેકતા (વૈષમ્ય) છે ?

શિષ્ય—આ પ્રશ્નનો તો આપે ઉત્તર કરી જ દીધો છે.

ગુરુ—હા. પણ એમાં એક વાત અધિક ઉમેરવાની છે.

શિષ્ય—શી ?

ગુરુ—કહું—જો. આપણે એટલું તો માનીએ જ છીએ કે એક સત્ પુરુષ ઉપર પુત્રમરણ કે એવો જ કોઈ પ્રિયવિયોગ આવી પડશે તો તે અન્યના કરતાં વધારે શાંતિથી અને સમતાને સૂત્રે રહી સહન કરવા યત્ન કરશે; નહિ વારૂ ?

શિષ્ય–ખરી વાત.

ગુરુ–પણ શું એને દુઃખ જ નહિ થાય, કે દુઃખ થયા વિના યદ્યપિ નહિ રહે, તોપણ એ દુઃખનો વેગ ઊતારવા યત્ન કરશે?

શિષ્ય–આ પાછળ કહ્યું તે જ વધારે સત્ય છે.

ગુરુ–ત્યારે કહે કે, એના દુઃખ સામેના યત્નમાં એ એકલો હશે ત્યારે ફાવવા સંભવ છે કે એના સમાન પુરુષો એને જોતા હશે તે વખતે?

શિષ્ય–એ બે સ્થિતિમાં બહુ ફેર.

ગુરુ–એ જ્યારે એકલો હશે ત્યારે જે કૃત્યો કરતાં આંચકો નહિ ખાય તે જ કૃત્યો અન્યની સમીપ કરતાં એ લજવાશે; નહિ?

શિષ્ય–એમ જ.

ગુરુ–એનામાં બે અંશ છે; (૧) 'આત્મા', અને (૨) 'કામ' 'આત્મા' કહેતાં જે બુદ્ધિ, વિવેક તે એને શોક ન કરવા ઉપદેશે છે,× અને 'કામ' કહેતાં અનુરાગાદિ 'દોષ'+ તે એને શોકોદ્‌ગારમાં ઊતારે છે.

શિષ્ય–હા.

ગુરુ–પણ જ્યારે મનુષ્ય એક વસ્તુથી આમ પરસ્પર વિરુદ્ધ દિશાએ ખેંચાય છે ત્યારે સ્પષ્ટ જ છે કે એનામાં બે વિરુદ્ધ તત્ત્વો હોવાં જોઈએ.

શિષ્ય–બેશક.

ગુરુ–એમાનું એક તત્ત્વ નિયામક બુદ્ધિને અનુસરવા તત્પર છે.

શિષ્ય–શી રીતે?–જરા સમજાવો.

ગુરુ–આ રીતેઃ—બુદ્ધિ કહે છે કે દુઃખ સમયે સહનશીલતા રાખવી એ ઉત્તમ છે, એવાં સંકટો વસ્તુતઃ સારાં છે કે ખોટાં એ કોણ

---

× एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥ भ. गी.

+ ન્યાય સૂત્ર.

કહી શકે ? વળી અસહનતાથી લાભ પણ કાંઈ નથી. ઐહિક પદાર્થમાત્ર તુચ્છ છે, અને શોક તો જે પદાર્થ તે સમયે અવશ્ય પ્રાપ્ત કરવા જેવો છે તે જ પદાર્થની પ્રાપ્તિમાં અંતરાયરૂપ છે.

શિષ્ય–શા રીતે ?

ગુરુ–કારણ કે જે થયું છે તેનો વિચાર કરી, બુદ્ધિ–અનુસાર વ્યવસ્થા કરવી એ જ કર્તવ્ય છે. જેમ બાળક પડી જાય છે અને પછી જ્યાં વાગ્યું હોય ત્યાં હાથ દબાવીને બેસે છે, તથા એ રીતે વૃથા કાલક્ષેપ કરે છે તેમ ન કરતાં ઉપાય તરફ પ્રવર્તવાની આત્માને ટેવ પાડવી જોઈએ.

શિષ્ય–ખરેખર, દુર્દૈવના વિનિપાત વખતે એ જ ઉપાય છે.

ગુરુ–એ જ. અને મનુષ્યોનો ઉચ્ચ અંશ આ બુદ્ધિના ઉપદેશને અનુસરવા તૈયાર છે ?

શિષ્ય–હા.

ગુરુ–અને બીજો અંશ દુઃખનું સ્મરણ કરી કરીને નિત્ય રુદન કરવા તરફ જ આપણને પ્રેરે છે. આ અંશને અજ્ઞાન, અને કાતર્યનો અંશ કહી શકાય.

શિષ્ય–હા.

ગુરુ–અને આ 'દુરાસદ' ઉચ્છૃંખલતા તરફ દોરનાર 'કામ' રૂપ તત્ત્વમાંથી અનુકરણ માટે વિવિધ સાધનો મળે છે પરંતુ જ્ઞાન અને શાંતિથી પૂર્ણ આત્મા, જે હંમેશાં સમતાના સૂત્ર જ વિહરે છે–એનું અનુકરણ કરવું કઠિન છે. પ્રાકૃત જનો એના અનુકરણમાં આનન્દ પણ લઈ શકતા નથી. કેમકે એની સમતાની વૃત્તિથી તેઓ અનભિજ્ઞ છે.

શિષ્ય–ખરું

ગુરુ–અનુકરણ કરનાર કવિ જે લોકપ્રિય થવા માગે છે એ બુદ્ધિવૃત્તિને સંતોષી શકતો નથી; પણ રાગદ્વેષાદિ દોષથી કલુષિત આત્માનું જ અનુકરણ કરવું એને ઠીક પડે છે.

શિષ્ય–બરાબર.

ગુરુ–સારા રાજ્યમાં આવા કવિને પ્રવેશ ન જ હોવો જોઈએ, કેમકે એ બુદ્ધિરૂપ આત્મતત્ત્વનો ક્ષય કરી રાગદ્વેષાદિ કામરૂપ અનાત્મતત્ત્વને જગાડી એનું પોષણ કરે છે. જેમ કોઈ રાજ્યમાં દુષ્ટને અધિકાર આપી સાધુ પુરુષને નીચા પાડવામાં આવે તેમ આત્મરૂપી રાજ્યમાં પણ કવિ એક પ્રકારની દુર્વ્યવસ્થા જ સ્થાપે છે. કેમકે એક જ વસ્તુને એકવાર મોટી અને બીજીવાર ન્હાની કહીને વિવેકનો તો એ લોપ જ કરી નાંખે છે. ટુંકામાં સત્વગુણને સ્થાને એ તમોગુણને સ્થાપે છે.

શિષ્ય–બરાબર.

ગુરુ–પણ મ્હોટામાં મ્હોટો દોષ હજી હવે બતાવવાનો છે. કવિતામાં ઉત્તમોત્તમ પુરુષને પણ હાનિ કરવાની એક અદ્દ્ભુત અને ભયંકર શકિત છે. અને એવાં થોડાક જ સારા માણસો હશે કે જેના ઉપર એની અસર ન હોય.

શિષ્ય–ખરેખર તમે કહો છો એમ હોય તો તો–

ગુરુ–સાંભળ, અને પછી ન્યાય કરી ફેંસલો આપ. હોમર અથવા કોઈ નાટકકારની એકાદ કૃતિમાં જ્યારે કરુણરસનાયક શોકના લાંબા લાંબા ઉદ્દ્ગાર કાઢવા કે રુદન કરવા મચી જાય છે ત્યારે આપણામાંથી સારામાં સારાને પણ અનુકંપા થઈ આવે છે. અને જે કવિ આપણી વૃત્તિઓને સૌથી વધારે સંક્ષુબ્ધ કરી આર્દ્ર કરે છે તે કવિનાં આપણે સૌથી વધારે વખાણ કરીએ છીએ.

શિષ્ય–ખરું, એમ જ.

ગુરુ–જ્યારે આપણું પોતાનું દુઃખ જ શોકકારણ હોય છે, ત્યારે પૂર્વે દર્શાવ્યો તેનાથી ઉલટા જ ગુણ માટે આપણે અભિમાન ધરીએ

છીએ. બનતાં સુધી શાંતિ અને તિતિક્ષા રાખવા આપણો યત્ન થાય છે. આપણા આત્મામાં આ પુરુષત્વનો અંશ છે. અને પૂર્વોક્ત કરુણોદ્દગારમાં જેથી આપણને આનંદ આવે છે તે સ્ત્રીત્વનો અંશ છે, એમ હવે સમજાય છે.

શિષ્ય—બરાબર.

ગુરુ—ત્યારે કહો કે જે કરતાં આપણામાંથી હરેકને પોતાની જાત ઉપર તિરસ્કાર અને લજ્જા ઉત્પન્ન થાય છે, તે જ કાર્ય અન્યમાં થતું જોઈ એને માટે પ્રશંસા કે સાનંદાશ્ચર્ય થાય એ યોગ્ય ખરૂં ?

શિષ્ય—નહિ જ.

ગુરુ—એક દૃષ્ટિબિંદુથી જોતાં તો યોગ્ય જ.

શિષ્ય—શી રીતે ?

ગુરુ—દુઃખને રુદનરૂપે વિસૃતદ્વાર કરી શાંત કરવાની આપણામાં સ્વાભાવિક ઇચ્છા હોય છે. અને આ વૃત્તિ જેનો આપણા પોતાના પ્રસંગમાં આપણે નિરોધ કરીએ છીએ, તેની કવિજનો તૃપ્તિ કરીને આનંદ આપે છે. આપણો ઉચ્ચ સ્વભાવ બુદ્ધિ (વિવેક) અને અભ્યાસ વડે જોઈએ તેટલો કેળવાએલો ન હોવાથી, અન્યનું દુઃખ છે એટલે શોક કરવા હરકત નહિ, એમ આપણને ણને મનાવી આપણી સમભાવજન્ય શોકવૃત્તિને નિઃશૃંખલ વ્હેવા દે છે. આ રીતે શ્રોતાજનો મિથ્યા માની બેસે છે કે, અન્યના સંબંધમાં સ્તુતિ વા કરુણાને પ્રવર્તવાં દેવામાં બાધ શો ? અને વળી એથી આનંદ પણ આવે છે, તો પછી આ આનંદ અને આ કાવ્ય શા માટે ખોવાં ? પણ એ લોકો એટલું વિચારતા નથી કે અન્યમાં જે અસદ્દઅંશ છે તે આપણામાં પણ સંક્રાંત થઈ જાય છે, અને આ રીતે અન્યનાં દુઃખ જોઈ ઉત્પન્ન થએલી શોકવૃત્તિ આપણામાં દબાવવી મુશ્કેલ થઈ પડે છે.

શિષ્ય—ખરેખર.

ગુરુ—અને કરુણારસ માટે જે સત્ય છે તે જ હાસ્યરસને માટે પણ સત્ય છે, કેટલીક મશ્કરીઓ, જે પ્રસિદ્ધ રીતે કરતાં તમે આંચકો ખાઓ છો તે જ હાસ્યરસની નાટયભૂમિમાં કે ખાનગીમાં સાંભળી તમને જરા પણ જુગુપ્સા નથી થતી, ઊલટો આનંદ આવે છે. મનુષ્યમાં કરુણરસ જેવી જ હાસ્યરસની પણ એક વૃત્તિ છે અને ઉભયને એક જ નિયમ લાગુ પડે છે.

શિષ્ય—બરાબર.

ગુરુ—અને એ જ પ્રમાણે ક્રોધ, દ્રોહ, ઇચ્છા, દ્વેષ, સુખ દુઃખ આદિ મનોવિકારનું છે. કવિતા એ સર્વ 'દોષ' રૂપ લતાઓનું શોષણ કરવાને બદલે સિંચન અને પોષણ કરે છે. અને એમના દમનથી જ મનુષ્યજાતિમાં ખરા સુખ અને સદ્‌ગુણની અભિવૃદ્ધિ થાય છે એ ભૂલી જઈ, આત્મા ઉપર તેમનું સામ્રાજ્ય થવા દે છે.

શિષ્ય—આમાં ના કહેવાય એમ નથી.

ગુરુ—હવે જો હું તને એક વાત કહું. હોમર ઉપર મને બહુ પ્રેમ છે. વળી હું એમ પણ સ્વીકારવા તૈયાર છું કે સર્વ કવિઓમાં અને નાટક-કારોમાં હોમર અગ્રસ્થાને વિરાજે છે. તથાપિ આ નિશ્ચયમાંથી આપણે ખસવું ન જોઈએ, અને દેવતાઓનાં સ્તોત્રો મહાન પુરુષનાં પ્રશંસા-વાકયો એ બે શિવાય કોઈપણ પ્રકારની કવિતાને આપણા રાજ્યમાં પ્રવેશ કરવા દેવી ન જોઈએ. કારણ કે જો આ નિયમનો ભંગ કરી "મધુ રસાર્દ્ર મંજરી" જેવી કવિતાને રાજ્યમાં દાખલ થવા દીધી તો તમારે નક્કી જાણવું કે ધર્મ અને વિવેકને બદલે હર્ષ વિષાદ આદિ દોષનું જ સામ્રાજ્ય સ્થપાવાનું.

શિષ્ય—ખરૂં કહો છો.

ગુરુ—હોમર અને અન્ય કવિજનોની ક્ષમા માગી એટલું કહેવું પડશે કે કવિતાની મનોહરતા અમે સારી રીતે સમઝીએ છીએ, પણ તેટલા માટે "सत्यान्नास्ति परो धर्मः" એ અમારા મૂળ નિયમનો અમે ભંગ કરી શકીશું નહિ. કવિઓ એટલું સિદ્ધ કરે કે કવિતા જેવી મનોહર છે તેવી જ મનુષ્યજીવનને અને રાજ્યને ઉપયોગી પણ છે; તો પછી આપણા સામાજિક (બાહ્ય) અને આત્મ (આંતર) રાજ્યમાં એને સન્માન આપવા આપણે બહુ જ ખુશી છીએ.* (પ્લેટોના "રિપબ્લિકનમાંથી.")

ગુરુ—ત્યારે હું આગળ ચાલું છું અને પૂછું છું કે પાકક્રિયા માત્ર એક અનુભવ અર્થાત્ ઉપભોગ (experience) જ છે અને વિદ્યા (Art) નથી જ એ મ્હારા અભિપ્રાયને તું મળે છે? મ્હારું એમ માનવું છે કેઃ—વૈદ્યક એક વિદ્યા છે, કેમકે એ રોગીના શારીરિક બંધારણ અને પ્રકૃતિને લક્ષોને પ્રવર્તે છે, અને દરેક બાબતમાં હેતુ વિચારીને કાર્ય કરે છે; અને પાકક્રિયા માત્ર અનુભવ એટલે ઉપભોગ જ છે, કેમકે સુખ સાધવામાં એ સુખના સ્વરૂપ કે ઉદ્દેશ ઉપર લક્ષ આપતી નથી પણ એનું કાર્ય સાધવા સાક્ષાત્ મચી પડે છે, કશાનો વિચાર કે ગણત્રી કરતી નથી, પણ અનુભવ અને રૂઢિને અનુસરીને કાર્ય કરે છે. આત્મા સાથે સંબંધ ધરાવનાર અનેક ક્રિયાઓ છે, જેમાંની કેટલીક વિદ્યારૂપ હોઇ આત્માના પરમ અર્થ માટે યોજના કરે છે, અને બીજી એ અર્થની અવગણના કરે છે, માત્ર સુખ અને સુખના સાધન ઉપર જ દૃષ્ટિ રાખે છે, પણ કયાં સુખો

* અત્રે 'Republic' માંનો વિષય પૂરો થાય છે. હવે પછી કેટલોક ભાગ બીજે સ્થળેથી લેવામાં આવશે. છેવટે વિવેચન આવશે. મૂળમાં સોક્રેટિસ અને ગ્લોકનના સંવાદ રૂપે વિષય આપેલો છે. જો કે સોક્રેટિસ ગુરુપદ કદી પણ ધારણ કરતો નથી, તથાપિ ગુજરાતીમાં આ ગુરુશિષ્યસંવાદરૂપે જ મૂકવું ઠીક લાગવાથી તેમ કર્યું છે.

સારાં છે કયાં ખોટાં છે એનો વિવેક કરતી નથી અને ગમે તેવી તૃપ્તિ સિદ્ધ કરવી તે શિવાય એનો અન્ય ઉદ્દેશ જ નથી. આ બીજા પ્રકારની ક્રિયાને હું ખુશામત કહું છું, કેમકે એમાં ખુશ કરવા ઉપર જ ધ્યાન છે, અને સારાખોટાનો વિવેક નથી. હવે હું તને પૂછું છું કે તું આ મ્હારા વિચારને મળે છે?

શિષ્ય–તદ્દન મળું છું.

ગુરુ–આ જેમ વ્યક્તિ માટે સત્ય છે તેમ જ આખી સભા માટે પણ છે–એટલે કે એક માણસ આખી સભાને આનંદ ઊપજાવે અને છતાં એમના ખરા શ્રેય માટે બેદરકાર હોય.

શિષ્ય–એમ જ.

ગુરુ–મ્હને કહીશ કે કઈ કઈ પ્રવૃત્તિઓ મનુષ્યજાતિને આનંદજનક હોય છે? અથવા તો મ્હને એટલું જ કહેજે કે વીણાવાદન એક માત્ર સુખને લક્ષીને જ ચાલનારી કલા નથી?

શિષ્ય–હા, છે જ.

ગુરુ–અને એ જ વાત બીજી કલાઓના સંબંધમાં પણ સત્ય નથી? ઉદાહરણ તરીકે, નાટ્ય–કાવ્યાદિ કલા લો. મ્હને કહીશ કે નાટ્ય–કવિતાનો પરમ ઉદ્દેશ શો હોય છે? સભાજનને માત્ર આનંદ જ આપવાનો? કે એમની સાથે લઢીને તથા એમના દુર્ગુણો ન વખાણતાં જે સત્ય હોય તે–પ્રિય અપ્રિય સર્વ સત્ય–યથાસ્થિત કહેવાનો?

શિષ્ય–એમાં કાંઈ જ શંકા નથી કે સભાજનના આનંદ તરફ જ એની દૃષ્ટિ રહે છે.

ગુરુ–ત્યારે એ આપણે જે હમણાં ‘ખુશામત’ કહી તે નહિ?

શિષ્ય–તે જ.

ગુરુ–હવે ધારો કે કવિતામાંથી છંદ પ્રાસ અને સંગીત કાઢી લઈએ તો શું રહે? માત્ર વાણી કે બીજું કાંઈ?

શિષ્ય–વાણી જ.

ગુરુ–અને આ વાણી લોકના ટોળા પ્રતિ બોલાય છે ?

શિષ્ય–હા.

ગુરુ–ત્યારે કવિતા એ એક પ્રકારનું વક્તૃત્વ ( Rhetoric ) છે એમ સિદ્ધ થયું, નહિ ?

શિષ્ય–બરાબર.

ગુરુ–પણ આ વક્તૃત્વ તે ખુશામત જ છે એ પણ આપણે જોયું ?

શિષ્ય–હા.

ગુરુ–ત્યારે કવિતા પણ ખુશામત.

શિષ્ય–હા. પણ કેટલાક કવિઓ માત્ર શ્રોતાજનના આનંદ ઉપર જ નહિ પણ એમના હિત ઉપર પણ લક્ષ રાખે છે.

ગુરુ–ભલે; પણ એટલું કબૂલ થાય તો મ્હારે બસ છે; કે વક્તૃત્વ બે પ્રકારનું છે: એક જે કેવળ ખુશામત છે, અને બીજું, જે ઉન્નત હોઈ આત્માને ખુશી કરવાનો નહિ પણ કેળવવાનો સુધારવાનો ઉદ્દેશ રાખે છે. જે સત્ પુરુષ આવા ઉચ્ચ ઉદ્દેશથી પ્રવર્તે છે ને હમેશાં અમુક ધોરણસર જ બોલે છે, ગમે તેમ નહિ–અર્થાત્ જેમ કારીગર અમુક સ્વરૂપ પ્રકટ કરવાના હેતુથી વ્યાપૃત થઈ અમુક સાધનો જ પસંદ કરે છે, અને જુદા જુદા અવયવોમાં એક બીજા સાથે સમતા સંપાદન કરવા યત્ન કરી પોતાની કૃતિમાં નિયમમયી એકતા લાવે છે તેમ. પણ આવા વક્તાઓ ( કવિઓ ) હતા નહિ, અને છે પણ નહિ.+ [અપૂર્ણ]

( પ્લેટોના Gorgiasમાંથી )

[ સુદર્શન : પુ. ૧૪, અંક ૩ થી ૧૨, સંને ૧૮૯૮–૯૯, પૃ. ૫૧......૩૦૦ ]

+ પ્લેટોમાંથી ઉતારા અત્રે સમાપ્ત થાય છે. ઉતારા આપવામાં તાત્પર્ય સાચવી યથેચ્છ ફેરફાર કર્યા છે. હવે પછી અત્રે સમાએલા કવિતા સંબંધી સિદ્ધાન્તોનું વિવેચન કરવામાં આવશે, લખાણ બહુ આવી પડવાથી તથા ધર્મના વિષયો ઉપર અમારા ગ્રાહકોની વધારે રુચિ જણાવાથી થોડોક વખત આ વિષય રહેવા દેવામાં આવ્યો હતો.

# ર સ - ચ ર્ચા

**રા. ભટ્ટ** સાથે તો આ "ખંડન મંડન"ના વાદવિવાદમાં પડવું અમને ઉચિત લાગતું નથી પરંતુ અમારા મિત્રની જિજ્ઞાસા ખાતર અમે ટુંકામાં એટલું કહીશું કે-ઉપર જણાવેલા સિદ્ધાન્તો સંસ્કૃત સાહિત્યશાસ્ત્રીઓ લગભગ એક મતે સ્વીકારે છે એ ખરી વાત છે. "છેકાનુપ્રાસ, વૃત્ત્યનુપ્રાસ, શ્રુત્યનુપ્રાસ, અન્ત્યાનુપ્રાસ અને લાટાનુપ્રાસ" આદિ 'ચમત્કાર'વાળી કવિતા અધમ ગણાય છે; એટલું જ નહિ પણ સંસ્કૃતસાહિત્યશાસ્ત્રીઓ તો ત્યાં સુધી પણ ઘણીવાર સ્પષ્ટતાથી જણાવે છે કે રસ હોય તે છતાં જો એની સાથે પ્રકટ અનુપ્રાસાદિ 'ચમત્કાર' હોય તો તેથી તે **રસને ક્ષતિ થાય છે.** રા. ભટ્ટનો 'સુવર્ણ અને સુગન્ધ'નો સિદ્ધાન્ત વિચાર ( Theory )માં તેમ આચાર ( Practice )માં અપ્રમાણ છે "...અલંકાર સહિત શબ્દ ને અર્થ તે કાવ્ય" એમ મમ્મટનું કહેવું જ નથી. "...ક્વચિત્ અલંકારરહિત શબ્દ ને અર્થ પણ કાવ્ય" એમ મમ્મટનું કહેવું છે. અને "स्वच्छन्दोच्छलदच्छकच्छकुहर० ઇત્યાદિ શ્લોકમાં 'ચમત્કાર'ના કારણથી રસની એ ગૌણતા માને છે અને એને અધમ કાવ્ય તરીકે લેખે છે. ઉત્તમ કાવ્યનાં ઉદાહરણ તરીકે 'ચમત્કાર' રહિત રસવાળાં કાવ્યોનું જ ગ્રહણ થાય છે. "ચમત્કાર ઉપજાવનારા શબ્દો તે કાવ્ય" એ પંડિતરાજનું વચન ટાંકીને સંસ્કૃત ન જાણનાર વાચકના મનમાં રા. ભટ્ટે ભ્રાન્તિ ઉત્પન્ન કરી છે. અત્રે "ચમત્કાર" તે "લોકોત્તર આહ્લાદ," જે અર્થમાં રા. ભટ્ટ 'ચમત્કાર' કવિતામાં દાખલ કરવા ઇચ્છે છે તે નહિ. વળી સંસ્કૃતમાં "મેઘદૂત" કાવ્યને પંચ મહાકાવ્યની સમાન કક્ષામાં મૂકવામાં આવે છે એ વાત, તથા શાકુન્તલના ચતુર્થ અંકના અમુક

શ્લોકને ઉત્તમ લેખનાર " काव्येषु नाटकं रम्यं ઇત્યાદિ ઉક્તિ, " રામાયણની ઉત્પત્તિ પ્રદર્શક શ્લોકનો રસિક પ્રસંગ-વગેરે અનેક પ્રમાણો આ સિદ્ધાન્તને જ પુષ્ટિ આપે છે. આપણી કવિતાનો ઇતિહાસ પણ એ જ સિદ્ધ કરે છે. પૂર્વે સંસ્કૃત સાહિત્યમાં જનરુચિએ ' ચમત્કાર ' વાળી કવિતાનો કોઇ પણ કાળે બહુ આદર કર્યો નથી. રાજાની સભા વિના અન્ય કોઇ પણ સ્થળે લાંબા વખત સુધી આવી કવિતાનો સત્કાર થયો નથી. અને ખરું જોતાં રાજાની સભામાં પણ પ્રથમ પદ કાલિદાસ અને ભવભૂતિ જેવા કવિઓને જ મળ્યું છે, " રામકૃષ્ણવિલોમ કાવ્ય "ના કર્તાને નહિ જ. વળી ગુજરાતી સાહિત્યમાં પણ અખો-ભોજો-નરસિંહ જેવા રસમય આત્માવાળા ' ચમત્કાર ' વિમુખ કવિઓ જ લોકપ્રિય થયા છે, તેમ જ આપણી સ્ત્રીઓને મુખે પણ બહુધા રસપ્રધાન કવિતાની કડીઓ જ તમે સાંભળશો.

( સુદર્શન : પુ. ૧૪, અંક ૧૦, પૃ. ૨૪૦ )

૧ (૧) " અનુપ્રાસયમકાદિકને સર્વ સાહિત્યકારો અલંકારરૂપ માને છે, " પણ તે સર્વત્ર નહિ. અનુપ્રાસયમકાદિક સર્વત્ર અલંકારરૂપ હોઈ શકતા નથી અને તેથી 'અનુપ્રાસ' અને ' અનુપ્રાસાલંકાર ' વચ્ચે, તથા ઉપમા અને ' ઉપમાલંકાર ' વચ્ચે ભેદ પાડવામાં આવે છે. આ ભેદ વસ્તુતઃ વિસ્મરી જવામાંથી જ ઉપરના જેવા લેખની મુખ્ય ભ્રાન્તિ ઉદ્ભવે છે. અમારો વાંધો ' અનુપ્રાસાલંકાર ' સ્હામે નહિ પણ ' અનુપ્રાસ ' સ્હામે છે, જે વાત જરા ધ્યાન દઇ વાંચતાં અમારા શબ્દોમાં જ સમાએલી પ્રતીત થશે. આપણા સાહિત્યશાસ્ત્રમાં ' અનુપ્રાસ 'નો જે ' અપુષ્ટાર્થ ' દોષ કહેવાય છે, અને જે સરખી રીતે યમકને પણ લાગવો જોઇએ, તેનું આવા લેખકો વિસ્મરણ કરી જાય છે.

(૨) યમકને અલંકારરૂપ માન્યા છતાં એમાં કેટલી થોડી અલંકારતા સ્વીકારાય છે તે માટે નીચેના ઊતારા જુવો, એટલે " નવ

સુધાધાર " વાળી કડીઓમાં કેટલું નહિ જેવું–અધમ–કાવ્યત્વ (અલંકારતા) છે એ સમજાશે:—

" आवृत्तिं वर्णसङ्घातगोचरां यमकं विदुः ।
तत्तु नैकान्तमधुरमतः पश्चाद्विधीयते " ॥ का० द० ॥

" વર્ણસંઘાતની આવૃત્તિ તે યમક; તે એકાન્તતઃ મધુર (રસિક) નથી; " અને તેમ ન હોવાનું કારણ ટીકાકાર આ પ્રમાણે બતાવે છે: "अर्थानुसन्धानव्यग्रतया रसप्रतीतेर्व्यवहितत्वेन तदुपस्कारकत्वाभावात् " =' અર્થાનુસંધાનની વ્યગ્રતાને લીધે રસપ્રતીતિમાં વ્યવધાન થાય છે, અને તેથી એ રસનું ઉપસ્કારક–ઉપકારક–થઇ શકતું નથી. " એ જ ટીકાકાર આગળ કહે છે તેમ એને ' અલંકાર ' માનતાં છતાં પણ, એટલુ તો સ્પષ્ટ જ છે કે આ ' અલંકાર ' પણ લગભગ દોષ જેવો છે, કારણ 'રસપ્રતીતિનું વ્યવધાન ' તે સાહિત્યશાસ્ત્રની પરિભાષામાં 'દોષ' જ કહેવાય છે; તથા યમકમાં અત્યન્ત ચાતુર્યની અપેક્ષા છે, છતાં અનુપ્રાસ કરતાં એ ઉતરતી પંકતિમાં મૂકાય છે, એથી પણ એટલું સૂચિત થાય છે કે પ્રકૃત વિષયમાં ખરી કસોટી રસાનુકૂળતા છે, ચાતુર્ય નથી. " નવસુધાધાર " વાળી પંકતિઓમાં અમને તેમને તેમ જ અમારા મિત્ર રા. ઝવેરીને માત્ર ચાતુર્ય–અધમ ચાતુર્ય–નજરે પડે છે, રસનો ' ઉપસ્કાર ' લેશ ભાર પણ જોવામાં આવતો નથી–છે એમ બતાવવા કોઇ તરફથી હજી યત્ન પણ થયો નથી–અને તેટલા જ માટે એ વિરુદ્ધ અમે અમારી તીવ્ર નાપસંદગી દર્શાવીએ છીએ.

(૩) " ત્યારે તેથી ( અનુપ્રાસયમકાદિકથી ) રસની હાનિ થાય છે એમ કોણ વિદ્વાન પુરૂષ માની શકશે ?" આ પ્રશ્નનો ઉત્તર કે આ વિષયમાં વિદ્વત્તાનું અભિમાન રાખનાર પ્રત્યેક પુરુષને નીચેનો ગ્રન્થ વિદિત હોવો જ જોઇએ:—

एवं व्यङ्ग्यचर्वणातिरिक्तयोजनाविशेषापेक्षानापाततोऽधिकचमत्कारिणोऽनुप्रासनिचयान्यमकादींश्च संभवतोऽपि कविर्न निबध्नीयात् । यतो हि ते रसचर्व-

णायामनन्तर्भवन्तः सहृदयहृदयं स्वाभिमुखं विदधाना रसपराङ्मुखं विदधीरन् । विप्रलम्भे तु सुतराम् । यतो मधुरतमत्वेनास्य निर्मलसितानिर्मितपानकरसस्येव तनीयानपि स्वातन्त्र्यमावहन्पदार्थः सहृदयहृदयारुन्तुदतया न सर्वथैव साम्यानाधि-करण्यमर्हति । यदाहुः

ध्वन्यात्मभूते शृङ्गारे यमकादिनिबन्धनम् ।
शक्तावपि प्रमादित्वं विप्रलम्भे विशेषतः ॥

ये तु पुनरक्लिष्टतयाऽनुन्नतस्कन्धतया च न पृथग्भावनामपेक्षन्ते किन्तु रसचर्वणायामेव सुसुखं गोचरीकर्तुं शक्याः न तेषामनुप्रासादीनां त्यागो युक्तः"

અર્થાત્—આ મહાન આલંકારિકના મતમાં અનુપ્રાસ યમકાદિક ઘણીવાર અનિષ્ટ બને છે, અને તેમ થવાનું કારણ એ એમ બતાવે છે કે સહૃદયના હૃદયને આવા 'ચમત્કારો' પોતા તરફ ખેંચી રસથી પરાઙ્મુખ કરે છે. આ મતને "ध्वन्यात्मभूत०" ઇત્યાદિ શ્લોક અનુમતિ આપે છે, જેનો અર્થ એવો થાય છે કે ધ્વન્યાત્મભૂત શૃંગારમાં યમકાદિક અનિષ્ટ છે; શક્તિ હોય તો પણ એ રચવામાં કવિનું પ્રમાદિત્વ જ પ્રકટ થાય છે; અને વિપ્રલંભમાં તો વિશેષે કરીને. "અનુપ્રાસાદિ ત્યારે જ સ્વીકાર્ય છે કે જ્યારે એ (૧) 'અક્લિષ્ટ' હોય, એટલું જ નહિ પણ (૨) 'અનુન્નતસ્કંધ' હોય. એટલે કે જે પોતાનો ખભો ઊંચો ન કરે એવા હોય, અર્થાત્ એમ અમારા આગળના લેખમાં કહ્યું છે તેમ "પ્રકટ" (સ્ફુટ) ન હોય. ટુંકામાં, રસચર્વણને અંગે જ જો સુખથી એનો આસ્વાદ થઇ શકે તો જ એ ગ્રાહ્ય છે, નહિ તો નહિ. અમારૂં અને રા. ઝવેરીનું આ જ કહેવું છે. ઉલ્વણ રસ જેનો પ્રકૃતમાં પ્રસંગ જ નથી તેમાં એ રસના ઉલ્વણ સ્વભાવને લીધે અનુપ્રાસ અધિક સહ્ય છે, કેમકે એવે સ્થળે એમાં 'ઉન્નતસ્કન્ધ'તા આવવી વિરલ છે. આમ હોવાથી 'પ્રકટ અનુપ્રાસથી રસને ક્ષતિ થાય છે' એ અમારો સિદ્ધાન્ત સર્વત્ર નિર્બાધ છે.

૨ સાહિત્યદર્પણમાંથી લીધેલા ઉતારામાં 'रसाद्यनुगतत्वेन' 'तदनुगतत्वेन' એ શબ્દોનો અર્થ "રસાદિકનો અનુગામી (સહાયક)

હોવાથી " એમ કરવાનો નથી, પણ " રસાદિકના અનુગામિસ્વરૂપે " એમ કરવાનો છે. અર્થાત્ અનુપ્રાસ હમેશાં રસાદિકનો અનુગામી છે અને તેથી 'અનુપ્રાસ' કહેવાય છે એમ નથી, પણ જ્યારે એ રસાદિકનો અનુગામી થાય છે ત્યારે તેનો અનુગામિસ્વરૂપે પ્રકૃષ્ટ રીતે 'ન્યાસ' કરવામાં આવવાથી તે 'અનુપ્રાસ' નામ 'અલંકારભૂત અનુપ્રાસ' કહેવાય છે. આ રીતે તૃતીયાના અર્થની વિવક્ષા સમઝવામાં અમારા વિદ્વાને ભૂલ કરી છે.

૩ " रसावहा " એટલે 'રસવ્યઞ્જકા (જુઓ ટીકા); અને આગળ જતાં " रसमर्थे निषिञ्चति " એટલે પણ 'રસવ્યંજકતાને ઉત્તેજે છે' (જુઓ ટીકા). હવે જો અનુપ્રાસાદિકના અસ્તિત્વથી જ રસ ઉત્પન્ન થતો નથી તો અમુક સ્થળે અનુપ્રાસાદિક રસને કેવી રીતે ઉત્પન્ન કરે છે એ સંબંધની સાંકળ સ્પષ્ટ કરી દેખાડવાનું કામ શબ્દ 'ચમત્કાર'વાદીનું છે. મુખ્ય તકરારનો વિષય દૂર રહી જાય એવી રીતે વૃથા શબ્દો ઊછાળવાથી કાંઇ જ લાભ નથી; " નવસુધાધાર "-વાળી કડીઓમાં 'રસ' છે, અને એ 'રસ' એની શબ્દાલંકાર મનાતી શબ્દરચનાથી અભિવ્યક્ત થાય છે એ બે વાત મિ. મુનિ કે મિ. ભટ્ટ+ કે એમના મિત્રો તરફથી સિદ્ધ થઇ હોત તો બસ હતું. અનુપ્રાસાદિ કેટલીકવાર અલંકારરૂપ થાય છે એમાં તો કોઇનો વિવાદ હતો જ નહિ.

૪ " જેમ શરદ્રૃતુમાં ચંદ્રમાને પ્રકાશ (ચન્દ્રિકા) શોભા આપે છે, અને જેમ લાવણ્ય સ્રીઓને શોભાવે છે તેમ અનુપ્રાસ પણ કાવ્યને શોભાવવાને શક્તિવાન છે. " પણ આ 'ચન્દ્રિકા' અને આ 'લાવણ્ય'નાં ઉદાહરણો જોવાં હોય તો તે નીચે છે:—

---

+ આ રા. ભટ્ટ તે અમારા મિત્ર અને પ્રસિદ્ધ વિદ્વાન્ રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ નહિ. પ્રકૃત રા. ભટ્ટનું લખાણ વાંચ્યા પહેલાં જ આવો ભ્રમ કેટલાકને થએલો.

The *Moan* of doves in *Immemorial Elms*
And *Murmuring* of *Immemorial Bees.*"
*(Tennyson)*

" *And more to lull him in his slumber soft,*
*A tricling stream from high rock tumbling down*
*And ever-drizzling rain upon the loft,*
*Mix'd with murmuring wind, much like the soun*
*Of swarming bees, did cast him in a swoun.*
*No other noise, not people's troubllous cries,*
*As still are wont to annoy the walled town,*
*Might there be heard, but careless Quiet lies,*
*Wrapt in eternal silence, far from enemies.*"
*(Spenser)*

'નવસુધાધાર'ની 'શબ્દ ચમત્કાર' રૂપી કુરૂપતા લઇને 'ચન્દ્રિકા' કે 'લાવણ્ય'ની ઉપમા આપવી એ તો અલૌકિક પદાર્થની વિડંબના કરવા જેવું છે.

૫. 'निशेषच्युतचन्दनस्तनतटं'–ઇત્યાદિ શ્લોકને 'અનુપ્રાસમય' સિદ્ધ કરવા ઉપરના લેખકે પ્રયત્ન કર્યો છે. પણ અનુપ્રાસને હિસાબમાં લઇને ઉત્તમ કાવ્યનું ઉદાહરણ અપાયું છે કે કેમ એ નક્કી કરવા માટે તેટલા જ અનુપ્રાસવાળો "यः कौमारहरः" એ શ્લોક જુઓ, અને ઉપર કા૦ પ્ર૦ શું કહે છે એ વાંચો "अत्र स्फुटो न कश्चिदलङ्कारः, रसस्य च प्राधान्यान्नालङ्कारता"–"અત્રે સ્ફુટ (પ્રકટ) કોઇ પણ અલંકાર નથી, અને રસનું પ્રાધાન્ય હોવાથી એની અલંકારતા નથી" બીજા શ્લોક માટે પણ આજ ખુલાસો સમજવો. અને ક્વચિત उपधेयसाङ्कर्येऽपि उपाध्योरसाङ्कर्यम् એ નિયમ સ્મરણમાં રાખવો પડે તો પણ બાધ નથી. ઉત્તમ કાવ્યોનાં ઉદાહરણોમાં અનુપ્રાસાદિક

'ચમત્કાર'નો અંશ તાત્પર્ય વિષય છે કે કેમ એટલું જ જોવાનું છે; નથી એ સ્પષ્ટ છે.

પંડિતરાજ—જેમણે કાવ્યના અત્યન્ત સૂક્ષ્મ ભેદ ધ્યાનમાં લઈ 'ઉત્તમોત્તમ', 'ઉત્તમ', 'મધ્યમ', 'અધમ' અને 'અધમાધમ' ('અકાવ્ય') એવા વિભાગ પાડ્યા છે—તે પણ ધ્વનિકાવ્ય અને અનુપ્રાસાદિ 'ચમત્કાર'વાળું ધ્વનિકાવ્ય એવા ઉત્તમોત્તમ અને ઉત્તમોત્તમોત્તમ ( અતિ ઉત્તમ—સર્વોત્તમ ) વિભાગ સૂચવતા નથી. તાત્પર્ય કે, જો અનુપ્રાસાદિ 'ચમત્કાર'વાળું ધ્વનિકાવ્ય એમના અભિપ્રાયમાં 'સોનું અને સુગંધ' સમ હોત તો એક 'કેવળ સોનું' અને બીજો 'સોનું અને સુગન્ધ' એમ બે પ્રકાર એ પાડ્યા વિના કેમ રહેત ?

૬. (૨) આ લેખક કહે છે: "વળી પાંચ મહાકાવ્યોમાં એવા શબ્દચમત્કારો હજારો સ્થળે જોવામાં આવે છે અને જો કોઈને જાણવાની ઇચ્છા હશે તો તે સ્થળો બતાવી આપવાને પણ હું તૈયાર છું !" અમે નથી ધારતા કે આ નક્કી કરવા માટે વાચકને એમના સાહાય્યની લેશ પણ અપેક્ષા હોય. વિચારવાની બાબત આ લેખક ધારે છે તે કરતાં વધારે ગંભીર છે. એ શબ્દચમત્કારો ક્યાં ક્યાં છે, કેવા કેવા પ્રકારના છે, કેટલેક સ્થળે કેવા કેવા કારણથી પ્રવેશ પામ્યા છે, અને ક્યાં ક્યાં એ રસને અનુગુણ છે ઇત્યાદિ સૂક્ષ્મ વિચાર કરતાં જ, સંસ્કૃત કવિઓ શબ્દાલંકારનો કેવે કેવે યોગ્ય પ્રસંગે ઉપયોગ કરે છે, અનિષ્ટ શબ્દચમત્કારને તેઓ બહારથી કેટલું માન આપે છે, અને એમના હૃદયમાં ખરૂં સ્થાન ક્યાં છે ઇત્યાદિ સમજી શકાય છે. કેટલાંક બાહ્ય કારણો—જેવાં કે અમુક રાજાના આશ્રયનો લોભ કે પ્રતિપક્ષી કવિને રાજસભામાં કે લોકદૃષ્ટિમાં જીતી જવાની ઇચ્છા—પણ ધ્યાનમાં લેવાનાં છે. આવા અધમ ભાવથી દોરાતાં વસ્તુસ્થિતિ કેટલીકવાર વિપરીત થઈ જાય એ સ્વાભાવિક છે, પણ જે કવિમાં ઊંડું તાત્ત્વિક કવિત્વ હતું તેનો ખરો સ્વભાવ આખરે ઊંજ્યો

નીવડતો અને એના કાવ્યની ખરી મહત્તા છેવટે એના ખરા કાવ્ય-ત્વથી જ નિર્ણીત થતી. પંચ મહાકાવ્યોની શ્રેષ્ઠતા "હજારો શબ્દ-ચમત્કારો"ના કારણથી નથી, પણ એની કલ્પના, વર્ણન, અર્થગૌરવ, રસતરંગ આદિને લીધે છે એ વાત અમારી મેઘદૂતની કીર્તિ ઉપર રચેલી દલીલ બહુ સારી રીતે સ્થાપી શકે છે.

વળી કોઈક કોઈક સ્થળે મહાકવિઓએ પોતાનાં કાવ્યોમાં શુષ્ક શબ્દચમત્કાર શા માટે દાખલ કર્યા છે એ સમજવા આ સંબંધમાં નીચેના શબ્દો મનન કરવા જેવા છેઃ–

" रमणीयार्थप्रतिपादकशब्दतारूपकाव्यसामान्यलक्षणानाक्रान्ततया वस्तुतः काव्यत्वाभावेन महाकविभिः प्राचीनपरंपरामनुरुन्धानैस्तत्र तत्र काव्येषु निबद्धमपि नास्माभिर्गणितम् ( एकाक्षरपद्यार्धावृत्तियमकपद्मबन्धादि )। वस्तुस्थितेरेवानुरोध्यत्वात् "

તાત્પર્ય કે–કેવલ યમકપદ્મબન્ધાદિ શબ્દચમત્કાર 'અધમાધમ' એવો પાંચમો વિભાગ પાડીને પણ કાવ્યના વર્ગમાં મૂકવા લાયક નથી. કેમકે એમાં 'રમણીયાર્થપ્રતિપાદકતા' નથી. પ્રાચીન પરં-પરાને માન આપી મહાકવિઓએ પણ આવા 'ચમત્કારો' રચ્યા છે, પરંતુ આપણે તો વસ્તુસ્થિતિ અનુસરવાની છે; પ્રાચીન પરંપરા નહિ.

આ મહાકાવ્યોમાં 'શબ્દચમત્કાર'ની ગૌણતા સ્પષ્ટ છે; આટલું સ્થાન પણ 'પ્રાચીન પરંપરા'ને લીધે.

(૨) ગુજરાતી કવિઓ અન્ત્યાનુપ્રાસનો ઉપયોગ કરે છે એ ખરી વાત છે. પણ અમારા સિદ્ધાન્તથી એ સર્વને "દરીઆમાં ડુબાવવાનો વખત આવે" એમ ભય રાખવાનું કાંઈ જ કારણ નથી. સંસ્કૃતમાં અન્ત્યાનુપ્રાસની ગણના 'ચમત્કાર'માં છે; ગુજરાતીમાં એ છન્દના બંધારણનો એક આવશ્યક અંશ થઈ પડ્યો છે; અને તેથી જ અન્ત્યાનુપ્રાસનું અસ્તિત્વ ગુજરાતી વાચકને ભાવરૂપે પ્રતીત

થતું નથી, પણ એનો અભાવ શ્રવણને ઉદ્વેગકર લાગે છે, માટે ગુજરાતીમાં જે ' ચમત્કાર ' ગણવા યોગ્ય છે એવી શબ્દરચના ઉપર જેમનું લક્ષ નથી એવા કવિઓ જ ગુજરાતીમાં મુખ્ય ગણાઈ ગયા છે એ અમારું કહેવું નિર્બાધ છે. નરસિંહ–અખા–ભોજામાં "નવસુધાધાર" જેવો કચરો તમને ભાગ્યે જ મળશે. અને પ્રેમાનંદની કીર્તિ ઝડ-ઝમકને આધારે રહી છે એમ જો માનવું થતું હોય તો ભૂલ છે. એની મહત્તા એની ઓખાહરણ જેવી કૃતિઓથી જ છે, અને જેટલા અયોગ્ય રીતે ઝડઝમક લાવવા યત્નો થયા છે તેટલા કવિની કીર્તિને બેશક ઝાંખી જ પાડે છે.

૭. " તર્કદૃષ્ટિથી વિચારતાં...જેમ સ્વરૂપ સૌંદર્ય વિનાની સ્ત્રીઓ મનનું આકર્ષણ કરી શકતી નથી તેમ જ સુંદર શબ્દરચના વિનાની કવિતા પણ મનને અરુચિ ઉત્પન્ન કરે છે. " પણ આ દૃષ્ટાન્ત જ લેતાં, આત્માના સૌંદર્યનો એવો પ્રભાવ છે, તથા કેટલાક એવા પ્રસંગો છે કે ત્યાં, શરીરસૌંદર્ય ગૌણ થઈ જાય છે અને શરીરનું આવરણ ભેદી અન્તરાત્માનો સાક્ષાત્ અનુભવ કરવામાં જ આનન્દ આવે છે. અને એક રીતે તો, આત્માના સૌંદર્યની છાયા, શરીર ઉપર પડી, કુરૂપ શરીરને પણ અલૌકિક તેજથી, છાઈ નાંખે છે. પણ દૃષ્ટાન્તને બહુ દૂર ખેંચી જવાની જરૂર નથી. અત્રે એટલું જ કહેવું બસ થશે કે ' તર્કદૃષ્ટિથી વિચારતાં ' આમાં સ્વરૂપાસિદ્ધ હેત્વાભાસ છે. શબ્દરચના સુન્દર હોવી જોઈએ એ તો ઠીક. પણ અમુક શબ્દરચના–જેમકે " ગોવર્ધન...નવસુધાધાર "-વાળી શબ્દરચના સુન્દર ( રસવાળી–ચાતુર્યવાળી નહિ ) છે કે નહિ એ બાબત જ ખરા મહત્ત્વની છે. શબ્દરચના ને સ્ત્રીની ચાલની છટાનું ઔપમ્ય આપ્યું છે તે બરાબર છે પણ " ચાલની છટા " એટલે ભોંય ઉપર પગલે પગલે સો વાર પગ ઠોકવો એમ નહિ. કવિતા " ચાલની છટા " જેવી હોય તો તે " નવસુધાધાર "માં નહિ. પણ નીચે છે:–

गूढा नूपुरशब्दमात्रमपि मे कान्ता श्रुतौ पातयेत्
पश्चादेत्य शनैः कराम्बुजवृते कुर्वीत वा लोचने।
हर्म्येऽस्मिन्नवतीर्य साध्वसवशान्मन्दायमाना बलात्
आनीयेत पदात्पदं चतुरया सख्या ममोपान्तिकम्॥ ( विक्रमो० )

एते ते कुहरेषु गद्गदनदद्गोदावरीवारयो
मेघालम्बितमौलिनीलशिखराः क्षोणीभृतो दक्षिणाः।
अन्योन्यप्रतिघातसंकुलचलत्कल्लोलकोलाहलै-
रुत्तालास्त इमे गभीरपयसः पुण्याः सरित्सङ्गमाः॥ ( उत्तर रा० )

૮. *કાવ્યના ઉત્તમાધમ પ્રકાર વિષે અત્રે બહુ વિવેચન કરવાની જરૂર નથી. અવ્યંગ્ય કાવ્યના કા૦ પ્ર૦ બે ભેદ પાડે છે, શબ્દચિત્ર અને વાચ્યચિત્ર. ' વ્યંગ્ય રહિત ' કાવ્ય તે ' ચિત્ર ' કાવ્ય ખરૂં; તેમ જ ' ચિત્ર 'કાવ્ય એટલે ' વ્યંગ્ય રહિત ' કાવ્ય એ તો ભ્રાન્તિ જ છે. અંગ્રેજીમાં જેને Connotation અને Denotation કહે છે એ બે વચ્ચે વિવેચન ન કરવામાંથી આ ભ્રમ ઉત્પન્ન થયો છે. ચિત્ર–શબ્દ સર્વથા પારિભાષિક નથી, એનો અર્થ "ચીતરામણ-વાળું "–" બાહ્ય શોભાવાળું " થાય છે અને આ માટે કા૦ પ્ર૦નું પોતાનું જ પ્રમાણ છે. " चित्रमिति गुणालङ्कारयुक्तम् "–સંસ્કૃતનું અતિ અલ્પજ્ઞાન ધરાવનાર પણ આ શબ્દોનો અર્થ સમજી શકશે કે અત્રે ' ચિત્ર એટલે ગુણાલંકારયુક્ત ' એમ કહ્યું છે. ધ્વન્યાલોક જેને ' ચિત્ર ' કહે છે તેની તો એના તેમ જ જગન્નાથના મતમાં કાવ્યમાં ગણના જ નથી. જેમાં થોડો પણ વ્યંગ્ય (રસ) હોય એ જ કાવ્યમાં આવી શકે છે. સર્વથા વ્યંગ્યરહિત કાવ્ય તો કાવ્ય જ નથી. સર્વત્ર નક્કી કરવાનું એટલું રહે છે કે કવિનું ' તાત્પર્ય ', એનો ' ઉદ્યમ ' શેમાં છે ?–વ્યંગ્ય (રસ)માં કે ચિત્ર (' ચમત્કાર' )માં ? स्वच्छन्दोच्छलदच्छ ' આદિ શ્લોક સંબંધે ટીકાકાર આ પ્રમાણે લખે છેઃ–

* કેટલાંક કાવ્યલક્ષણોને સાધારણ રીતે સમજતાં એમાં કેવા દોષો આવે છે તે માટે અમારો પોતાનો અભિપ્રાય ૧૮૯૫ના 'સુદર્શન'માં અમે પ્રકટ કર્યો છે.

तत्र ( व्यङ्ग्ये ) न कवेस्तात्पर्यमनुप्रासमात्र एव तस्य संरम्भात् ( उद्यमात् ) तात्पर्यविषयीभूतव्यङ्ग्यविरहत्वमेवाव्यङ्ग्यपदेन विवक्षितम् । यदुक्तं ध्वनिकृता ' रसभावादिविषयविवक्षाविरहे सति । अलङ्कारनिबंधो यः स चित्र-विषयो मतः ॥

વળી " शीर्णघ्राणाङ्घ्रिपाणीन् " ઇત્યાદિ સંબંધે ગોવિંદ ઠક્કુર કહે છે, " नीरसत्वं चात्रानुप्रासमात्रमग्नतया रसे तात्पर्याभावात् "

ભાવાર્થ કે :—કવિનો ' સંરંભ '–' ઉદ્યમ '–' તાત્પર્ય '–વ્યંગ્ય-વિષયક છે કે અનુપ્રાસાદિ ચમત્કારવિષયક ? પ્રથમ પક્ષમાં એ ઉત્તમ વા મધ્યમ વર્ગમાં આવે છે. હવે આ તાત્પર્યનિર્ણય કરવાનું કામ વાચકનું છે, કવિ તો પોતાના કાવ્યની સરસતા સિદ્ધ કરવા એમ જ કહે કે મ્હારૂં તાત્પર્ય મુખ્યત્વે કરીને વ્યંગ્યવિષયક જ છે. સહૃદયનું કર્તવ્ય છે કે એણે આ વાત નિષ્પક્ષપાત રીતે નક્કી કરવી. એ નક્કી કરવાનું સાધન કવિના કાર્યની ઉત્કટતા છે. વ્યંગ્યની ઉત્કટતા હોય તો ઉત્તમતા સિદ્ધ થાય છે, અનુપ્રાસાદિ ચમત્કારની ઉત્કટતા હોય તો અધમતા સિદ્ધ થાય છે. ' નવસુધાધાર 'માં આ બેમાંથી શેની ઉત્કટતા છે એ સહૃદય વાચક સહજ નક્કી કરી લેશે.

૯. ' નવસુધાધાર ' જેવા ' શબ્દચમત્કાર 'માં જેઓ આનંદ માનતા હોય તેઓ ભલે માને, અમારો તો દૃઢ નિશ્ચય છે કે આવા યત્નો મનુષ્ય–હૃદયને હમેશ માટે આકર્ષી શકતા નથી, શકવાના નથી. એટલે આ સંબંધે ભય રાખવાનું અમારે કારણ નથી. 'Survival of the fittest'નો નિયમ વિશ્વમાં જાગતો છે. અને યદપિ એટલાથી વસ્તુની યથાર્થતા સિદ્ધ થતી નથી, તથાપિ પુષ્ટિ–પ્રમાણ ( Corroborative proof ) તરીકે એ બહુ ઉપયોગી છે." " આપણી સ્ત્રીઓને મુખે પણ બહુધા રસપ્રધાન કડીઓ જ તમે સાંભળશો. " એ ઉક્તિમાં રહેલા ' બત્રીસ અક્ષરના શ્લોક 'ને કે બાળબોધ અક્ષરે લખેલા પંડિતને જ " પ્રમાણ "રૂપ માનનારા વિદ્વાનો ન સમજે એમાં આશ્ચર્ય નથી.

૧૦. છેવટે 'ચમત્કારવાળી કવિતા' મનુષ્યની સ્વાભાવિક રસિકતાથી વિરુદ્ધ હોઈ ચિરકાલ ટકી શકનાર નથી, એ સિદ્ધાન્તમાં અમારી પૂર્ણ શ્રદ્ધા દર્શાવી 'સુદર્શન'માં આ વાદવિવાદ આજથી અમે બંધ કરીએ છીએ.+

अनुशोचाम एवान्यान् न भ्रान्तैर्विवदामहे ॥

( સુદર્શન : પુ. ૧૪, અંક ૧૨, પૃ. ૨૮૨–૨૮૮, સને ૧૮૯૯ )

## 'શબ્દચમત્કારવાળી કવિતા'ના ચર્ચાપત્રના ઉત્તરનું પરિશિષ્ટ

અમારા પ્રેસવાળા અમને જણાવે છે કે "છેલ્લા ફર્મા ( ફૉર્મ ) માં એક પાનાનું પ્રમાણ ખૂટે છે." એટલે થોડા સ્થળમાં નવીન વિષય ચર્ચી શકાય એમ ન હોવાથી અત્રે પરિશિષ્ટ રૂપે 'શબ્દ-ચમત્કાર'વાદીઓને સ્થળપૂરતાં નીચેનાં પ્રમાણો મનનાર્થે અર્પણ કરીએ છીએ:-

૧. यमके च प्रबन्धेन बुद्धिपूर्वकं क्रियमाणे नियमेनैव यत्नान्तरपरिग्रह आपतति शब्दविशेषान्वेषणरूपः । अलङ्कारान्तरेष्वपि तत्तुल्यमिति चेत्,

+ અમારા ગ્રાહકો વાંચો લેશે કે એકવાર 'ગુજરાતી' જેવા વિસ્તીર્ણ પ્રચારવાળા પત્રમાં પ્રસિદ્ધ થએલા લેખની અત્રે પુનરુક્તિ શા માટે? વાંચો યોગ્ય છે. પરંતુ અમે દિલગીર છીએ કે ગુજરાતીમાં એ લેખ પ્રસિદ્ધ થતા પહેલાં અત્રે એ છપાઇ ગયો હતો. આ લેખકે તેમ કરવાની પોતાની ઈચ્છા અમને દર્શાવવા કૃપા કરી હોત તો આ પંકમાં ઉતરવાનો પ્રસંગ બેશક બચી જાત.

| | |
|---|---|
| स्वच्छन्दोच्छलदच्छकच्छ... એ કવિતાના અધમત્વનું કારણ માત્ર શબ્દચમત્કાર જ નથી,અન્ય પણ છે, | स्वच्छन्दोच्छलदच्छ... તે કવિતા અધમ કહેવાય છે, તેમાં અનુપ્રાસ વગેરે શબ્દચમત્કારો છે તેથી નહીં. |
| રા. ભટ્ટ | રા. મુનિ |

રા. મુનિનો પ્રકૃત ઉપક્રમ "સત્યતા ખાતર"જ હોય તો આપણે પ્રથમ એમના મિત્ર રા. ભટ્ટ સાથે સમાધાન કરવું ઠીક છે, કેમકે એમનો આ મતભેદ મુદ્દાનો છે. રા. ભટ્ટે પણ ગ્રામ્યતાથી મુક્ત થયા પછી જ અન્યને વિવાદમાં ઊતારવા કાંઇ પણ આશા રાખવી.

नैवम् । अलङ्कारान्तराणि हि निरूप्यमाणदुर्घटनान्यपि रससमाहितचेतसः प्रतिभानवतः कवेरहंपूर्विकया परापतन्ति । यथा कादम्बर्यां कादम्बरीदर्शनावसरे तथा च मायारामादिशिरोदर्शनविह्वलायां सीतादेव्यां सेतौ । युक्तं चैतत् । यतो रसा वाच्यविशेषैरेवाक्षेप्तव्याः । तत्प्रतिपादकैश्च शब्दैस्तत्प्रकाशिनो वाच्यविशेषा एव रूपकादयोऽलङ्काराः । तस्मान्न तेषां बहिरङ्गत्वं रसाभिव्यक्तौ । यमकदुष्करमार्गेषु तु तत्स्थितमेव ॥ ''

ભાવાર્થ:—યમકોની બુદ્ધિપૂર્વક શ્રેણી દાખલ કરવા જતાં,—રસનિર્માણમાં જે યત્ન થાય છે તેથી અન્ય યત્નની—" શબ્દાન્વેષણ " ( શબ્દો શોધવા જવા—) રૂપી યત્નની—અવશ્ય અપેક્ષા પડે છે, અલંકારાન્તરમાં નથી પડતી ? ના. એમાં ભેદ છે. અલંકારાન્તરો દુર્ઘટ દેખાય એવા હોય છતાં—જ્યારે પ્રતિભાવાળા કવિનું ચિત્ત રસમાં સમાહિત થાય છે ત્યારે ઉપરાઉપરી અહમહમિકાથી કવિ આગળ ઉપસ્થિત થાય છે—જેમ કાદમ્બરીમાં કાદમ્બરીદર્શનસમયે, સેતુબંધ કાવ્યમાં સીતા માયિક રામનું છિન્ન માથું જુએ છે તે સમયે ( શેક્સપિયરમાં અનેક સ્થળે ) ઇત્યાદિ અને આ યોગ્ય છે. રસનો વાચ્યથી આક્ષેપ થાય છે, અને તેથી રસાભિવ્યક્તિમાં એમની બહિરંગતા નથી. શબ્દભંગાદિ દુષ્કર યમકના માર્ગમાં રસથી બહિરંગતા છે જ.

" ध्वन्यात्मभूतशृङ्गारे यमकादिनिबन्धनम् ।
शक्तावपि प्रमादित्वं विप्रलम्भे विशेषतः ॥

( શ્રીમદાનન્દવર્ધનાચાર્ય )

એ પૂર્વે ટાંકેલા અમારા ધ્વનિકારના પ્રમાણની ટીકામાં એક મહાન ટીકાકાર લખે છે, " यमकादि कवेः प्रतिपत्तुश्च रसविघ्नकार्येव " અર્થ:—યમકાદિ કવિ અને વાચકના રસમાં વિકારી જ છે, તથા:—

" सर्वत्र गड्डरिकाप्रवाहोपहतसहृदयधुराधिरोहणविहीनलोकावर्जनाभिप्रायेण तु मया शृङ्गारे विप्रलम्भे च विशेषत इत्युक्तमिति भावः । तथा

'यमकादिनिबन्धे तु पृथग्यत्नोऽस्य जायते ।
शक्तस्यापि रसेऽङ्गत्वं तस्मादेषां न विद्यते ॥

इति सामान्येन वक्ष्यति ॥"

ભાવાર્થ:—ધ્વન્યાત્મભૂત શૃંગારમાં યમકાદિનું નિબંધન અનિષ્ટ છે. શક્તિ હોય તોપણ કવિનું પ્રમાદિત્વ દર્શાવે છે. "વિપ્રલંભમાં વિશેષે કરીને" એટલું પણ ચાલતા ગાડરીઆ પ્રવાહને ખુશ કરવા માટે જ. ખરૂં જોતાં તો ધ્વનિકાર પોતે જ આગળ કહે છે તેમ રસસામાન્ય માટે આ સત્ય છે. "યમકાદિરચના"માં શક્તિવાળા કવિને પણ જુદો યત્ન કરવો પડે છે જ, માટે યમકાદિકની રસમાં સંગતા નથી.

( શ્રીમદભિનવગુપ્તપાદાચાર્ય )

૩. રસ વિનાને સ્થળે યમકાદિક 'ચમત્કાર' રચવામાં બાધ નથી એમ કહેવામાં આવે તો નીચેનું વચન જોવું:—

"एतच्च चित्रं कविनां विशृङ्खलगिरो रसादितात्पर्यमनपेक्ष्यैव काव्यप्रवृत्तिदर्शनादस्माभिः परिकल्पितम् । इदानीन्तनानां तु न्याय्ये काव्यनयव्यवस्थापने क्रियमाणे नास्त्येव ध्वनिव्यतिरिक्तः काव्यप्रकारः । यतः परिपाकवतां कवीनां रसादितात्पर्यविरहे व्यापार एव न शोभते ॥

ભાવાર્થ: ચિત્રકાવ્ય વસ્તુતઃ કાવ્ય જ નથી ( એ ઉપર જણાવ્યું છે ). પણ વિશૃંખલ વાણીવાળા કવિઓ રસવિષયક તાત્પર્ય વિના પણ પ્રવર્ત્યા છે, માટે અમે ચિત્રની આટલી વાત પણ કરી. હાલના સહૃદયોના કાવ્યસંબંધી સિદ્ધાન્ત—વ્યવસ્થામાં તો ધ્વનિવ્યતિરિક્ત કાવ્યનો પ્રકાર જ સંમત નથી, અને તે યોગ્ય છે. કેમકે પ્રતિભાના પરિપાકવાળા કવિઓને રસાદિ તાત્પર્ય વિનાનો વ્યાપાર જ અનુચિત છે.

( સુદર્શન : વર્ષ ૧૪, અં. પૃ. ૩૦૨–૩૦૩, સન ૧૮૯૯ )

# મિ. પરાંજપે અને ધર્મશિક્ષણ

**મિ. પરાંજપે**—જેઓએ થોડાં જ વર્ષ ઉપર કેમ્બ્રિજ યુનિવર્સિટિમાં ‘ સીનિયર રૅંગલેર ’ યાને ગણિતકેસરીના પદનું માન મેળવી આખા હિંદુસ્તાનને અભિમાન ધરવાનું કારણ આપ્યું હતું અને જેઓએ ત્યાર પછી દ્રવ્ય પરત્વે ઘણો સ્વાર્થત્યાગ કરી ફર્ગ્યુસન કૉલેજના પ્રિન્સિપાલનું કામ સ્વીકાર્યું છે—એમણે “ ઇસ્ટ એન્ડ વેસ્ટ ” પત્રના મે માસના અંકમાં “ હિંદુસ્તાનમાં ધાર્મિક શિક્ષણની જરૂર છે ?” એ વિષય ઉપર એક ન્હાનો સરખો લેખ લખ્યો છે. લેખ ન્હાનો છે પણ અનેક તકરારી મુદ્દાથી ભરપૂર છે. એનો સિદ્ધાન્ત સામાન્ય લોકમતથી ઉલટો છે, અને તે વળી પૂર્ણ જુસ્સાથી અને સ્વમતના નિશ્ચયપૂર્વક મૂકાયો છે—એટલે સ્વાભાવિક રીતે જ આજકાલ ચોતરફ એણે પુષ્કળ ચર્ચા ઉભી કરી છે. મ્હારૂં કહેવું કેટલાકને દેશદ્રોહ જેવું લાગશે, પણ જે સત્ય છે તે કહેવું જ જોઇએ એ મતલબની પ્રસ્તાવના કરી, મિ. પરાંજપે આગળ જણાવે છે કે—

(૧) પશ્ચિમ દેશોમાં પણ ધાર્મિક શિક્ષણ રદ કરવા તરફ વલણ છે. ફ્રાન્સ અને જર્મનિની ઊંચી પાઠશાળાઓમાં ધાર્મિક શિક્ષણ અપાતું નથી. અને ઇંગ્લંડમાં પણ રાજ્યે સ્વીકારેલો ધર્મ જે વિદ્યાર્થીઓને માન્ય હોય તેઓને માથે જ દેવળમાં જવાની ફરજ છે.

(૨) છતાં, આપણે ત્યાં કૉન્ફરન્સો ઉપર કૉન્ફરન્સો મળે છે અને ધાર્મિક શિક્ષણની આવશ્યકતા સંબન્ધી ઠરાવો પસાર કરે છે ! અને બનારસમાં, અન્ય શિક્ષણ સાથે ધાર્મિક શિક્ષણ આપનારી એક કૉલેજ પણ સ્થપાઇ ચૂકી છે. આમ થવાનાં ઘણાં કારણો છે—એક તો, પૂર્વ દેશની પ્રજાઓનું સ્વભાવથી જ ધર્મ તરફ વલણ હોય છે; અને બીજું, અત્યાર સુધી હિંદુસ્તાનમાં જે મહાન હિલચાલો થઇ છે એ ધર્મને જ લઇને થઇ છે.

પણ પહેલાંની અને અત્યારની આપણી જરૂરિયાતોમાં ફેર છે એ વાત ધ્યાન બહાર જવી ન જોઈએ. આજ તો એવી હિલચાલની જરૂર છે કે જેમાં હિન્દુ, મુસલમાન, પારસી, સીખ, અને ખ્રિસ્તી—સર્વ સરખી રીતે ભાગ લઈ શકે. ધાર્મિક હિલચાલ હાલ જોઈતા ઐક્યની વિરોધી છે.

(૩) નવા શિક્ષણને અંગે જે 'સાયન્સ'નું જ્ઞાન આવે છે એનાથી સ્વાભાવિક રીતે જ આપણા ધર્મ ઉપરથી બાળકોનું મન ઉઠી જાય છે અને એમાં કાંઈ ખોટું નથી.

(૪) કદાચ કોઈ એમ કહેશે કે અમે જૂના વહેમોનું શિક્ષણ આપવા માગતા નથી, પણ અમારા ખરા પ્રાચીન ધર્મનું આપવા માગીએ છીએ. વિચારમાં આ કહેવું ઠીક છે પણ જ્યાં કૃતિ ઉપર ઉતરશો ત્યાં પ્રશ્ન થશે કે પ્રાચીન ધર્મ કોને કહેવો ? જ્યાં ત્યાં નાતજાતના વાડા અને તરેહતરેહવાર કુચાલો અને વહેમો આવી ઉભા રહેશે.

(૫) ધર્મ એ નીતિનો પાયો છે એમ કહેવામાં આવે છે. પણ આ વાત તદ્દન જૂઠી છે. ધર્મને નામે અસંખ્ય પાપો થયાં છે. આપણા બ્રાહ્મણોમાં નીતિ ક્યાં છે ?—તેઓ કેવળ નિરુદ્યમી અને અજ્ઞાન છે.

(૬) આપણા નવીનોની નીતિ પૂર્ણ સન્તોષકારક નથી એ ખરૂં પણ એ વિરુદ્ધ જેટલું કહેવામાં આવે છે તેટલું કાંઈ જ નથી. ઘરડાઓ નવીનોને ઠપકો દે છે, પણ ઘરડા પોતે જ કેવા છે !

(૭) નીતિનું શિક્ષણ આપવાનું સ્થાન ઘર છે. નિશાળમાં નીતિને પોષણ અપાય, પણ એનું પ્રથમ શિક્ષણ તો ઘરમાં જ મળવું જોઈએ. ધર્મશિક્ષણથી નીતિ સુધરશે એમ માનવું એ તદ્દન ભ્રાન્તિ છે.

પ્રિન્સિપાલ પરાંજપેના આ લેખ સ્હામે પહેલી ચર્ચા પોતાની સહીના પ્રથમાક્ષરથી સહજ ઓળખાઈ આવતા "F.G.S." નામના

પ્રસિદ્ધ અંગ્રેજ વિદ્વાને ટાઈમ્સ ઑફ ઇન્ડિયામાં ઉપાડી. એમનો મુખ્ય મુદ્દો એવો હતો કે ગણિતશાસ્ત્રીઓ અમુક વાત સ્વતઃસિદ્ધ માની આગળ ચાલે છે, તે રીતે મિ. પરાંજપેએ કર્યું છેઃ ડૉ. ભાંડારકર અને મિ. જસ્ટિસ રાનડે જેવાઓએ બહુ સારી રીતે બતાવ્યું છે કે હાલ જે વહેમો ચાલે છે એ અસલ હિન્દુ ધર્મમાં નહોતા, અને એ વહેમોથી મુક્ત એવો સર્વમાન્ય ધર્મ પ્રાચીન પુસ્તકોમાંથી તારવી શકાય એમ છે.

ત્યાર પછી મિ. પરાંજપેના બચાવમાં અને વિરુદ્ધ વર્તમાન-પત્રોમાં ઘણું લખાયું છે. અને એમાં મિ. પરાંજપેનું ખરું તાત્પર્ય શું છે એ સંબન્ધે પણ ઘણી ચર્ચા ચાલી છે. પણ એ સર્વ બાજુ પર મૂકી, આ સંબન્ધમાં અમારો સ્વતન્ત્ર અભિપ્રાય જણાવીએ.

મિ. પરાંજપેના આ ટૂંકા લેખમાં આટલી વાત સ્પષ્ટ છેઃ ધર્મ સર્વત્ર હાનિકારક મનાવા લાગ્યો છે; ધર્મ વિના નીતિ રહી શકે છે, આપણો ધર્મ વહેમોથી ભરેલો છે, અને આપણી શાળાઓમાં ધર્મશિક્ષણ દાખલ ન કરવું.

હવે આ બાબતમાં એટલું કહ્યા વિના ચાલતું નથી કે મિ. પરાંજપે મનુષ્યજીવનમાં ધર્મનું સ્થાન બિલકુલ સમજી શક્યા નથી. યૂરોપનો લોકમત શાળામાં ધર્મ શીખવવાની ભલે વિરુદ્ધ હોય, પણ એથી ધર્મની આવશ્યકતા ઓછી માન્ય થઈ છે એમ માનવાને કારણ નથી. જ્યારે પ્રજામાં ધર્મ પ્રતિ અનાદર આવે છે, ત્યારે રાજ્ય તરફથી શાળામાં કયો ધર્મ શીખવાય છે એની એને દરકાર રહેતી નથી; પણ જ્યારે ધર્મને માટે એના અન્તરમાં ખરી કાળજી ઉત્પન્ન થાય છે ત્યારે રાજ્ય તરફથી ખરો ધર્મ શીખવવો જોઈએ એમ એને આગ્રહ પેદા થાય છે—અને પોતાનો ધર્મ સમસ્ત રાજ્ય સ્વીકારી શકે એમ લાગતું નથી, ત્યારે સ્વાભાવિક રીતે ધર્મ પરત્વે સ્વાતન્ત્ર્ય ઇચ્છે છે, અને શાળાના શિક્ષણક્રમમાં ધર્મ દાખલ ન કરવામાં આવે એમ એ માગે છે. કેટલીકવાર ત્યાં સુધી બને છે કે રાજ્યધર્મ નિર્માલ્ય

હોય છે અને પ્રજાના કેટલાક વર્ગને વધારે તીવ્ર અને ઉત્કટ ધર્મ જોઈએ છે; તે વખતે નિર્માલ્ય ધર્મનું ફરજિયાત શિક્ષણ એને નાપસંદ પડે છે, અને પોતે પોતાની રીતે ધર્મશિક્ષણ મેળવી લે છે. આ જ કારણથી ધર્મચુસ્ત રોમન કેથોલિકો પણ કેટલીક વખત રાજ્ય તરફથી અપાતા ધર્મશિક્ષણની વિરુદ્ધ પડે છે. બીજું, યૂરોપનો છેલ્લાં દોઢસો વર્ષનો ધર્મસંબન્ધે મત તપાસશો તો સ્પષ્ટ જણાશે કે અરાઢમી સદીના અન્ત ભાગમાં યૂરોપમાં જે ધર્મ વિરુદ્ધ લાગણી જોવામાં આવતી હતી એ ઘણે ભાગે તે વખતના વહેમો અને દુરાચારો સ્હામે જ હતી, અને જેઓ ક્રિશ્ચિયનિટિની વિરુદ્ધ લાગણી દર્શાવતા તેઓ પણ, પ્રકૃતિ ઉપરથી ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારી સામાન્ય ધર્મ કબુલ કરતા. થોડોક ભાગ એ કરતાં પણ આગળ વધી ધર્મ માત્રનો નિષેધ કરતો હતો. પરંતુ આ સમયે લોકનું ઇતિહાસજ્ઞાન ઘણું અપૂર્ણ હતું. જ્યાં ત્યાં નકારાત્મક હિલચાલ જ ચાલી રહી હતી, અને મનુષ્યના સમગ્ર આત્માને લક્ષમાં રાખવાને બદલે એના એક ખંડને—બુદ્ધિ માત્રને—અસાધારણ ગૌરવ અપાઈ ગયું હતું. આ કારણથી ધર્મ-સાધક પૂરેપૂરાં પ્રમાણોનું પણ એ યુગને ભાન ન હતું. ધર્માધિકારી પુરુષનો દોષ ધર્મના પોતાના ઉપર ચઢાવવામાં આવતો, અને વધારે વિશુદ્ધ ધર્મ શક્ય છે એ વાત એમની સમજણમાં બરાબર આવી નહોતી. ઓગણીસમી સદીના દ્વિતીય પાદથી આ લોકમતમાં સ્પષ્ટ ફેરફાર થવા લાગ્યો. જ્યાં ત્યાં દોષો જોવા એના કરતાં ગુણ જોઈ એની બુજ કરવી એવી વૃત્તિ વધારે ફેલાવા લાગી. સ્વાર્થી ધર્માધિકારીઓ સ્હામેનો આવેશ ઉતરી ગયો અને ધર્મનું સ્વતઃસ્વરૂપ વિચારમાં આવવા લાગ્યું, નકારથી સન્તોષ માનવાને બદલે, કાંઈક જાતે કરી બતાવવું એ વધારે ઇષ્ટ મનાયું, અને મનુષ્યને દેહ અને બુદ્ધિ ઉપરાન્ત હૃદય અને આત્મા છે—અને એને પણ સન્તોષવાની જરૂર છે એ વાત હવે સમજાવા માંડી. ટુંકામાં—ધાર્મિક લાગણી તીવ્ર અને ઉત્કટ થઈ, અને ધર્મ પરત્વે સ્વાતન્ત્ર્યના જે યત્નો થયા એ

ધર્મના ખંડન અર્થે ન હતા પણ ધર્મના અધિક સેવન અર્થે હતા. આ કારણથી, સાયન્સની શોધને લીધે જડવાદનું પુનઃ અભ્યુત્થાન થએલું તે પણ પાછું દબી ગયું. યૂરોપની સકલ તત્ત્વજ્ઞાન અને ધર્મ-વિચારની ગતિ આજ પર્યન્ત આ દિશામાં જ ચાલે છે. અને મિ. પરાંજપે માટે પૂર્ણ માન સાથે અમારે એમને એટલું કહેવું જોઈએ કે આ વાતો તેઓ સ્વીકારતા ન હોય તો આજ પર્યન્તનો યૂરોપનો એ સંબન્ધી ઇતિહાસ એમણે ઉલટો જ વાંચ્યો છે.

ધર્મ ઉપર નીતિની રચના છે એ સિદ્ધાન્ત આજકાલ માન્ય થતાં સઘળાં નીતિશાસ્ત્રોમાં સ્વીકારાયો છે. કેટલાક ઇશ્વરને કર્મના ફલદાતા તરીકે સિદ્ધ ગણે છે; કેટલાક નીતિના આજ્ઞા ફરમાવનાર તરીકે એને જુએ છે; કેટલાક એના સ્વીકાર વિના 'સાયન્સ'નાં મૂળ તત્ત્વો જ અસિદ્ધ માને છે. અને એ ન હોય તો વિશ્વશૂન્ય અને અસિદ્ધ થઈ રહે છે અને કાંઈપણ પ્રકારનું જ્ઞાન-લૌકિક જ્ઞાન પણ-ન સંભવે એમ કહે છે; અને આ રીતે ઇશ્વર સિદ્ધ છે તો એની સાથે સંબન્ધ કરનાર ધર્મની અગત્ય ખુલ્લી છે. માત્ર તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ જ ધર્મની આવશ્યકતા છે એમ નથી. ઇતિહાસની દૃષ્ટિએ જોશો અને મનુષ્ય સ્વભાવ છે તેવો લેતાં, ધર્મ એ નીતિમાં બળ પ્રેરે છે એ વાત કોઈથી નિષ્પક્ષપાત રીતે નિષેધાય એમ નથી. ક્ષણવાર માની લઈએ કે વ્યક્તિને ધર્મ વિના ચાલે, પણ જનસમષ્ટિને ધર્મ જ નીતિના પંથમાં પ્રેરવા સમર્થ છે એમ કબુલ કર્યા વિના ચાલશે નહિ. અને આપણે વિચારવાનો જે પ્રશ્ન છે એ વ્યક્તિનો નથી, પણ સમષ્ટિનો છે.

હવે, એમ કહેવામાં આવશે કે શુદ્ધ ધર્મ ભલે આવશ્યક હો પણ હિન્દુ લોકોએ આવો ધર્મ ક્યાંથી લાવવો ? હિન્દુઓનો પ્રાચીન ધર્મ શુદ્ધ હતો ? વળી પ્રાચીન એટલે ક્યારનો ?—એમના કરતાં પણ વધારે મહાન પુરુષે—મિ. રાનડેએ—એક સ્થળે દલીલના વેગમાં આજ પ્રશ્ન પૂછ્યો છે: 'પ્રાચીન ધર્મ કોને કહેવો ?' પણ એ જ મહાન

પુરુષે એમની સ્વાભાવિક શાંતિને સમયે પ્રાચીન ધર્મ તારવી કાઢવા યત્ન કર્યો છે. અને અમારે કહેવું જોઇએ કે અમુક કાળનો ધર્મ એ પ્રાચીન ધર્મ એમ સર્વસામાન્ય સિદ્ધાન્ત પ્રતિપાદન કરી શકાય એમ નથી, માટે પ્રાચીન ધર્મની વાત નિરર્થક છે એ દલીલ અમને તદ્દન અનુચિત લાગે છે. યૂરોપમાં લ્યૂથરે પ્રાચીન ધર્મ પુનઃ ઉભો કરવા બોધ કર્યો; અને આપણે ત્યાં છેવટે રાજા રામમોહનરાય અને દયાનન્દ સરસ્વતી સુધીના સુધારકોએ પ્રાચીન ધર્મના પુનરાવર્તનરૂપે પોતાનો બોધ પ્રજા આગળ મૂક્યો છે—એ સર્વ શું સુધારાને હાનિકારક પ્રયત્ન હતા ? બલકે પ્રાચીન કાળ તરફ દૃષ્ટિ ફેરવી નથી એવો આજ પર્યન્ત જગત્‌માં એક પણ ધર્મોપદેષ્ટા થયો નથી.

'પ્રાચીન' માટે પોકાર સુધારાને બાધક નથી અને શુદ્ધ બુદ્ધિથી થાય છે, એ કબુલ; પણ 'પ્રાચીન' કોને કહેવું એ પ્રશ્ન તો ઉભો જ રહે છે ! આનો ઉત્તર કે—'પ્રાચીન'ના હિમાયતીઓ આ નિર્ણય બે રીતે કરે છે: પોતાના હૃદયને અમુક પ્રાચીનો તરફ પૂજ્યભાવ હોય છે, અને પ્રાચીનોના સિદ્ધાન્ત એ વગરપ્રશ્ને સ્વીકારી લે છે; બીજું, પોતાના હૃદયને અમુક પ્રશ્નો સત્ય લાગે છે, અને એ સિદ્ધાન્તો જે પ્રાચીનોમાં જુએ છે એમને એ પ્રમાણ માને છે; આ બન્ને પ્રમાણપદ્ધતિનું મિશ્રણ થઈ એમની પ્રાચીન ભાવના ઘડાય છે. હિન્દુસ્તાનમાં કોઈ એવો ધર્મવીર જાગે કે જે આખા હિન્દુસ્તાનને એક પ્રાચીન ભાવના સ્વીકારાવી શકે તો આપણા સર્વ મતભેદ દૂર થાય. પણ જ્યાંસુધી આ મતભેદ છે, ત્યાંસુધી તો માત્ર કેટલાંક સામાન્ય તત્ત્વો જ તારવી શકાય છે; અને એમાં પણ પૂરેપૂરી એકતા થવી કઠિન છે. આ આપણા સંક્રાન્તિકાળમાં મતભેદ જરૂરનો છે અને અમને વિશ્વાસ છે કે આ અનેકતામાંથી જતે દહાડે એકતા જન્મશે—અને તે અનેકતાનો લોપ કરીને નહિ, પણ અનેકતાને પોતાના અંતરમાં સંગ્રહી લઈને, ધાર્મિક વિકાસ Evolution—નો સર્વત્ર આ નિયમ છે, અને આપણા ધર્મને પણ એ જ નિયમ લાગવો જોઈએ.

પણ હાલ મતભેદવાળા સંક્રાન્તિકાળમાં શું કરવું ? આ સ્થળે મિ. પરાંજપે સાથે અમે પરિણામે મળીએ છીએ. હજી હિન્દુસ્તાનમાં ઐક્ય-ભાવના જ્યાંસુધી જામી નથી, ત્યાંસુધી અનેકતાની–મતભેદની એક કણી પણ એ ઐક્યને નુકશાનકર્તા છે; અને તેથી એ મતભેદને જો ઓગાળી શકાય નહિ તો એને સાર્વજનિક શિક્ષણક્રમની બહાર રાખવો જોઈએ એમ અમારો નમ્ર અભિપ્રાય છે. ખરી વાત છે કે વિવિધ ધર્મનું જ્ઞાન તો તે ધર્મના વિદ્યાર્થીઓને એક જ શાળામાં અપાય તો 'મ્હારો ધર્મ જ ખરો અને બીજાનો ખોટો' એવો દુરાગ્રહ મટવા પામે તથા તે તે ધર્મનું શિક્ષણ પણ મતાન્ધતાથી વિમુક્ત રૂપે રહે, પરન્તુ હિન્દુસ્તાન જેવા અનેક ધર્મોથી ભરેલા વિશાળ દેશમાં આ પ્રયોગ અજમાવી જોતાં સરકારને સ્વાભાવિક રીતે ડર લાગે છે. અને તેથી સરકાર ઇચ્છે છે કે આ જુદા જુદા ધર્મવાળાઓ લૌકિક અને ધાર્મિક શિક્ષણ એકત્ર આપતી એવી પોતપોતાની શાળાઓ સ્થાપી લે, અથવા તો લૌકિક શિક્ષણ સાર્વજનિક શાળાઓમાં લે અને ધાર્મિક શિક્ષણ માટે સ્વતન્ત્ર સંસ્થાઓ રચે. આમાંનો પ્રથમ માર્ગ એટલે કે જુદા જુદા ધર્મવાળાઓ લૌકિક અને ધાર્મિક જ્ઞાનની જુદી જુદી શાળાઓ સ્થાપે–જેમકે મુસલમાનોની અલીગઢ કૉલેજ અને હિન્દુઓની બનારસ કૉલેજ–એ પ્રયોગ અમને ભયંકર લાગે છે.* માત્ર બીજો માર્ગ લેવા યોગ્ય છે. માબાપ છોકરાંઓને પોતાના ધર્મનું પોતાના ઘરમાં શિક્ષણ આપે, તથા જુદા જુદા સંપ્રદાયવાળા એકલા ધર્મશિક્ષણ માટે પોતપોતાની જુદી શાળા સ્થાપે તો ઠીક છે. આમ કરવાથી, દાદાભાઈ નવરોજજી, મહાદેવ ગોવિન્દ રાનડે અને બદરૂદ્દીન તૈયબજી એક શાળામાં ભણી શકશે, અને દરેકને પોતપોતાના ધર્મનું પરિશીલન કરવામાં બાધ નહિ આવે. હાલ જુદી જુદી કોમના વિદ્યાર્થીઓને પણ પોતાની ધાર્મિક જરૂરિયાતો હોય છે, અને તે

---

* સેન્ટ્રલ હિંદુ કૉલેજ સ્થપાઇ તે વખતે 'સુદર્શન'માં એની નોંધ લેતી વખત જ આ ભય અમે જણાવ્યો હતો.

અનિયમતા અને અશિક્ષિત રીતે તો પૂરી પાડી લે છે જ; એને બદલે નિયમસર પદ્ધતિથી અને અધિક જ્ઞાની ગુરુ દ્વારા, એ પૂરી પાડી શકાય એટલી જ યોજના કરવાની છે. અને એ યોજના સાર્વજનિક શિક્ષણક્રમની બહાર ખાનગી પ્રયત્ન દ્વારા જ યોગ્ય રીતે થઈ શકશે એમ અમને લાગે છે.

આ રીતે (૧) ધર્મશિક્ષણની આવશ્યકતાનો સિદ્ધાન્ત જળવાશે અને (૨) એ જ સાથે દેશની પ્રજાના ઐક્યનો બાધ નહિ આવે.

( વસન્ત વર્ષ ૩, અંક ૪. વૈશાખ, સંવત ૧૯૬૦ )

# એડ્યુકેશનલ કૉન્ફરન્સ

"The ideal course of study was that which provided in every standard, the best possible power-training for every pupil at his stage of progress, no matter at what stage of progress like education was to end. The school should teach what was most likely to prepare the child for a good, true, active, intelligent manhood or womanhood. They should endeavour to awaken his intellect and to cultivate his faculties of observation and reflection, and harmoniously build up his character not by means of the "three r's," but rather, as a noted French educator has so aptly expressed it, by means of the " three h's"—the head,

the heart and the hand and make him fit for life by teaching him self-control and self-help."
— MISS BENTHEM

૧૮૮૪ના એડ્યુકેશન કમિશને વખતોવખત કોન્ફરન્સ એટલે સમાજ મેળવી લોકમત સમજવો એવી સરકારને ભલામણ કરી હતી, પણ કોઈક અજ્ઞાત કારણને લીધે આ ભલામણ અમલ થયા વિના ૧૮૯૬ સુધી પડી રહી હતી એમ કહેવાય છે. ૧૮૯૬માં જે કોન્ફરન્સ ભરવામાં આવ્યું, તેમાં કેળવણીના બધા વિષય ચર્ચામાં લેવામાં આવ્યા હતા. પણ આ રીતે બહુ ફાયદાથી કામ થતું નથી એટલા માટે મે. ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબે આ વખત એમ ઠરાવ્યું કે જુદાજુદા વિભાગમાં કોન્ફરન્સો ભરવાં, તેમાં દરેકે પોતપોતાની પ્રાથમિક નિશાળોનાં ધોરણ ઉપર વિચાર ચલાવવો, અને મુંબઈમાં એથી ચઢતી એટલે જેમાં અંગ્રેજી શીખવાય છે તેવી નિશાળોનાં ધોરણો ઉપર ચર્ચા કરવી. આ બીજી ચર્ચાને અંતે માત્ર એક જ મહત્ત્વનો ઠરાવ કરવામાં આવ્યો હતો, તે એ કે હાલ સ્કૂલ-ફાઇનલ પરીક્ષા જે મેટ્રિક્યુલેશનથી જૂદી લેવામાં આવે છે તેનું ધોરણ સંતોષકારક નથી, અને જે ઉદ્દેશથી એ પરીક્ષા કાઢવામાં આવી હતી તે ઉદ્દેશ પાર પડતો નથી, માટે તે વિષે યુનિવર્સિટિએ વિચાર કરવાની જરૂર છે. મેટ્રિક્યુલેશનના ધોરણમાં કેટલાક નકામા વિષય દાખલ છે, અને ઉપયોગી વિષય રહી ગયા છે—એમ પણ બહુ આગ્રહપૂર્વક જણાવવામાં આવ્યું હતું, પણ આ સર્વ બાબત અસાધારણ મહત્ત્વની નથી માટે એ ઉપર કાંઈ ન કહેતાં, ઉત્તર વિભાગના કોન્ફરન્સમાં જે વિચાર થયો એ વિષે જ થોડુંક બોલવું બસ થશે.

મે. ડિરેક્ટર સાહેબનો વિચાર એવો છે—અને તે યોગ્ય છે—કે "ધોરણો ચાલતા જમાનાને અનુસરતાં, તથા કેટલેક દરજ્જે ઇંગ્લાંડનાં તે જાતનાં ધોરણોને મળતાં થવાં જોઈએ." આ વિચારને અનુસરી ધોરણો બાંધવા માટે માહે જૂન તથા નવેંબર ૧૮૯૮ માં

ડિરેક્ટર સાહેબના હુકમથી મે. ઇન્સ્પેક્ટર સાહેબના પ્રમુખપણાં નીચે એ કમિટીઓ મળી હતી, તે કમિટીઓએ કાઠિયાવાડના મે. તરખડ સાહેબનો ખરડો તથા બીજા ખરડા, અને કેટલાક અમલદાર તથા ખાનગી શાળાના વ્યવસ્થાપકોએ કરેલી સૂચનાઓ તપાસીને તથા પોતાનો અનુભવ ધ્યાનમાં લઈને છોકરા તથા છોકરીઓની નિશાળોનાં ધોરણોનો નવો ખરડો બનાવ્યો હતો. એ ખરડો થોડાક વધારા સાથે આ કૉન્ફરન્સમાં ચર્ચા માટે રજૂ કરવામાં આવ્યો હતો. અમદાવાદ મેલ-ટ્રેઇનિંગ કૉલેજના પ્રિન્સિપાલ રા. સા. માધવલાલ હરિલાલ જેમનો કેળવણીના વિષયમાં બહુ સારો અભ્યાસ છે, એમણે રજૂ કરતી વખતે આ નવાં ધોરણોના સમર્થનમાં એક બહુ વિદ્વત્તા ભરેલો નિબંધ વાંચ્યો હતો, અને જૂનાં ધોરણો ઉપર કરેલા સુધારા-વધારાનો કારણ સાથે ખુલાસો કર્યો હતો. એ ખરડો અને નિબન્ધનો ગુજરાતી સાર, બંને ગુજરાત શાળાપત્રમાં પ્રસિદ્ધ થયાં છે.

નવા ખરડામાં મુખ્ય ત્રણ તરેહના ફેરફાર થયા છેઃ—

(૧) કેટલીક બાબતો નવી જ ઉમેરવામાં આવી છે. જેમકે, અભ્યાસ ચાલુ રાખવાની રાત્રિશાળાઓ, ન્હાની શાળાઓ, ઐતિહાસિક વાર્તાકથન ઇત્યાદિ.

(૨) કેટલીક બાબતોના શિક્ષણક્રમમાં ફેરફાર કર્યો છેઃ જેમકે આંક, લેખાં વગેરેમાં.

(૩) કેટલીક બાબતોની શિક્ષણપદ્ધતિ—જેનું આજ સુધી કાંઇક એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર્સ કોડમાં સૂચન હતું—તેને ધોરણોમાં સ્પષ્ટરૂપે દાખલ કરી છે. જેમકે, હિસાબ વગેરે શીખવવાની રીત.

આ સર્વનું ટૂંકામાં અવલોકન કરી જઈએ.

બાળકોને રમતની માફક કામ કરાવીને કેળવવાં જોઈએ એ સૂત્રાનુસાર બાળવર્ગ માટે નવું ધોરણ વધાર્યું છે. પૂર્વે બાળકોને ટાંસાટોળી કરી નિશાળે લઈ જવાં પડતાં તથા એમના ઉપર આંક ગોખાવવાની નિર્દયતા ગુજારવામાં આવતી. એ વખત તો હવે જતો

રહ્યો છે, તથાપિ હાલ પણ એમનું શિક્ષણ જોઈએ તેવી શાસ્ત્રીય પદ્ધતિએ ચાલતું નથી. નવાં ધોરણોમાં આ બાબત બહુ સારો સુધારો થયો છે, અને દરેક બાલહિતૈષી પુરુષ આ જોઈ રાજી થશે. બહુ ખુશીની વાત છે કે બાળકોને "બાગમાં યોગ્ય કામ કરવાને ઠરાવ કર્યો છે. બાળકો પાસે બાગમાં કામ લેવું એ બહુ ઉપયોગી છે. તેથી તેમને ખુલ્લી હવામાં કસરત મળે છે, તેમને કુદરતનો શોખ પેદા થાય છે, અવલોકન કરવાનું મળે છે, અને તેમની સૌન્દર્યની સમજ ખીલે છે. જેને કુદરતની ઓળખ થઈ નથી, અને જેની રસજ્ઞતા કેળવાઈ નથી તે બરાબર કેળવાયો ગણાતો નથી." વળી નવા બરડામાં મૂળાક્ષરો ઓળખાતા જાય તેમ જોડે જોડે અક્ષરનાં પત્તાં ગોઠવીને ન્હાના જાણીતા શબ્દો બનાવવાનું ઠરાવ્યું છે, તેમ જ એ અક્ષરો પત્રાળાં શીવવાની સળીઓ કે લોઢાના વાળાની કડીઓ વડે બનાવવાનો ઉદ્યોગ બાળકો પાસે કરાવવાનો છે જેથી એમને હાથનું કામ મળે અને ગમત પડે.

બાળવર્ગમાં હાલ આકાર, રંગ, અને પદાર્થના પાઠો આપવાનું ઠરાવ્યું છે પણ એ કયા ક્રમમાં શીખવવા એ ધોરણમાં બતાવેલું નથી. નવાં ધોરણમાં એ ક્રમ સ્પષ્ટ દાખલ કરવામાં આવ્યો છે. રાતો, લીલો, પીળો, નારંગી, વાદળી, અને જાંબુઓ, એમ ક્રમવાર રંગ ઓળખાવવાનું કહ્યું છે. પરંતુ બાળવર્ગના સંબન્ધમાં બહુ જ આનંદદાયક વાત સર્વને એ જણાશે કે તેમની નિશાળની સાધારણ રજા ઉપરાન્ત દર પચાસ મિનિટના કામ પછી દસ મિનિટની રજા આપવાનું ઠરાવ્યું છે.

આંકની બાબતમા બહુ અગત્યનો ફેરફાર થયો છે. બાળકોના મનના બંધારણ વિષે જેણે કાંઈક પણ વિચાર કર્યો હશે તેઓ તુરત કહેશે કે હાલ જે આંકનો બોજો એમનાં કુમળાં મન ઉપર નાંખવામાં આવ્યો છે તે તદ્દન અઘટિત છે. રામ જેવા અઘરા આંક બીજા ધોરણમાં ચાલે છે! સર્વ બાબત ધ્યાનમાં લઈ, પહેલા ધોરણ-

માં વીસા સુધીના જ આંક રાખ્યા છે અને તે પછીના ધોરણના આંક પણ કાંઈક ઓછા કરી તે ચોથા ધોરણ સુધી પહોંચાડયા છે. ક્રમમાં પણ કેટલોક ફેર કર્યો છે; જેમકે—અડધાં પછી પાયાં શીખવવાનાં કહ્યાં છે, અને ઊઠાં અગિયારી વગેરે છેક છેવટે—ચોથા ધોરણમાં રાખ્યાં છે. પણ એક બહુ અગત્યનો વધારો નવાં ધોરણોમાં નજરે પડે છે તે એ છે કે હવેથી આંક સવળા તેમ જ અવળા બોલતાં શીખવવાના છે. આ પદ્ધતિ યૂરોપમાં દાખલ થઈ ગઈ છે, પણ તે અત્રે એવી તો નવી છે કે ખરડા ઉપર ચર્ચા કરતાં સર્વેએ એકે અવાજે એ નાપસંદ કરી હતી. અમને પણ લાગે છે કે, જો કે, "આંક અવળા અને સવળા બોલાવવાથી આંકનો ઉપયોગ કરવામાં છોકરા ઘણા ચપળ થયેલા જણાતા હતા." એમ ડૉક્ટર ક્લેમ એમના "યુરોપની શાળાઓ" એ નામના પુસ્તકમાં કહે છે, તથાપિ આનો યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો જ અવળા આંક લાભકારી થવા સંભવ છે, નહિ તો ગોખણ ઓછું થવાને બદલે બેવડું થશે, અને બાળકો ઉપર બોજો વધી પડશે એમ ભય છે. અવળા આંકનો સારો ઉપયોગ થઈ શકે ખરો એમ અમને વિચાર કરતાં જણાય છે, તે એ કે બાળકને અવળા આંક કડકડાટ ન બોલાવી જતાં ધીમે ધીમે અવળા ક્રમમાં એ જઈ શકે છે કે નહિ એટલું જ માત્ર પરીક્ષકે જોવું અને એ રીતે બાળકની કોઈ કોઈવાર ચપળતા તપાસવી. અવળા આંક એક વખત ગોખી માર્યા પછી ભાગ્યે જ ખરી ચપળતા ઓળખાવાનો અવકાશ રહે છે.

કોષ્ઠકોના સંબન્ધમાં જે ફેરફાર કરવામાં આવ્યો છે, તે સારો છે. વગર સમજે ઘણાં નિરુપયોગી કોષ્ઠકો ગોખાવવામાં આવતાં તે રદ કર્યાં છે, અને ઉપયોગી દાખલ કર્યાં છે. અને કોષ્ઠકો પ્રદર્શનથી શીખવવાં, અને બાળકો પાસે તોળાવવું તથા મપાવવું અને તેમની પાસે તોલ તથા છેટાની અજમાયશ કરાવવી એમ શિક્ષકને સ્પષ્ટ આજ્ઞા છે.

અંકગણિતની બાબતમાં પહેલા ધોરણમાં હાલના કરતાં નાની સંખ્યાનું ગણિત રાખ્યું છે. બીજા ધોરણમાં પ્રદર્શનથી રીતો સમજાવવાનું ઠરાવ્યું છે. ત્રીજા ધોરણથી અંકગણિતની રીતો શિખવાતી જાય તેમ તેમનાં કારણો શીખવવાનું ઠરાવ્યું છે. (હાલ ધોરણોમાં રીતો શીખવવાની કહી છે તેમાં કારણોનો પણ સમાસ થાય છે. પણ નવા ધોરણમાં એ બાબત સ્પષ્ટ દાખલ કરી છે.) ત્રીજા ચોથા હલકાં ધોરણો માટે આ કારણો શીખવવાનો ઠરાવ સારો છે કે કેમ એ મ્હોટો પ્રશ્ન છે. આ ઠરાવ ચાલતી પાશ્ચાત્ય શિક્ષણપદ્ધતિને અનુસરીને છે એમાં તો સંશય નથી. એ પણ ખરું કે કારણ સમજીને શીખવવામાં આવેલા હિસાબ મગજમાં સારા ઠસે તથા સમજીને કર્યા ગણાય, પણ કાર્ય ઉપરથી કારણ ઉપર જવું, અનુભવ ઉપરથી એના ખુલાસા ઉપર જવું એ પદ્ધતિ વધારે સ્વાભાવિક નથી? આ સંબન્ધમાં એકંદર વિચાર કરતાં અમારો નમ્ર અભિપ્રાય એવો થાય છે કે બીજા ધોરણમાં પ્રદર્શનથી રીતો સમજાવવાનું રાખ્યું છે એ યોગ્ય છે, તેમ જ ત્રીજા ધોરણમાં કારણો શીખવવાનું ઠરાવ્યું છે એ પણ ઠીક છે, પરંતુ શિક્ષકને એક અતિઆવશ્યક સૂચના મળવી જોઈએ કે બાળકનું મગજ અતીવ કોમલ હોવાથી એને શ્રમ પડે એટલા બધા વિચાર કરવાની ફરજ પાડવી નહિ; પણ જે રીતનાં કારણ સાદાં, સહેલાઈથી સમજી શકાય એવાં હોય એ રીતનાં જ કારણો બતાવવાં, અને બીજા ધોરણ પછી જેમ બને તેમ પ્રદર્શન દ્વારા જ કારણ શીખવવાનું રાખવું. કારણ ઉપર બહુ આગ્રહ દેખાડવામાં આવશે તો સંભવ છે કે શિક્ષકો કારણોની નોટો ઉતરાવી બાળકોને ગોખાવશે, માટે બુદ્ધિમાન બાળકોને જ કારણ પૂછી શિક્ષકની શિક્ષણકુશળતા પરીક્ષકે તપાસવી એટલું બસ છે.

લેખાં હાલ મુજબ રાખ્યાં છે પણ એની ગોઠવણમાં ફેર કર્યો છે. હલકાં ધોરણોમાં બોજો ઓછો થાય તેમ કર્યું છે. તથા દેશી હિસાબમાંની કેટલીક પેટાકૂંચીઓ મૂકાવી દીધી છે અને વગરસમજે

ગોખાવવાનું બંધ કરી તેમનાં કારણો શીખવવાનું દાખલ કર્યું છે.

ગણિતનો વિષય પૂરો થયો. વાચકને સહજ સમજાયું હશે કે આમાં એક તરફથી બોજો ઓછો કરવા યત્ન છે, તેમ બીજી તરફથી સ્મરણશક્તિને બદલે વિચારશક્તિ વધારે કેળવવા યત્ન થયો છે. અમને લાગે છે કે બાળકોની વિચારશક્તિને બહુ તસ્દી આપવી એ ગોખવું કરતાં પણ વધારે અનિષ્ટ છે. દરેક હિસાબ કારણ સમજીને કરવો એ ઠીક છે; પણ આ કામ બાળકોના વય પ્રમાણમાં જ કરાવવામાં આવે તો લાભકારી છે. હિસાબનાં કારણો સમજવાં એ રમતવાત નથી, અને આપણી પક્વ બુદ્ધિને અમુક કારણે ગમે તેટલું સહેલું લાગે પણ બાળકને તે બહુ સહેલું નથી એટલું સ્મરણમાં રાખીને જ ચાલવું જરૂરનું છે. વિચારશક્તિને ખીલવા દેવાને બદલે બહાર ખેંચી કાઢવાની ભૂલ થવી ન જોઈએ. કારણપુરઃસર રીતો શીખવવાનું કામ શિક્ષક બહુ સમજુ હોય તો જ સફળ નીવડે અને તે પણ બુદ્ધિમાન બાળકોમાં જ એમ અમને લાગે છે.

વ્યાકરણની બાબતમાં બહુ મહત્ત્વનો, અને અમારા અભિપ્રાય પ્રમાણે બહુ યોગ્ય એવો ઠરાવ થયો છે. બાળક વ્યાકરણ શીખવા માંડતાં પહેલાં સ્વભાષા જાણે છે અને બોલે છે અને જે શબ્દો એ બોલે છે તે છુટા નહિ પણ વાકયના સંબન્ધમાં બોલે છે; માટે વ્યાકરણની શરૂઆત પદસંયોગીકરણથી નહિ પણ વાકયપૃથક્કૃતિ (Analysis) થી થવી જોઈએ એ નિયમ બરાબર છે. અમને ખાતરી છે કે આપણો 'વ્યાકરણ' શબ્દ પણ वि+आ+कृ ઉપરથી નીકળેલો આ નિયમનું જ સૂચન કરે છે.

ભૂગોળની બાબતમાં, જર્મન લોકો જેને "ઘરની" (એટલે પોતાનાં ગામની) ભૂગોળ કહે છે ત્યાંથી શરૂઆત કરવી જોઈએ, એ અગત્યનો ઠરાવ છે. પણ તે પહેલાં અંતર, જગાઓનો પરસ્પર સબન્ધ, દિશા, વગેરે શીખવવાનાં છે અને તે કેવી રીતે શીખવવાં એ સંબન્ધી પ્રો. ગીડીની સૂચનાઓ રા. માધવલાલે બતાવી છે. ગામની

રાજકીય ભૂગોળ પહેલાં ભૂતળરચનાનો ઘણો ભાગ શીખવવો જોઇએ એમ ગીકીનું કહેવું છે. ભૂગોળનો વિષય કેમ શીખવવો એ સંબન્ધી ગીકીને આધારે રા. માધવલાલે બહુ સૂચનાઓ કરી છે. આવો અભ્યાસ ભૂગોળનું જ્ઞાન સારું ઉત્પન્ન કરે છે એટલું જ નહિ પણ દૃષ્ટિ વિશાળ કરવા ઉપરાન્ત સૃષ્ટિસૌન્દર્ય તરફ રસજ્ઞતા પણ કેળવે છે, તથા વ્યાપાર આદિ તરફ વલણ પેદા કરે છે.

નવા ખરડા પ્રમાણે, " બાળવર્ગ અને પહેલા ધોરણમાં કલ્પિત વાર્તાઓ ચાલશે એટલે ત્યાંસુધી બાળકોની કલ્પનાશક્તિ કેટલીક કેળવાશે. તે પછી બીજા ધોરણમાં પોતાના ગામને લગતી વાર્તાઓ અને દન્તકથાઓ આવશે,...ત્યારપછી ગુજરાતની અને હિન્દુસ્તાનની વાતો આવે છે, અને પાંચમા ધોરણથી ઇતિહાસનું સળંગ શિક્ષણ શરૂ થાય છે. " ઇતિહાસની બાબતમાં બે ત્રણ નવીન વાત છે:—એક તો આરંભથી જ ઇતિહાસ સળંગ શીખવવાને બદલે વાર્તા અને જન્મચરિત્રોની મારફત શીખવવો એમ ઠર્યું છે; બીજું, પ્રાચીન ઇતિહાસથી આરંભ કરી વર્તમાન ઇતિહાસ ઉપર આવવાનું છે, અને પાસેના ઇતિહાસ પછી દૂર દેશના ઇતિહાસ તરફ જવાનું છે.

ઉપર કહેલ વાર્તાઓ તથા જન્મચરિત્રો સંબન્ધે કૉન્ફરન્સમાં બહુ ચર્ચા થઈ હતી. કેટલાકનું એમ કહેવું હતું કે કલ્પિત વાર્તાઓ તદ્દન નકામી છે, ભ્રાન્તિજનક છે, માટે હંમેશાં ઐતિહાસિક વાર્તાઓ જ કહેવી, અને તે પણ કાંઇક (સ્થૂલ) કાળનો નિર્દેશ કરીને જ કહેવી. જર્મનીમાં (જ્યાં શિક્ષણશાસ્ત્ર બહુ જ ઉત્તમ દરજ્જે પહોંચ્યું છે, ત્યાં) કલ્પિત વાર્તાઓ સામે કાંઈ જ વાંધો લેવામાં આવતો નથી, એટલું જ નહિ પણ બાળકની કલ્પનાશક્તિ કેળવવાનું એ એક ઉત્તમ સાધન મનાય છે. અમને લાગે છે કે આ વિચાર બરાબર છે. કલ્પનાશકિતની કેળવણી મનુષ્યને બહુ જ ઉપયોગી છે, અને તે અવશ્ય રીતે ઐતિહાસિક સત્યગ્રહણની વિરોધી છે એમ કાંઈ નથી. કલ્પના ખીલ્યા વિના ભૂતકાળમાં પેસી એને વર્તમાનવત્

પ્રત્યક્ષ કરવાની શક્તિ, અને એ શક્તિ વિના ઇતિહાસનું જ્ઞાન, અસંભવિત છે. બીજા ધોરણથી ઐતિહાસિક વાર્તાઓ તો શરૂ થાય છે જ, માટે બાળકના મનના બંધારણને કલ્પિત વાર્તાઓ અનુકૂળ છે તો તેનો અનાદર થવો ન જોઇએ. બીજી એક સૂચના એવી હતી કે જેમ ભૂગોળમાં પાસેથી દૂર જવાનું ઠર્યું છે એમ ઇતિહાસ-માં વર્તમાનથી ભૂત તરફ શા માટે ન જવું? રા. સા. માધવ-લાલનું આ સંબન્ધે એમ કહેવું છે કે વર્તમાનથી ભૂત તરફ જવું એ કેવું અસંભવિત છે એનો ખ્યાલ લાવવા માટે એ પદ્ધતિ ઉપર ઇતિહાસ લખવાનો યત્ન કરો, જેમાં પહેલું પ્રકરણ વિક્ટોરિયાના રાજ્યનું અને છેલ્લું વેદના કાળનું આવે! અમને આ દલીલ બરાબર લાગે છે. કાળપ્રવાહ નદીવત્ છે. મૂળથી માંડી મુખ તરફ જતાં જ એની ગતિનું રહસ્ય ઠીક સમજાય છે. આરંભમાં, જેમ ભૂગોળના વિષયમાં બાળકોને દિશા, ભૂતળરચના વગેરેનું જ્ઞાન આપવું ઠર્યું છે, તેમ ઇતિહાસના વિષયમાં આરંભમાં કાળ અને બનાવોનો કાંઇક ખ્યાલ મળે અને પ્રાચીન–અર્વાચીનનો અર્થ સમજવામાં આવે તો પછી પ્રાચીન ઇતિહાસથી આરંભ કરવામાં બાધ નથી. ભૂગોળનું સામ્ય લઇ ઇતિહાસમાં વર્તમાન ઉપરથી ભૂત તરફ જવા સૂચના થઇ છે, પણ સ્વદેશથી માંડી પૃથ્વીના ઇતિહાસ તરફ જવાનું ઠરાવ્યું છે એમાં જ ભૂગોળ સાથે ઇતિહાસનું પૂરેપૂરું સામ્ય આવી જાય છે, એમ અમને લાગે છે. ત્રીજી એક સૌથી મોટી ચર્ચા એ ઊભી થઇ હતી કે જન્મચરિત્રોમાં ધર્મને લગતાં જેવાં કે શંકરાચાર્ય, વલ્લભા-ચાર્ય, સ્વામીનારાયણ, હેમચંદ્ર, આદિ મૂકી દેવાં. આ બાબત એટલું તો બરાબર જ કહેવામાં આવ્યું હતું કે આવાં ચરિત્રો બરાબર ભાવ સાથે, અને મતાન્ધતા વગર કહેવામાં આવે તો જ લાભકારી છે, નહિ તો બહુ હાનિ થવા ભય છે. પણ અમને લાગે છે કે જો હંટરકૃત ઇતિહાસમાં આ બાબત હાનિકારક નથી ગણાતી તો વાર્તારૂપે એ સામે બાધા લેવાનું વ્યાજબી કારણ નથી. ખરી વાત એ

છે કે શિક્ષક ઉપર આના સારાનરસા ઉપયોગનો આધાર છે, પણ રાજકીય ઇતિહાસ વિષે પણ આ વધો તો નડવાનો જ. સારો શિક્ષક જન્મચરિત્રો દ્વારા સ્વદેશભક્તિ તથા રાજભક્તિ શીખવશે, નઠારો શિક્ષક પરદેશભક્તિ તથા રાજદ્રોહ શીખવશે. પણ આટલી અડચણ માટે નવી સૂચના અજમાવી પણ ન જોવી એ અમને ઠીક લાગતું નથી. ઘણા કબૂલ કરશે કે ધર્મશિક્ષણ વિના આપણી શાળા બહુ ખામી ભરેલી છે. એટલે સુધી જવું અશક્ય છે તો આપણા મહાન ધાર્મિક પુરુષો માટે લોકને કાંઇક સામાન્ય જ્ઞાન તો મળવું જ જોઈએ. હિન્દનો બાળ શંકર, રામાનુજ, વલ્લભ, કબીર, હેમચંદ્ર વગેરેના ચરિત્રથી અજાણ્યો રહે એ થોડી શરમની વાત નથી. શિક્ષકોને ખાનગી સૂચના પણ આપી શકાય છે કે જેમ રાજ્ય વિરુદ્ધ ઉપદેશ કરવા માટે એમની ખાતા તરફથી સખત નોંધ લેવામાં આવે છે તેમ કોઈપણ ધર્મ વિરુદ્ધ શિક્ષણ માટે પણ તેઓ શિક્ષાપાત્ર થશે.

આ ઉપરાંત નવાં ધોરણોમાં સાતમું ધોરણ દાખલ કરી એક ઉપયોગી વધારો કરવામાં આવ્યો છે. પણ આ વધારો છોકરીઓ માટે નથી એ આશ્ચર્ય જેવું છે. ગુર્જર ભાષાના શિષ્ટ લેખકોના ગદ્યપદ્યાત્મક ગ્રંથ શીખવવાથી ભાષાસાહિત્યમાં આગળ વધવાની રુચિ થશે એવો ઉદ્દેશ છે. પણ માત્ર એક ધોરણ વધારવાથી જ આ ઉદ્દેશ સફલ થાય એ વિષે અમને શક છે. ખરડામાં સાહિત્યના વિષયનું મહત્ત્વ પૂર્ણ રીતે સ્વીકારાયું નથી એ બહુ શોકની વાત છે; એટલું જ નહિ પણ કૉન્ફરન્સે પણ એ વિષય ઉપર જોઈએ તેટલી ચર્ચા ઉઠાવી નહોતી એ અધિક શોકકારક છે. અમે એ પ્રસંગે સૂચવ્યું હતું કે આપણા ગુજરાતી માત્ર જાણનાર ગૃહસ્થોને કવિતા એ શું એનું ભાગ્યે જ કાંઇ પણ જ્ઞાન હોય છે, અને તેમ થવાનું કારણ હાલનું અપૂર્ણ શિક્ષણ છે. નીતિની કેળવણી માટે ઘણું કહેવામાં આવે છે, પણ એના સાધન વિષે મતભેદ છે; હવે કવિતા

જેવું મનુષ્યને ઉન્નત બનાવનાર બીજું કાંઈ જ નથી એ વાત ધ્યાનમાં લેવામાં આવે તો નીતિની કેળવણી કેવી રીતે આપવી એ પ્રશ્નનું પણ એક સમાધાન હાથ લાગે છે. હાલની વાંચનમાળામાં કવિતા કોને કહેવી, એ વિષે કંઈ જ વિચારપાઠ નથી; તેમ જ કવિતાના ખરા નમૂના પણ કોઈક કોઈક જ નજરે પડે છે. આથી અમારી સૂચના એવી હતી કે પ્રાચીન ગુજરાતી કાવ્યોમાંથી તેમ જ જગતની મ્હોટી મ્હોટી ભાષાઓ—સંસ્કૃત—ગ્રીક—અંગ્રેજી—લેટિન—ફ્રેંચ—જર્મન—અરેબિક, ફારસી વગેરેના સાહિત્યમાંથી થોડાક ઉત્તમ કવિતાના નમૂનાઓ યોગ્ય પુરુષો પાસે ભાષાન્તર કરાવી આપણી વાંચનમાળામાં મૂકવા. બાલપણથી જ સહૃદયતા—રસિકતા કેળવવાનો યત્ન થવો જરૂરનો છે. નહિ તો પછી મ્હેતાજીઓને કવિ શેલિના "મેઘ" કાવ્યનો રસાસ્વાદ કરાવવો અશક્ય થઈ પડે એમાં નવાઈ શી! વળી વિવિધ પ્રકારની શૈલીનો વાચકને પરિચય થવા માટે ગદ્યના નમૂના પણ દાખલ કરવા જોઈએ. જેમ અંગ્રેજી વાંચનમાળાના વાચકને સ્કોટ, એડિસન, કાર્લાઈલ વગેરેની ગદ્યપદ્ધતિનું ભાન કરાવવામાં આવે છે તેમ (ઉદાહરણ તરીકે) કાદમ્બરીમાંથી, તથા ગોવર્ધનરામ, નવલરામ, મણિલાલ, નર્મદાશંકર આદિનાં પુસ્તકોમાંથી, ઉતારા લઈ એમની લેખનશૈલીમાં જે જે વૈવિધ્ય છે એ વાચકને દેખાડી શકાય

અત્રે એક બીજી સૂચના કરવા જેવી છે. ગુજરાતી ચોથા ધોરણ પછી સંસ્કૃત વા ફારસીમાંથી એક ભાષા તથા (બની શકે તો) અંગ્રેજી પણ દાખલ ન કરી શકાય? એ ત્રણ વર્ષમાં આ ભાષાનો માર્ગોપદેશ અને કાંઇક અંતઃપ્રવેશ પણ થઈ શકશે, જે પાછળથી કોઈ પણ વિદ્યાર્થી બહુ સારી રીતે વધારી શકશે. અમે સારી રીતે જાણીએ છીએ કે આથી વિદ્યાર્થી ઉપર બોજો વધે એ દલીલ સામે લાવવામાં આવશે, પણ ગણિતને બદલે ઐચ્છિક વિષય તરીકે રાખવાથી અથવા બીજો કેટલોક નકામો બાર છે એ ઘટાડી આને ફરજિયાત કરવાથી જોઈતી ગોઠવણ થઈ શકશે. ગુજરાતી સાહિત્ય

સાંકડું છે, એટલામાં વિદ્યાર્થીને જો આખી જિંદગી પૂરી રાખવો હોય તો અમને લાગે છે કે ચોથા ધોરણથી આગળ જવાની બિલકુલ જરૂર નથી. અધિક ધોરણોનો એક મ્હોટો ઉદ્દેશ ' સામાન્ય કેળવણી' આપવાનો છે. અને એ કેળવણી આખી જિંદગીપર્યન્ત લઈ શકાય એટલા માટે એકાદ વિશાલ જ્ઞાનભંડારવાળી ભાષાની કૂંચી એને મેળવી આપવી જોઇએ.

આજકાલ હિન્દુસ્થાનમાં ' ઉદ્યોગ ! ઉદ્યોગ ! ' એવો જે ચારે તરફ પોકાર પડી રહ્યો છે, ( અને જે હિન્દનું દારિદ્રય જોતાં પડવો જોઇએ પણ ખરો જ ) એના જવાબમાં, નવા ખરડામાં જે ગોઠવણ કરવામાં આવી છે એ ખરેખર સ્તુતિપાત્ર છે. ' યન્ત્રશાસ્ત્ર ' ( Mechanics ), ' રસાયનશાસ્ત્ર ' ( Chemistry ), 'અવાજ પ્રકાશ અને ઉષ્ણતા ' ( Sound, Light and heat ), ' લોહચુંબક અને વીજળી ' (Magnetism and Electricity), ' પ્રયોગસિદ્ધ ગણિત, પદાર્થવિજ્ઞાન અને રસાયન ' (Experimental Arithmetic, Physics and Chemistry ), ' પ્રાણીવિજ્ઞાનશાસ્ત્ર ' ( Animal Physiology ), ' વનસ્પતિશાસ્ત્ર ' ( Botany ), ' બાગવિદ્યા ' ( Horticulture), ' ખેતીનાં મૂળતત્ત્વો ' ( Principles of Agriculture )– એ રીતે પાંચ પ્રકારે વિદ્યાના અભ્યાસનો ક્રમ ગોઠવી, મ્હોટાં ગામોની નિશાળોનાં ધોરણ ૨ થી ૭ ના ૫ મા વિષયમાં જણાવેલા પદાર્થપાઠો તથા વિદ્યાને બદલે, ઇચ્છા હશે તો, વિદ્યાનાં મૂળતત્ત્વોનો કોઈ પણ એક અભ્યાસક્રમ ચલાવી શકાશે, એમ ઠરાવ્યું છે.

નિશાળોની બાબતોમાં નીચે પ્રમાણે સુધારાવધારા કરવામાં આવ્યા છેઃ–[૧] મ્હોટાં ગામો–ગામડાંઓ વચ્ચે પહેલાં પ્રમાણે ભેદ રાખ્યો છે. પણ આજ સુધી ગામડાંઓની ખરી જરૂરિયાત તરફ પૂરતું લક્ષ આપી ધોરણો ઘડાએલાં ન હતાં. નવા ખરડામાં, બીજા અને ત્રીજા ધોરણમાં ખેતીને લગતા પદાર્થપાઠો, ચોથા અને પાંચમા-

માં ખેતીનાં મૂળતત્ત્વો અને પાંચમામાં આરોગ્યવિદ્યા શીખવવાનું ઠરાવ્યું છે, એ બહુ પસંદ કરવા જેવું છે. (૨) છેક નાનાં ગામડાંઓ કે જ્યાં આખી નિશાળ ચલાવનારો એકલો મહેતાજી જ હોય છે, અથવા ઘણું તો એની સાથે એસિસ્ટંટ વા મોનિટર હોય છે ત્યાં ઘણા વર્ગો બાંધી શીખવવું અશક્ય છે, માટે નવા ખરડામાં આવી નિશાળોને 'ન્હાની નિશાળો' એવે નામે એક ખાસ વર્ગ પાડવામાં આવ્યો છે. પંચમહાલ વગેરે ઠેકાણે આ સુધારાની બહુ જરૂર હતી એમ જણાય છે. (૩) નવા ખરડામાં રાત્રિશાળાઓ બે પ્રકારની રાખી છે. શરૂઆતની રાત્રિશાળાઓ તો હાલ છે, પરંતુ દિવસની નિશાળનો બધો અભ્યાસ પૂરો કરી ને ધન્ધામાં જોડાએલા માણસોને અભ્યાસ વધારવાની સવડ કરી આપવાને નવા ખરડામાં અભ્યાસ ચાલુ રાખનારી નિશાળો (Continuation—Schools)ની જે યોજના કરી છે એ તદ્દન નવી છે. આ વધારો બહુ લાભદાયી નીવડશે એમાં શંકા નથી. આશા છે કે આ સુધારો લોકપ્રિય થઈ પડશે અને લોકો આનો પૂર્ણ લાભ લેવા ચૂકશે નહિ. 'ઈંગ્લેન્ડમાં ૫૫૩૫ ટ્રેઈન્ડ શિક્ષકો કામ કરે છે'! આવી જ લોકપ્રિય જો આપણી શાળાઓ થઈ પડે તો કેટલો બધો લાભ થાય એ કહેવાની જરૂર નથી. પ્રસંગોપાત્ત કહેવું જોઈએ કે ઈંગ્લંડ, ફ્રાન્સ વગેરે દેશોમાં રાત્રિશાળાઓને મળતી 'યુનિવ્હર્સિટિ એક્સ્ટેન્શન' 'પોપ્યુલર યુનિવ્હર્સિટિ' વગેરે યોજનાઓથી મહેનતુ અને સામાન્ય વર્ગના લોકોને જે ઉત્તમ શિક્ષણનો લાભ અપાય છે તેવો લાભ—અત્યારે તો ન્હાના પાયા ઉપર આપણી પ્રજાને આપવામાં આવે તો 'અજ્ઞાન,' 'દારિદ્રય' આદિ વર્તમાન હિન્દુસ્થાનને લલાટે લખાએલા દુર્દૈવના લેખો જરૂર ભૂંસી શકાય. પરંતુ આવી યોજના માટે દ્રવ્ય જોઇએ તે ક્યાંથી લાવવું? ઉત્તર-ફ્રાન્સની 'પોપ્યુલર યુનિવ્હર્સિટિ' માં વિદ્વાનો વગર પગારે ભાષણ આપી જાય છે, અને ભાષણ વિનાનો એક પણ દિવસ પડતો નથી!

ઉપલા ખરડામાં શરીર અને જાતિ અને ધર્મની કેળવણી માટે શી યોજના કરવામાં આવી છે?–એમ સ્વાભાવિક રીતે પ્રશ્ન થશે.

શારીરિક કસરતનો ક્રમ દાખલ કરવા કમિટીએ પ્રયત્ન કર્યો હતો, પણ એને માટે જોઈતાં સાધનો નિશાળોને નહિ મળી આવે એમ ધારી એ વિષય પડતો મૂક્યો છે. અમને લાગે છે કે જે રીતે મ્હોટાં શહેરામાં ઇચ્છા હોય તો યન્ત્રશાસ્ત્રાદિક વિદ્યાઓ દાખલ કરવા ભલામણ કરી છે તેમ શારીરિક કેળવણી પણ ભલામણ રૂપે દાખલ કરવામાં આવી હોત તો ઠીક હતું. હાલ તો શિક્ષકોને, જ્યાં બની શકે એવું હોય ત્યાં, ગામ બહાર લઇ જઈ બાળકોને રમાડવાનું કહેવામાં આવ્યું છે, એટલું પણ બરાબર અમલમાં મૂકાય તો બહુ છે. આરોગ્યવિદ્યાનું શિક્ષણ મ્હોટાં ગામોમાં છઠ્ઠા ધોરણમાં, ગામડાંઓમાં પાંચમામાં, અને છોકરાઓની નિશાળમાં ચોથા પાંચમામાં દાખલ કર્યું છે. પણ દિ. બ. અંબાલાલભાઇની સૂચના યોગ્ય હતી કે બધાં ધોરણોમાં આરોગ્યવિદ્યાનો ક્રમ દાખલ કરવો જોઇએ. આ સૂચનાને અમે પૂર્વોક્ત સાહિત્ય સબંધી સૂચના જેટલી જ, બલ્કે એ કરતાં પણ અધિક મહત્ત્વની ગણીએ છીએ, અને આ ખરડા ઉપરથી પાકાં ધોરણો ઘડાય તે વખતે આનું વિસ્મરણ નહિ થાય એમ આશા રાખીએ છીએ.

નીતિની કેળવણી શી રીતે આપવી એ મ્હોટો પ્રશ્ન છે. આ સંબન્ધી એક પુસ્તક રચાવવું એવો સરકારનો વિચાર હતો. એ વાતને ઘણાં વર્ષ થયાં તેથી એમ ધારવામાં આવે છે કે આ વિચાર છોડી દેવામાં આવ્યો હશે. ઘણા વિદ્વાનોનો એવો મત છે કે નીતિનું શિક્ષણ 'સાચું બોલો' એમ સાક્ષાત્ ઉપદેશ દેતી ચોપડીઓ દ્વારા આપી શકાતું જ નથી. મહાન પુરુષોનાં ચરિત્રો અને શિક્ષકની વર્તણૂંક દ્વારા પરોક્ષ રીતે જ બાળકોને આ બોધ આપી શકાય છે. અમારી આ વિષયમાં એક નમ્ર સૂચના છે કે શિક્ષકે યોગ્ય વખતે આ વિષય લેવો; અને એકાદ મહાન પુરુષનું દૃષ્ટાન્ત (વાંચન-

પાઠમાંથી, અથવા પૂર્વે શીખેલા ઇતિહાસમાંથી, અથવા અન્ય સ્થળમાંથી ) લઈ, બાળકને ગમત પડે એવી રીતે તથા એમની નીતિ સંબન્ધી વિચાર કરવાની શક્તિ ખીલે તથા એમની કલ્પના-શક્તિ સતેજ થઈ એમને એ દૃષ્ટાન્તનું અનુકરણ કરવાનો જુસ્સો આવે એવી રીતે વ્યાખ્યાન આપવું, તથા પરીક્ષકે આ વિષયમાં આખા વર્ગની એકઠી પરીક્ષા લેવી. આ રીતે ખાસ વિષય રાખવાથી એનું મહત્ત્વ વધશે, શિક્ષક સવિશેષ રીતે પોતાની જવાબદારી સમજશે. પરંતુ નીતિની કેળવણી માટે મુખ્ય જવાબદારી માબાપની છે એ ભૂલવાનું નથી. માબાપના શિક્ષણ વિના મહેતાજીનું શિક્ષણ વ્યર્થ છે. ગૃહ એ જ નીતિની કેળવણી માટે ખરી પ્રાથમિક શાળા છે. પણ ધર્મ વિના નીતિ–વિચાર અને અનુભવ ઉભય દૃષ્ટિએ જોતાં–નિર્બલ છે, શુષ્ક છે, અધિષ્ઠાનરહિત કલ્પના જેવી છે. માટે ધર્મ-શિક્ષણ આવશ્યક છે. પણ અનેક ધર્મોથી વ્યાપ્ત એવા આ દેશમાં એ શિક્ષણ શી રીતે આપી શકાય?–આ મ્હોટો પ્રશ્ન છે. એનું સમાધાન કઠિન છે અને અમે સારી રીતે જાણીએ છીએ કે હાલ એ સંબન્ધી કાંઇ પણ કહેવું એ અરણ્યરુદિત જેવું છે. તથાપિ એટલું તો કહીશું જ કે જો આ પ્રશ્નની મહત્તા સર્વ તરફથી તીવ્ર અનુભવાય, પ્રજા એ તરફ પોતાનો સદાગ્રહ બતાવે અને સરકાર એને આદર પૂર્વક ઉપાડી લે તો અમને લાગે છે કે એનું સમાધાન મેળવવું અશક્ય નથી.

નવા ખરડામાં સ્ત્રીશિક્ષણ સંબન્ધે કેટલોક સુધારો થયો છે. તો પણ કહેવું જોઇએ કે એ સંબંધમાં જોઈએ તેટલી ચર્ચા થઈ નથી. અમને લાગે છે કે આ વિષય કોઇક દિવસે એક ખાસ કૉન્ફરન્સ ભરી તપાસવા જેવો છે.

બાળકના ઉપર સમસ્ત દેશનું હિત આધાર રાખે છે, માટે આ વખત 'સુદર્શનનો વધારો' કરીને પણ આટલું સવિસ્તર વર્ણન આપ્યું છે,–વાચક શ્રમ ક્ષમા કરશે.

('સુદર્શન'નો વધારોઃ નવેમ્બર. ૧૯૦૦)

## મુંબઈ યુનિવ્હર્સિટિની 'એમ. એ.'ની પરીક્ષામાં ચાલુ દેશી ભાષાઓનું દાખલ થવું

હાલ થોડાક દિવસ ઉપર મુંબઈ યુનિવ્હર્સિટિની સેનેટે બહુ અગત્યનું પગલું ભર્યું છે; 'એમ. એ.' ની પરીક્ષામાં સાહિત્યના વિષયમાં અંગ્રેજી ઉપરાંત સંસ્કૃત આદિ પ્રાચીન ભાષાઓ લેવામાં આવે છે તેને બદલે ચાલતી દેશી ભાષાઓ--ગુજરાતી, મરાઠી અને કાનડી ભાષાઓ--લઈ શકાય એવો ઠરાવ છે. સર્વના જાણવામાં છે કે આજથી કેટલાક વખત ઉપર આ દેશી ભાષાઓને યુનિવ્હર્સિટિ પાસે યોગ્ય સત્કાર અપાવવાનો ઉપક્રમ મ. રાનડેએ કર્યો હતો. અને એમનો પૂર્ણ આગ્રહ હતો કે આ ભાષાઓ કોલેજના અભ્યાસક્રમમાં સર્વત્ર દાખલ થવી જોઇએ, પણ કેટલાક પારસી તથા અંગ્રેજ ગૃહસ્થોના મત વિરુદ્ધ પડવાથી એમની દરખાસ્ત પસાર થઈ શકી નહતી. વિરુદ્ધ દલીલ એવી હતી કે આ ભાષાઓમાં પૂરતું સાહિત્ય નથી, તથા પારસી વગેરે કોમોને આથી અન્ય વર્ગની સરખામણીમાં બહુ અન્યાય થવાનો સંભવ છે. આમાંની પ્રથમ દલીલના ઉત્તરમાં મ. રાનડેએ મરાઠી સાહિત્ય કેવું વિશાળ છે એ જાતે એક લેખ લખી બતાવી આપ્યું હતું, તથા ગુજરાતી સાહિત્યની વિશાળતા પણ એના વિદ્વાનોને મુખે સિદ્ધ કરી આપી હતી. બીજી દલીલ નજીવી હતી તથાપિ એ ઉપર સામા પક્ષનો બહુ આગ્રહ જોઇ, એમણે એવો માર્ગ સૂચવ્યો હતો કે આ ભાષાઓ 'એમ. એ.'ની પરીક્ષામાં પસંદગીના વિષય તરીકે દાખલ કરવી, જેથી કોઈ પણ તરેહની અડચણ રહેતી નથી. પરલોકવાસી મહર્ષિશ્રીનો આ વિચાર એમના પરલોકગમન પછી પણ પાર પડેલો જોઈ આપણ સર્વ ખુશી થઇએ છીએ, અને એ નવા ધારાને પરિણામે આપણી ચાલુ દેશી ભાષાઓ વિકાસ અને ઉત્કર્ષ પામે એમ આશંસા રાખીએ છીએ.

"भाषा साखा है सही, संस्कृत सोई मूल।
मूल रहत है धूलमें, शाखामें फल फूल ॥"

આ વાક્યમાં ઘણું સત્ય છે. સંસ્કૃત આદિ પ્રાચીન ભાષાનો અભ્યાસ અર્વાચીન દેશી ભાષાને ઉપકારક છે એમાં સંશય નથી, અને જેઓ આ દલીલથી પ્રાચીન ભાષાના અભ્યાસનું સમર્થન કરે છે તેઓનું કહેવું વજનદાર છે એમ ગ્રીક અને લેટિન ભાષા દ્વારા ખીલેલા અંગ્રેજી વગેરે ભાષાના ઇતિહાસ ઉપર લક્ષ દેતાં સહજ સમજાય છે. પરંતુ આ વાતની સાથે એ પણ સ્મરણમાં રાખવાનું છે કે યુનિવર્સિટિ જ્યાંસુધી ચાલતી દેશી ભાષાઓની ઉપેક્ષા કરશે ત્યાંસુધી તે ભાષાઓમાં ગૌરવ આવવા સંભવ નથી અને તે વિના એ કેળવાવાની નથી અને એ કેળવાયા વિના ખીલવાની નથી. હિન્દુસ્થાનમાં યુનિવર્સિટિઓએ માત્ર વિદ્યાના અલંકારગૃહરૂપે ન રહેતાં વિદ્યાને લોકોપયોગી કરી આપવામાં સહાય થવાનું છે, અને આ રીતે દેશના જીવનને સજીવ કરવામાં એક સાધનભૂત જે અર્વાચીન દેશી ભાષાઓની ખીલવણી તે સંબન્ધી કર્તવ્ય બજાવવાનું છે.

અમને લાગે છે કે કૉલેજના 'પ્રિવિયસ'થી માંડી 'બી. એ' ના 'એમ. એ.' પર્યન્તના અભ્યાસક્રમ માટે આ યોજના થઈ હોત તો ખરેખરો લાભ થવા સંભવ હતો, પરન્તુ "**अकरणान्मन्दकरणं श्रेयः**" એ ન્યાયાનુસાર હાલ જે થયું છે તેટલાથી સન્તોષ માનવાનો છે.

ગુજરાતીનો અભ્યાસ 'એમ. એ.'ની પરીક્ષાને યોગ્ય થવા માટે કાંઈક નીચે પ્રમાણે પેપરોની સામાન્ય ગોઠવણ થવી જોઈએ એમ અમારો નમ્ર અભિપ્રાય છે :—

[૧] (પેપર પ્રશ્નમાલા)—૧. અતિપ્રાચીન [જૈન] ગુજરાતીનો એક ગ્રન્થ.
૨. પ્રેમાનન્દ, સામળ.
૩. નરસિંહ મહેતા, અખો, ભોજો, દયારામ.
૪. દલપત અને નર્મદ.

ધ્યાનમાં રાખવાનું કે—આ કવિઓના સર્વ ગ્રન્થો ભાષાદષ્ટિએ સારી રીતે સમજવા, અને ઉપરાન્ત પ્રત્યેકનો બ્હોળી રીતે અભ્યાસ કરવોઃ જેમકે, પ્રેમાનન્દનાં આખ્યાનો મૂળ મહાભારતપુરાણાદિક સંસ્કૃત ગ્રન્થો સાથે, તથા એનાં નાટકો સંસ્કૃત નાટ્યશાસ્ત્ર સાથે, સામળ પણ યથાસંભવ મૂળ સંસ્કૃતગ્રન્થો સાથે, તથા એના સમયનાં સંસારચિત્રો સાથે, અખો વગેરે, શંકરાચાર્ય વલ્લભાચાર્ય આદિ તથા એમના અનુયાયીઓના સવિસ્તર વેદાન્તસિદ્ધાન્ત સાથે તથા જ્ઞાન ભક્તિ આદિની ધાર્મિક પ્રવૃત્તિઓના ઇતિહાસ સાથે, દલપત-નર્મદ એ અર્વાચીન સમયના સંસારસુધારા સાથે—અવલોકવા.

[૨] પેપર (પ્રશ્નમાલા) —૧ ગુજરાતી ભાષાનો ઇતિહાસ.
૨ ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ.

ધ્યાનમાં રાખવાનું કે – ૧ માં વૈદિક, સંસ્કૃત, દેશ્ય, અપભ્રંશ, પ્રાકૃત, ગુજરાતી અને તત્સમ મરાઠી ફારસી આદિનું જ્ઞાન આવશ્યક છે. ૨ માં અતિપ્રાચીન ગુજરાતીનો તેમ જ તે તે સમયના ગુજરાતના ઉપયોગી ઇતિહાસનો પણ સમાવેશ થાય છે.

[૩] પેપર (પ્રશ્નમાલા) —નિબન્ધ.

( સુદર્શનઃ માર્ચ, ૧૯૦૧. )

# મુંબઈ યુનિવ્હર્સિટિ અને છેલ્લી કૉન્વોકેશન સભા

ગતમાસમાં મુંબઇના સરસ્વતી–મંદિરની ભવ્ય સભાના સિંહાસન ઉપર ઉતરેલા ગંભીર વિચારો, સત્ય, સમયોચિત અને અધ્યયન કરવા લાયક, તેમજ સિંહાસન ઉપર વિરાજનાર પુરુષની રાજ્યનીતિનું સ્ફુટ દર્શન કરાવનારા હતા. દેશોન્નતિ ઇચ્છનારા પુરુષોએ તો તેનું વિસ્મરણ કરવું એ દોષિત થવા સરખું છે

આપણી યુનિવ્હર્સિટિના જન્મને તો આજ અર્ધો સૈકો થઇ ગયો છે. પરંતુ લોકોની સંખ્યા તેમ જ દેશના વિસ્તારના પ્રમાણમાં તેણે આરંભેલું મહાન કાર્ય યત્કિંચિત્ પણ વિજયી નીવડયું નથી. પચાસ વર્ષ જેવા દીર્ઘ કાળમાં દેશનું સ્વરૂપ , ભાષાનું સ્વરૂપ, રીતરિવાજનું સ્વરૂપ વિકૃત થઇ જાય અને પૂર્વ સ્વરૂપનું ચિત્ર આલેખવું પણ મુશ્કેલ થઇ પડે; પરંતુ સ્વરૂપ તો જેનું તે દૃષ્ટિએ પડે છે; અને એ જ આપણા મહાન વિદ્યાલયની નિર્બલતા અને ખોડ છે. વિદ્યામાત્ર અંતઃકરણની વૃત્તિઓને રસિક બનાવવા માટે તથા પ્રાચીન અર્વાચીન ઇતિહાસો વાંચી કેટલીક જિજ્ઞાસાઓ તૃપ્ત કરવા માટે જ યોજવામાં આવી હોય તો પછી આપણી યુનિવ્હર્સિટિનો વિજય અદૃશ્ય નથી–અર્થાત્ દૃશ્ય છે જ. કિંતુ દેશની જરૂરિયાતો પૂરી પાડવામાં, દેશને અન્ય સુધરેલા દેશોની પંક્તિમાં મૂકી આપવામાં, લક્ષ્મીની વૃદ્ધિ કરી આપવામાં, સામાન્ય મનુષ્યોના સાંસારિક રીતરિવાજો ઉચ્ચ બનાવવામાં સાધનભૂત થવા માટે જ વિદ્યાની ખીલવણીની જરૂર હોય તો આપણા હિન્દુસ્થાનનું દરેક વિદ્યાલય નિષ્ફળ નીવડ્યું છે.

'આપણા દેશમાં કઇ ઋતુના કયા પાક ઉતરે છે અને જુદા જુદા પાક કેવી જમીનમાં પાકે છે?' આવા સામાન્ય પ્રશ્નનો જવાબ પણ આપણો હાલનો ગ્રેડયુએટ નહીં આપી શકે એ સત્ય છે; આ કાંઈ ઓછું શોચનીય નથી. કેળવણીનું બીજ પ્રથમથી જ નિર્બલ ભૂમિમાં રોપાય છે અને તેને પોષનાર અન્ય પણ નિર્બલ ભૂમિની જ

ઉત્પત્તિ હોય છે. આમ હોવાથી ઉચ્ચ પ્રકારની વૃદ્ધિ કેમ જ સંભવે? ત્રણેક વર્ષ ઉપર મિ. ગાંધીએ અમદાવાદ નગરમાં "અમેરિકા ઉપર મ્હારો વિચાર" એ વિષય ઉપર અંગ્રેજીમાં ભાષણ આપ્યું હતું અને તેના શ્રોતાઓને યાદ હશે કે અમેરિકાની શિક્ષણપદ્ધતિ ઉપર તે વિદ્વાન માણસે કરેલું વિવેચન કેટલું મનન કરવા લાયક હતું. ત્યાંના બાળકોની પ્રાથમિક કેળવણી માબાપ પોતેજ ઉપાડી લે છે. જે જે પદાર્થો, જે જે મનુષ્યો, પશુઓ કે નાના પ્રકારની વનસ્પતિઓ બાળકની તીક્ષ્ણ દષ્ટિ આગળ પડે છે તે તે ઉપર વિવેચન કરી માતા બાળકનાં કુમળાં પણ સર્વગ્રાહી મગજમાં ઠસાવે છે. અને આ રીતે ત્યાં તો વ્યવહારિક કેળવણીની રચના મોટી વયે થવાને બદલે પ્રારંભમાં જ થાય છે. આપણે ત્યાં એથી ઉલટું જ છે. આપણી પ્રાથમિક કેળવણી જ કેટલી સદોષ છે તે અર્થે જ આ રિમાર્ક થએલ છે. માર્ગ છોડી બીજે રસ્તે ચલાયું નથી.

ત્યારે પ્રમુખનું ભાષણ કેટલે અંશે દેશને લાભકારી છે તે તપાસીએ. આપણી હાલની સ્થિતિનો પૂર્ણ ભાસ તો તેને થઈ ચૂક્યો છે. પૈસા સંબંધી સ્થિતિમાં આપણે કેવા આશ્રિત અને પરતંત્ર છીએ એનું આપણામાં તો ઓછું ભાન જણાય છે. આપણો ગ્રેડ્યુએટ કે યુનિવર્હસિટિનાં દ્વારમાં પ્રવેશ કરી આવેલ યુવાન કોઈ 'ટી પાર્ટી' કે બીજી એવી સભા સમયે, મોજાં, બૂટ ચઢાવી પોતે કેવો જણાય છે એ નિરખતો નિરખતો ચાલ્યો જશે પરંતુ એ સમયે તેના મનમાં જરા પણ વિચાર ઉદ્ભવશે જ નહીં કે જે વસ્ત્રો અને આભૂષણોથી હું શોભું છે તે વસ્ત્રો અને આભૂષણો કયાં બન્યાં, શેનાં બન્યાં, કેવી રીતે બન્યાં, આપણા લોકો એવાં બનાવી શકે ખરા કે તો પછી તેને માટે કેવાં સાધન યોજવાં જોઈએ ? ! !

'દુકાળમાં, બીજા દેશો કરતાં હિંદુસ્થાનને વધારે શોષવું પડે છે તેનું કારણ સુધારી શકાય ખરું કે? આવે સમયે બિચારાં લાખો

મનુષ્યો નિરાશ્રિત અને ભિક્ષાહારી થઈ જાય છે તેમની સ્થિતિ હંમેશને માટે ફેરવી શકાય ખરી કે?' આવા અનેક પ્રશ્નોનું નિરાકરણ કરવું આપણી યુનિવ્હર્સિટિની કેળવણી લઈ સંસાર-વિહારી થએલને તો કંટાળા ભરેલું જણાતું હશે. કેળવણી લેવી એ તો માત્ર, ખરું કહીએ તો, ગુજરાનનું પોષક થઈ પડ્યું છે. પાઠશાળા કે શાળા છોડી સંસારમાં પડ્યા પછી તો બિચારા શેક્સ્પિયર અને કાલિદાસ-ભવભૂતિ સરખા-જેઓ વિદ્યાભ્યાસ વખતે તો અતિરસિક અને આહ્લાદક લાગતા તેઓ પણ એક ખૂણે ગોથાં ખાતા હોય, ત્યાં આવા દેશોન્નતિના વિચારોને તો ક્યાંથી અવકાશ મળે !! દેશમાં જ નોકરી શોધી ગુજરાન ચલાવવું એ એક રીતે જોતાં દેશ-લક્ષ્મીનો ક્ષય કર્યા સરખું છે. એથી ઉલટું કોઈ ખેડુત રાત્રિ અને દિવસ અથાગ શ્રમ લઈ પોતાનો પાક ઉત્તમ ઊતારવામાં મંડ્યો રહે તેણે તો દેશ-લક્ષ્મીમાં વૃદ્ધિ કરી જ કહેવાય. આપણી યુનિવ્હર્સિટિને કૃષિ-શિક્ષણ માટેની જો કે એક પાઠશાળા પણ છે તો પણ તે તરફ આકર્ષણ સત્યતઃ નથી જ. રજિસ્ટ્રારના રિપોર્ટમાં છે કે "સ્કૂલ ફાઇનલ" માં વેપાર બાબતનું જ્ઞાન મળે એવો કોઇ ઉપાય યોજવામાં પણ આવશે. આમ આપણી મુંબઇની યુનિવ્હર્સિટિ [વિદ્યા-સમાજ] આપણા યુવાનોને "માડરિયા પ્રવાહ"માંથી મુક્ત કરવાનો પ્રયત્ન કર્યે જાય છે. પરંતુ આકર્ષણના વિષય ઘણા થોડા છે. આર્ટ્સ લાઇન તરફ પ્રતિવર્ષ કેટલા યુવાનો ખેંચાય છે તે આપણાથી અજાણ્યું નથી. માટે જો યુનિવ્હર્સિટિ એવા કેટલાક દેશોપયોગી વિષયો અભ્યાસમાં દાખલ કરે અથવા તેવા વિષયોના શિક્ષણ અર્થે નિરાળી શાળાઓ જ પોતાના હસ્તકમાં લઈ વિદ્યાર્થીઓને પદવી એનાયત કરે અથવા તેવા વિષયોને શિખનારને માટે કાંઇક જૂદી જ જાતનાં મહાન આકર્ષણો રજુ કરે તો જ અને ત્યારે જ તે સમાજના પ્રયત્નો ફળીભૂત થાય અને દેશનો ઉદય સત્વર થાય. આ ઉપરથી યુનિવ્હર્સિટિએ પોતાની આધુનિક શિક્ષણપદ્ધતિ ઉપર અભાવ બતાવવો એમ પણ આપણા પ્રમુખનું કહેવું નથી. પરંતુ ઉભય શાખામાં રસ ઉત્પન્ન કરી

તે રસનો પ્રવાહ એવી રીતે પ્રવર્તાવવો કે દેશના હૃદયને પોષનાર થઈ પડે.

યુનિવ્હર્સિટિઓ બીજાં શિક્ષણની સાથે ઐચ્છિક (voluntary) વિષય તરીકે ચિત્રકળા અને સંગીતકળા સરખા પણ વિષયો દાખલ કરે તો પણ જન–સમાજની વૃત્તિ ઉચ્ચ બનશે; અને યુનિવ્હર્સિટિની જે ઉદાર કેળવણી કહેવાય છે તે સર્વાંશે સત્ય નીવડશે.

આપણે ત્યાં કેટલીક (જો કે બહુ થોડી) સ્ત્રીઓ પણ યુનિવ્હર્સિટિનાં ચાલતાં શિક્ષણનો ઉપભોગ લે છે, તે જો કે ખરાબ નથી, તો પણ સ્ત્રીઓ માટે નવાં જ ધોરણ ઉપર નવી જ યુનિવ્હર્સિટિઓની સ્થાપના થાય તો એ મહાન કાર્યથી દેશને તેમ જ સંસાર-સુખને અતિ લાભ થઈ પડે, આ વિષયો પણ ચાન્સેલરે મનન કરવા જેવા છે.

અંતભાગે કહેવાનું કે લોર્ડ નોર્થકોટે યુનિવ્હર્સિટિ તેમ જ બીજા જન–સમાજને આપેલો બોધ વિસ્મૃત કરવા જેવો નથી. તેમાં જ દેશની આબાદી છે અને દેશનો ઉદય છે.

માત્ર ચાન્સેલરના ભાષણ તરફ વાચક વર્ગનું ધ્યાન ખેંચવાનો આશય હોઈ અત્રે વિસ્તારથી ચર્ચવામાં આવેલ નથી. કોઈ અન્ય પ્રસંગ ખાસ શોધવા લેખકનો વિચાર છે.

(સુદર્શનઃ એપ્રિલ, ૧૯૦૧.)

# સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપવા માટે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ કરેલી નવીન યોજના

## [ સ્ત્રીશિક્ષણ પરીક્ષા ]

ગયા 'બુદ્ધિપ્રકાશ'ના અંકમાં "સ્ત્રીશિક્ષણ" માટે નીચે પ્રમાણે યોજના પ્રસિદ્ધ કરવામાં આવી છે:—

"૧. નિશાળ છોડયા પછી સ્ત્રીઓને પોતાનો અભ્યાસ વધારવાને ઉત્તેજન મળે અને સ્ત્રી-ઉપયોગી જ્ઞાનની સ્ત્રીઓમાં વૃદ્ધિ થાય એ હેતુથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ "**स्त्रीशिक्षण-परीक्षा**" લેવાની યોજના કરી છે.

૨. એ પરીક્ષા વરસમાં એક વખત નવેમ્બર માસમાં અમદાવાદમાં લેવામાં આવશે. મુકરર દિવસની જાહેરખબર યોગ્ય મુદત પહેલાં આપવામાં આવશે.

૩. પરીક્ષાનાં ધોરણ અને વિષય ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી વખતોવખત ઠરાવશે.

૪. પરીક્ષાનાં હાલ બે ધોરણ ઠરાવવામાં આવ્યાં છે:—

૧. ઊંચું ધોરણ. ૨. નીચું ધોરણ.

૫. બન્ને ધોરણોમાં બબ્બે પ્રશ્નપત્રો આપી ગુજરાતી ભાષામાં લેખી પરીક્ષા લેવામાં આવશે.

૬. ૧ લો પત્ર:—ભાષા સંબંધી સામાન્ય જ્ઞાન, નીતિજ્ઞાન, તથા મુકરર કરેલાં પુસ્તકોનું જ્ઞાન તપાસવાનો.

૨ જો પત્ર:—મુકરર કરેલાં પુસ્તકોનું જ્ઞાન તપાસવાનો.

૭. સન ૧૯૦૧ ની સાલ માટે નીચેનાં પુસ્તકો મુકરર કરવામાં આવ્યાં છે:—

## ઊંચા ધોરણ માટે

૧ લો પત્ર :—ગૃહવ્યવસ્થા અને આરોગ્યવિદ્યા [ડૉ. ત્રિભોવનદાસ મોતીચંદ શાહ કૃત]

૨ જો પત્ર :—૧. અકસ્માત અને તેના તાત્કાલિક ઉપાય. (ડૉ. ધનજીભાઇ હોરમસજી મહેતા કૃત.)

૨. છોકરાંની આરોગ્યતા (રા. દોલતરામ કાશીરામ પંડિત કૃત.)

## નીચા ધોરણ માટે

૧ લો પત્ર :—૧. શિક્ષાવચન (ગુ. વ. સોસાઇટીએ છપાવેલી.)

૨. આરોગ્યતા અને સ્વચ્છતા (ડૉ. ત્રિભોવનદાસ મોતીચંદ શાહ કૃત.)

૨ જો પત્ર :—૧. અકસ્માત વખતે મદદ અને ઇલાજ. (ડૉ. નીલકંઠરાય ડાહ્યાભાઈ છત્રપતિ કૃત.)

૨. માંદાની માવજત (ડૉ. નીલકંઠરાય ડાહ્યાભાઈ છત્રપતિ કૃત.)

૮. શાળાઓમાં શિખવતી સ્ત્રીશિક્ષક, ફિમેલ ટ્રેનિંગ કોલેજમાં શિક્ષક થવા માટે ભણનારી સ્ત્રીઓ, અને પરીક્ષા પહેલાં એક વરસ અગાઉ શાળા છોડી હોય તેવી કન્યાઓ અથવા સ્ત્રીઓ તથા શાળામાં નહિ જનારી કે નહિ ગયેલી હરકોઇ સ્ત્રીને આ પરીક્ષાઓમાં દાખલ કરવામાં આવશે.

૯. નીચા ધોરણમાં પાસ થયા વગર ઉંચા ધોરણની પરીક્ષામાં દાખલ કરવામાં આવશે નહિ. (આ નિયમ ૧૯૦૧ ના વર્ષ માટે લાગુ નથી.)

૧૦. પરીક્ષાના દિવસ પહેલાં નિદાન ૧૫ દિવસ અગાઉ પરીક્ષા આપવા આવનાર ઉમેદવારે નીચેની હકીકત તથા સર્ટિફિકેટ સોસાઈટીના સેક્રેટરીને મોકલવાંઃ

• • •

૧૧. પરીક્ષામાં પાસ થનાર સર્વને સર્ટિફિકેટ આપવામાં આવશે; તથા પાસ થયેલા અનુક્રમ પ્રમાણે તેમનાં નામ "બુદ્ધિપ્રકાશ"માં પ્રસિદ્ધ કરવામાં આવશે.

| ઊંચા ધોરણ માટે | | નીચા ધોરણ માટે | |
|---|---|---|---|
| ૧ લું | રૂ. ૩૦ નું | ૧ લું | રૂ. ૨૫ નું |
| ૨ જું | રૂ. ૨૫ નું | ૨ જું | રૂ. ૨૦ નું |
| ૩ જું | રૂ. ૨૦ નું | ૩ થી ૬ સુધી દરેક | રૂ. ૧૫નું |
| ૪ થું | રૂ. ૧૫ નું | ૭ થી ૧૨ સુધી દરેક | રૂ. ૧૦ નું |
| ૫ મું | રૂ. ૧૦ નું | ૧૩ થી ૧૯ સુધી દરેક | રૂ. ૫ નું |
| ૫ | ૧૦૦ | ૧૯ | ૨૦૦ |

૧૩. પરીક્ષા વખતે પરીક્ષા લેવાના હોલમાં બનતાં સુધી ફક્ત સ્ત્રીઓ જ રહેશે, પુરુષો હાજર રહેશે નહિ."

આ નવીન ઉપક્રમ માટે આપણે સોસાઇટીને ધન્યવાદ આપીશું. તથાપિ એટલું પૂછીશું કે સ્ત્રી એ માત્ર "ગૃહવ્યવસ્થા" કરવા, "અકસ્માત અને તેના તાત્કાલિક ઉપાયો" લેવા, અને "છોકરાંઓની આરોગ્યતા" સાચવવા જ નિર્માયેલી છે? એને હૃદય આત્મા એવી કાંઈ વસ્તુ નથી? એને સાહિત્ય, ઇતિહાસ (વિશેષ કરી પ્રાચીન હિન્દુસ્તાનનો ઇતિહાસ), અને ભગવદ્‌ગીતા જેવા એકાદ ધર્મપુસ્તકની અધિકારિણી માની હોત તો ખોટું હતું?

(સુદર્શનઃ એપ્રિલ, ૧૯૦૧.)

# પ્રાચીન હિંદુસ્થાનમાં કેળવણી

એક તાજા "બ્રહ્મવાદી" પત્રના અંકમાં પ્રોફેસર રંગાચાર્યનું "પ્રાચીન હિંદુસ્થાનમાં કેળવણી" એ વિષય ઉપર એક ભાષણ પ્રસિદ્ધ થયું છે. એમાં એ વિદ્વાન કહે છે કે—"ખાલ્ડીઆ ઇજિપ્ટ વગેરે પ્રાચીન પ્રજાઓની કેળવણીમાં ધર્મનું પ્રાધાન્ય હતું, માત્ર ગ્રીસ અને રોમમાં જ વ્યવહાર તરફ સારી દૃષ્ટિ હતી; પ્રાચીન હિંદુસ્થાનમાં ધર્મને પ્રાધાન્ય હતું, પણ તે સાથે વ્યવહાર તરફ કાંઈક લક્ષ હતું એમ ધનુર્વેદ, આયુર્વેદ, જ્યોતિષ વગેરે વિદ્યાઓનો પ્રચાર જોતાં જણાય છે. બૌદ્ધ ગ્રન્થોમાં કેટલેક સ્થળે વાંચવામાં આવે છે કે 'બ્રાહ્મણો વેદ અને વેદાંત ઉપરાંત લોકાયત (લૌકિક વિષયની વિદ્યા)માં કુશળ હતા.' કળાકૌશલ્ય, વ્યાપાર અને રાજકીય વિષયની કેળવણી પણ તેવામાં હતી. પણ દિવસે દિવસે કેળવણીમાં પરલોકનું પ્રાધાન્ય થતું ગયું, અને આ લોક નષ્ટ થતો ગયો. બ્રાહ્મણ અને બૌદ્ધ ગ્રન્થો જોતાં જણાય છે કે પ્રાચીન ધાર્મિક કેળવણીમાં પણ બે પક્ષ હતા, કર્મકાંડ અને બ્રહ્મકાંડ—વેદનો ધર્મ અને વેદાન્તનો ધર્મ. પણ ગ્રીસમાં તત્ત્વજ્ઞાન અને વ્યવહારનું મિશ્રણ હતું, એવું આ દેશમાં થતું નથી. અત્રે તત્ત્વજ્ઞાની કેટલીવાર રાજાનો સલાહકાર થતો ખરો, પણ ઘણુંખરું તો એ રાજ્ય અને અન્ય સર્વ લૌકિક વ્યવહારથી દૂર જ રહેતો. પ્લેટોનો તત્ત્વજ્ઞાની આખા રાજ્યનો નિયન્તા છે. પણ એવું આપણે ત્યાં કદી પણ જોવામાં આવ્યું નથી. આ આપણા દેશની પ્રાચીન કેળવણીમાં એક મ્હોટી ખામી છે કે—માત્ર વ્યક્તિના હિત ઉપર જ લક્ષ દેવામાં આવતું, જનસમાજના હિતની ઉપેક્ષા થઈ છે." પ્રાચીન હિન્દુસ્થાનની કેળવણી વિષે પ્રોફેસર રંગાચાર્યનું આ છેલ્લું વાક્ય અમને યથાર્થ લાગતું નથી. આપણું સર્વ જનમંડળનું બન્ધારણ વ્યક્તિ અને સમષ્ટિ ઉભયના હિતને લક્ષમાં રાખીને બનેલું છે એમ અમારો નમ્ર મત છે.

(વસન્તઃ વર્ષ ૧લું, અંક બીજો, ફાલ્ગુન સંવત ૧૯૫૮)

# યુનિવ્હર્સિટિની કેળવણી

મદ્રાસ યુનિવ્હર્સિટિના કૉન્વોકેશનને પ્રસંગે વડોદરાના માજી દિવાન શ્રીનિવાસ રાઘવ આયંગરે આપણી યુનિવ્હર્સિટિની કેળવણી ઉપર અગત્યના વિચારો દર્શાવ્યા હતા. યુનિવ્હર્સિટિથી કેળવણીના ચાર ઉદ્દેશો એમણે નીચે પ્રમાણે બતાવ્યા : (૧) કેળવાએલા માણસો દુનિયામાં પોતાનો વ્યવહાર હુશીઆરી અને અક્કલથી ચલાવી શકે; (૨) ગ્રેડયુએટ થયા પછી વિદ્યાર્થીઓને અધિક અભ્યાસ માટે અનુકૂલતા કરી આપવી; (૩) સારું મજબૂત દેશી સાહિત્ય ઉત્પન્ન કરવું; (૪) દેશનો સામાજિક, રાજકીય અને આર્થિક ઉદ્ધાર કરવાંના ઉત્સાહથી ભરપૂર એવા અનેક પુરુષો ઉત્પન્ન કરવા. મદ્રાસ યુનિવ્હર્સિટિ તરફ દૃષ્ટિ ફેરવતાં મિ. આયંગરને જણાય છે કે આમાંનો (૧) પહેલો ઉદ્દેશ તો સિદ્ધ થયો છે જ. વળી નોકરી સિવાય બીજા ધન્ધા તરફ પણ ગ્રેડયુએટો લક્ષ આપતા થયા છે. (૨) બીજો ઉદ્દેશ સિદ્ધ થયો નથી. પણ તે માટે યુનિવ્હર્સિટિકમિશન વિચાર ચલાવે છે. (૩) ત્રીજો ઉદ્દેશ જેવો જોઇએ તેવો સિદ્ધ થયો નથી. દેશી સાહિત્ય ઉત્પન્ન કરવાની અને એ દ્વારા સામાન્ય જનમંડળમાં ઉત્તમ વિચારો ફેલાવવાની ઘણી જરૂર છે, પણ એ બાબત હજી સુધી સન્તોષકારક કામ થયું નથી. હવે કાંઈક થવા માંડયું છે. (૪) આને અંગે આજકાલ ધર્મ સંબન્ધી જે નવો ઉત્સાહ ઉત્પન્ન થયો છે એ મિ. આયંગર પસંદ કરે છે. નવી કેળવણીની લોકો ઉપર કેટલીક અસર થઈ છે એમ પણ માને છે.

મિ. આયંગરના ભાષણમાં કંઈ પણ અપૂર્વ અભિપ્રાય કે સૂચનાઓ ન હતી. પણ એમના જેવા અનુભવી પુરુષનું અવલોકન માનને પાત્ર છે અને એ અવલોકન આપણા મતને ટેકો આપે છે કે કેમ એ વિચારવા જેવું છે. પંડિત શિવનાથ શાસ્ત્રીએ 'ઈસ્ટ એન્ડ વેસ્ટ'–પત્રના માર્ચ માસના અંકમાં બંગાળામાં નવી કેળ-

વર્ણીના કેટલાક ગુણો અને દોષો બતાવ્યા છે, એ પણ વિચારવા જેવા છે ગુણો નીચે પ્રમાણે ગણાવ્યા છે :—

(૧) સામાજિક વિશુદ્ધિ : નવી કેળવણી પામેલા માણસો નોકરીમાં પ્રામાણિક અને જાત માટે યોગ્ય માનવાળા થયા છે. અને જૂના વખતમાં વેશ્યાસંગ વગેરે દુર્ગુણો હતા તે દૂર થયા છે.

(૨) સંસાર સુધારો : વિધવાવિવાહ, બ્રાહ્મધર્મ, જ્ઞાતિ-ખંડન આદિ સુધારાઓ ધીમે ધીમે પ્રસરતા જાય છે.

(૩) ગૃહ સુધારો : અનેક સ્ત્રી પરણવાનો રિવાજ અને બાલવિવાહનો રિવાજ એ ઘટતા જાય છે. સ્ત્રી કેળવણી ફેલાતી આવે છે; અને અવિભક્ત કુટુમ્બનાં બંધનો પણ તૂટતાં જાય છે.

(૪) દેશી સાહિત્યમાં સારો વધારો થયો છે.

(૫) આખા હિંદુસ્થાનના લોકોમાં સ્વદેશ-ભક્તિ અને ઐક્યભાવના દાખલ થયાં છે.

(૬) નવી કેળવણી પામેલા જનો પ્રજાના અગ્રણી તરીકે સ્થપાતા જાય છે. સરકાર અને અજ્ઞાન પ્રજા વચ્ચે સારો સંબન્ધ ઉપજાવવામાં તેઓ બહુ ઉપયોગી છે.

**દોષો** નીચે મુજબ છે :—

(૧) શરીર તવાઈ જાય છે.

(૨) શાળાઓમાં ગોખણ બહુ વધી પડ્યું છે.

(૩) વિદ્યાર્થીઓ ઉપર અંકુશને અભાવે તેઓ ઉચ્છૃંખલ બની જાય છે. મ્હોટાં માટે માન બહુ થોડું જોવામાં આવે છે, અને ધર્મની કેળવણીની બહુ ખામી રહે છે.

(૪) વિચાર બહુ આગળ વધી ગએલો હોવાથી, આચાર અને વિચાર વચ્ચે બહુ છેટું રહે છે અને તેથી વિચારોનું હવાઈપણું અને આચારમાં એક પ્રકારની અસત્યતા આવે છે.

(૫) પશ્ચિમ(યૂરોપ, અમેરિકા)ની સમૃદ્ધિ જોઈ, નિરાશા

ઉપજે છે, અને કાંઈ પણ નવીન શોધ યા પરાક્રમ કરવાની હિંમત રહેતી નથી.

ઉપર જણાવેલા ગુણ–દોષો આપણા ઇલાકામાં પણ વિચારવા જેવા છે. વિષય બહુ વિશાળ છે, એટલે અત્રે એની ચર્ચા તો બની શકે એમ નથી. પરન્તુ ઉપરના વિચારોમાં સૂક્ષ્મ અવલોકન રહેલું છે, એ આપણા અવલોકન સાથે મેળવી જોતાં એમાં ઘણું સત્ય પ્રતીત થાય છે.

( વસન્તઃ વર્ષ ૧ લું, અંક ૨ જો, ફાલ્ગુન સંવત ૧૯૫૮ )

## મિ. સુબ્રહ્મણ્ય અય્યરની હુન્નર કેળવણી સંબન્ધી સૂચનાઓ

મદ્રાસની છેલ્લી પ્રાન્તિક સભામાં, સભાના અધ્યક્ષ મિ. સુબ્રહ્મણ્ય અય્યરે એમના ભાષણમાં ઔદ્યોગિક શિક્ષણ સંબંધે બોલતાં સરકારને નીચે પ્રમાણે દસ સૂચનાઓ કરી હતી :—

( ૧ ) ડૉ. ફોર્બ્સ વૉટ્સન અને સર લૂઈ મૅલેટના વિચારને અમલમાં મૂકવો અર્થાત્ હિન્દુસ્થાનના ઉદ્યોગોની વર્તમાન સ્થિતિનું તથા એના ભવિષ્યનું અવલોકન કરી સાદી ભાષામાં એક મ્હોટું પુસ્તક રચવું અને એમાં ખનિજ અને ખેતીવાડીની ચીજો વિષે પૂર્ણ માહિતી આપવી; હિન્દુસ્થાનમાં કયાં કયાં, કયા કયા, ખનિજ પદાર્થો છે, ખેતીમાંથી કયા કયા પદાર્થો ઉત્પન્ન થાય છે અને એ સંબંધી કારખાનાં કાઢવામાં કેવા પ્રકારનું શિક્ષણ જોઈએ છે; એ શિક્ષણ કયાં મળે, કારખાનાં કાઢવામાં બંડોળ કેટલું જોઈએ, એનાં યન્ત્રો કયાં મળે, એ કારખાનાંઓ હાલ કયાં જોવામાં આવે છે વગેરે માહિતી આપવી.

( ૨ ) મિ. ટાટા ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સ જેવી પાંચ

મ્હોટી સંસ્થાઓ, હિન્દુસ્થાનનાં પાંચ મ્હોટાં શહેરો (કલકત્તા, મુંબાઈ, મદ્રાસ, લાહોર અને અલ્હાબાદ) માં સ્થાપવી.

(૩) ઉપરની સંસ્થાઓની મદદમાં મુંબઈ વિક્ટોરિયા ટેક્નિકલ ઇન્સ્ટિટ્યૂટ જેવી બીજી કેટલીક સંસ્થાઓ સ્થાપવી.

(૪) જિલ્લાઓના શહેરોમાં તથા મ્હોટાં મ્હોટાં ગામોમાં અમદાવાદમાં સ્થાપવામાં આવનારી ઔદ્યોગિક શાળા જેવી શાળાઓ સ્થાપવી.

(૫) કલકત્તાની કોલસાની ખાણો તથા લૉર્ડ કર્ઝન તથા સર એડવર્ડ લૉએ કહેલી બંગાળા વગેરે સ્થળની લોખંડની ખાણો—તે તે ખાણોને લગતી તે તે વિષયની શાળાઓ સ્થાપવી.

(૬) મદ્રાસના વણકરોએ સૂચવેલી શાળા જેવી વણાટની શાળાઓ, જ્યાં જ્યાં હાલ એ ધંધો થાય છે ત્યાં ત્યાં, નવા સુધારા સાથે દાખલ કરવી.

(૭) હિન્દુસ્થાનનું ઔદ્યોગિક અવલોકન કરતાં બીજા જે જે હુન્નરો ઉત્તેજન આપવા યોગ્ય લાગે તે તે હુન્નરની શાળાઓ સ્થાપવી.

(૮) હિન્દુસ્થાનના યુવકો પરદેશ જઈ હુન્નર અને સાયન્સ-ને લગતું જ્ઞાન મેળવી શકે તે માટે પુષ્કળ સ્કૉલરશિપો સ્થાપવી.

(૯) લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલિટી પાસે આવી શાળાઓ ઉપર ખરચ કરાવવું.

(૧૦) હિન્દી સરકાર અને ઇલાકા સરકારના હાથ નીચે કળા-કૌશલ્ય તથા વ્યાપાર વિષયના પંડિતોની મંડળીઓ સ્થાપવી; એમનું કામ માત્ર આપણા પરદેશ સાથેના વેપાર ઉપર નજર રાખવી એટલું જ નહિ પણ હુન્નર અને વ્યાપાર સંબંધી કેળવણી શી રીતે આપવી તથા એના વિકાસ માટે શાં શાં પગલાં ભરવાં ઇત્યાદિ સર્વ બાબતો ઉપર દેખરેખ રાખવી.

(વસન્તઃ વર્ષ ૧લું; અંક ત્રીજો, ચૈત્ર સંવત ૧૯૫૮)

# પ્રાચીન ગ્રીક કેળવણી

"To one small people...it was given to create the principle of Progress. That people was the Greek. Except the blind forces of Nature, nothing moves in this world which is not Greek in its origin:"–Sir H. S. Maine

હાલ આપણે ત્યાં શાળાઓમાં જે કેળવણી અપાય છે એ ઘણી જ અલ્પ અને નજીવી છે. ઇંગ્લેન્ડની કેળવણી અહિંયાંની કેળવણી કરતાં ઘણે દરજ્જે ચઢિયાતી છે, પરંતુ એ પણ મનુષ્યજીવન ઉપર અસર કરનારી અનેક શક્તિઓમાંની એક સાધારણ શક્તિ કરતાં અધિક નથી. વર્તમાન સમયમાં જર્મનીની કેળવણી બહુ વખણાય છે–પરંતુ તે અનેક જનોને માટે અનેક માર્ગ શિખાડી આપે છે, હુન્નર વગેરે ઉપર લક્ષ દે છે, અને બાળકના શારીરિક અને માનસિક બન્ધારણના શાસ્ત્રીય જ્ઞાન ઉપર રચાએલી છે, એટલા જ ઘણે ભાગે એના ખાસ ગુણો છે. પ્રત્યેક મનુષ્યના જીવન ઉપર અસર કરવી એ કેળવણીનો એક મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ, પરંતુ એ માટે વર્તમાન સમયની કેળવણીમાં પૂરતી યોજના કોઈપણ દેશમાં થએલી જોવામાં આવતી નથી. એવી સર્વવ્યાપક કેળવણીના દૃષ્ટાન્ત માટે પ્રાચીનકાળ તરફ દૃષ્ટિ ફેરવવાની જરૂર છે. અને એમ દૃષ્ટિ ફેરવતાં ગ્રીસની કેળવણીનું મનન કરવા લાયક દૃષ્ટાન્ત નજરે પડે છે. જે દેશ માટે મિ. હેન્રી સમ્નર મેઈન મથાળે ટાંકેલા પ્રશંસાભર્યા શબ્દો લખે છે, એ દેશમાં કેળવણીની યોજના કેવી હશે એ જાણવાની સ્વાભાવિક ઇચ્છા થાય છે.

ગ્રીસની કેળવણીનો સંપૂર્ણ ખ્યાલ મેળવવા માટે એનાં ચાર સ્વરૂપો તપાસવાં જોઈએ:—

[૧] સ્પાર્ટાની કેળવણી.

[૨] એથેન્સની કેળવણી.

[૩] પ્લેટોના વિચારો.
[૪] ઍરિસ્ટોટલના વિચારો.

[૧] સ્પાર્ટાની કેળવણી

સ્પાર્ટાના નામ સાથે શારીરિક બળ અને શૌર્યની ભાવનાઓ જોડાએલી છે. એક ઇતિહાસકાર લખે છે તેમ, સ્પાર્ટા શત્રુઓની વચ્ચે પડેલા એક લશ્કરી થાણા જેવું હતું, અને તેથી એના કાયદાઓ અને રીતરિવાજ લશ્કરી સ્થિતિને અનુસરતા હતા. દરેક જન ઉપર આખા જનમંડળનો પૂર્ણ કાબૂ હતો, અને શારીરિક કસરત અને કવાયત ઉપર બધું લક્ષ અપાતું. સ્પાર્ટાની કેળવણીનું આ સ્વરૂપ ઘડનાર લાઇકર્ગસ હતો. લાઇકર્ગસનો ઉદ્દેશ સ્પાર્ટાને યુદ્ધમાં સર્વોત્તમ બનાવવાનો હતો, અને આ ઉદ્દેશ એણે બહુ સારી રીતે સિદ્ધ કર્યો હતો, એમ ઝેનોફન વગેરે ગ્રીક લેખકોનાં લખાણ વાંચતાં જણાય છે.

દરેક પ્રજાજન ઉપર, સ્પાર્ટામાં રાજ્યની સંપૂર્ણ સત્તા છે એ સિદ્ધાન્ત પૂરેપૂરો અમલમાં આવતો. જન્મથી માંડી મરણ પર્યન્ત સખ્ત નિયમોને અધીન રહેવું પડતું. લગ્નનાં સ્થળ, કાળ અને વિધિ સંબન્ધી અનેક નિયમો હતા: તંદુરસ્ત અને જુસ્સાદાર છોકરાં ઉત્પન્ન કરવાં એ જ લગ્નનો ઉદ્દેશ ગણાતો—અને આ ઉદ્દેશ એટલે સુધી ખેંચી જવામાં આવ્યો હતો કે લગ્નની કેટલીક ઉચ્ચ ભાવનાઓને પણ વખતે હાનિ થવા દેવામાં આવતી. લગ્ન એ ખાનગી વ્યવસ્થા નહોતી, પણ રાજ્યને મજબૂત અને તંદુરસ્ત માણસો પૂરા પાડવા માટે યોજના હતી. પ્લૂટાર્ક કહે છે એ ખરું હોય તો, બાળકને જન્મે કે તુરત અમુક વૃદ્ધ જનો પાસે લઇ જવામાં આવતું. તેઓ બાળકને બરોબર તપાસતા, અને જો એ મજબૂત અને સારા બાંધાનું જણાય તો એને ઉછેરવાની રજા આપતા, અને એને ભાગે રાજ્યની અમુક જમીનનો કડકો કાઢી આપતા. પણ જો એ નિર્બળ અને બેડોળ જણાય તો એને ખાડામાં ફેંકી દેતા; કારણ કે એવું બાળક જીવે એમાં એ બાળકને પોતાને તેમજ રાજ્યને નુકશાન છે

એમ તેઓ ગણતા. સાત વર્ષ સુધી બાળકને માતા અને ધાત્રેયિકા (ધાવ, નર્સ)ની સંભાળ નીચે રાખવામાં આવતું: પણ તેમાં પણ સાદો અને નિયમિત ખોરાક આપવો ઇત્યાદિ નિયમો પાળવામાં આવતા. પ્લુટાર્ક કહે છે કે સ્પાર્ટન છોકરું "અંધારામાં રહેતાં કે એકલું રહેતાં બ્હીતું નહિ અને રોતું નહિ!" સાત વર્ષ પછીથી બાળકની બધી કેળવણી રાજ્યના હાથમાં રહેતી. સ્પાર્ટન અને બીજા ગ્રીક લોકો વચ્ચે એક મુખ્ય ભેદ એ હતો કે સાત વર્ષે બીજા ગ્રીક લોકો બાળકને એક ગુલામની દેખરેખ નીચે નિશાળે મૂકતા; અને સ્પાર્ટન લોકો ગુલામને ન સોંપતાં, એક સારા સ્વતંત્ર માણસને સોંપતા. બાળકોના વર્ગ પાડવામાં આવતા, અને દરેક વર્ગના ઉપરિ તરીકે એક એક મ્હોટી ઉમ્મરમાં પ્રવેશ કરતા યુવાનને નીમવામાં આવતો. ગરીબ અને તવંગર સર્વને આ નિયમો લાગુ પડતા; સર્વે સાથે કસરત કરતા અને રમતા. દરેકને ખોરાક પણ માપસર જ આપવામાં આવતો, અને તે પણ જોઈએ તે કરતાં કંઈક ઓછો—એટલા માટે કે જેમ બને તેમ ઓછાથી ચલાવી લેવાની એમને ટેવ પડે. ચોરી કરવા એમને ખાસ કરીને ઉત્તેજન આપવામાં આવતું, જેથી તેઓને લડાઈને વખતે એ કળા ઉપયોગી થઈ પડે; ચોરી એ માણસને સંતાતાં, ચોતરફ નજર રાખતાં, અને સ્હામા પક્ષનાં છિદ્રો શોધી કાઢતાં શીખવે છે માટે તેઓ એને પ્રશંસનીય ગણતા. પણ ચોરી કરતાં જે પકડાય એને સખત સજા કરવામાં આવતી: કારણ કે હુશીઆરી અને સફાઇની ખામી ગણાતી. શારીરિક બળ પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ એટલી બધી માંડી હદ સુધી ખેંચી જવામાં આવતો કે છોકરાઓને આર્ટેમિસ્ ઓર્થિઆના દેવળ આગળ સખ્ત ફટકા મારવામાં આવતા—અને એ ફટકા વધારે ખાઇ શકવા એમાં બહાદુરી ગણાતી! ફટકા ખાતાં જરા પણ આંચકો થવો ન જોઇએ, અને કદાચ એથી મૃત્યુ થઇ જાય તોપણ શું?—એમ તેઓને લાગણી રહેતી. પ્લૂટાર્ક કહે છે કે કેટલાક છોકરાઓને આ રીતે મૃત્યુને

શરણુ થતા એણે પોતે જોયા છે. બાર વર્ષ સુધી છોકરાઓને લુગડાં પણ થોડાં અને બરસઠ પહેરવા દેવામાં આવતાં, અને ઘણું ખરું તેઓએ ખુલ્લે પગે–જોડા વગર–ચાલવાનો રિવાજ હતો. છોકરાઓને રમતગમત અને કસરત વૃદ્ધ પુરુષોની નજર આગળ કરાવવામાં આવતી. વૃદ્ધ તેઓને માંહેમાંહે લઢાવતા, અને એ વડે તેઓના આન્તર સ્વભાવની, તેઓની નિર્મળતાની અને બહાદુરીની કસોટી કાઢતા. બાર વર્ષથી તે ત્રીસ સુધીની કેળવણી વધારે સખ્ત હતી. નદીને કાંઠેથી જાતે એકઠા કરાવેલા ઘાસની પથારીઓમાં તેઓને સુવા દેવામાં આવતા. એઓમાં વધારે સખ્તાઇ આવે એટલા માટે ઘાસ છરીથી નહિ પણ હાથે કાપવાનો રિવાજ હતો. શિકાર એ એમની પ્રિય ગમ્મત હતી, અને તે ઘોડા ઉપર બેસીને નહિ પણ પગે ચાલીને કરવામાં આવતો. રાત દિવસ, ટાઢ–તડકો વેઠીને, વિના પથારીએ દેશનાં ગુપ્તરક્ષણના કામમાં કેટલાક ગુંથાતા; દેશના ખૂણાખાંચરાનું જ્ઞાન તેઓમાં જરૂરનું ગણાતું. વળી, તેઓને બચકાં ભરવાં, લાતો મારવી, મ્હોં લોહીલોહાણુ કરવું અને આંખો ઉખાડી કાઢવી—વગેરે જંગલી તરેહથી કુસ્તી કરવાનું શીખવાતું એમ કહેવાય છે. આ સર્વ જોતાં, સ્પાર્ટન લોકોની ભાવના શરીરખીલવણીમાં સમાપ્ત થતી જણાય છે—અને તે પણ યુદ્ધના સમયને અનુકૂલ થાય એવી. માનસિક અને આધ્યાત્મિક વિકાસનું તો તેઓને સ્વપ્ન પણ ન હતું. સ્પાર્ટનો મલ્લ લોકોની કસરત પસંદ કરતા નહિ, કારણ કે એથી શરીરના બધા અવયવો સરખી રીતે કેળવાતા નથી એમ તેઓનું માનવું હતું. દોડવાની અને મુક્કાબાજીની કસરત પણ તેઓ એ જ કારણથી નાપસંદ કરતા. તેમ જ મલ્લ લોકોનું ભારે શરીર પણ તેઓને પસંદ ન હતું: પાતળું સોટા જેવું તંદુરસ્ત શરીર પ્રાપ્ત કરવાનો એમનો યત્ન હતો.

વળી તેઓ જે કસરત કરતા તે સર્વ એકઠા મળીને યા ટુકડીઓમાં બંધાઈને કરતા: દરેક માણસની જુદી કસરતનો રિવાજ

ન હતો. આમાં સ્પાર્ટન લોકોની કેળવણીનો એક ઊંડો સિદ્ધાન્ત સમાએલો છે, અને તે એ કે વ્યક્તિ સ્વતન્ત્ર નથી પણ આખા જનમંડળનું અંગ છે, અને તેથી સર્વેએ એકઠા મળી એકઠી કેળવણી લેવાની છે. એઓનાં નૃત્યમંડળો પણ આ ધોરણને અનુસરીને જ થયાં હતાં.

આ નૃત્ય પણ લશ્કરી કવાયતનું અંગભૂત હતું. સંગીત અને નૃત્ય ઉપર સ્પાર્ટન લોકો ઘણું લક્ષ આપતા. સંગીત એ મનુષ્ય ઉપર નીતિના વિષયમાં બહુ અસર કરી શકે છે એવો ગ્રીક લોકોનો દૃઢ સિદ્ધાન્ત હતો, અને એ સિદ્ધાન્ત સ્પાર્ટનોની કેળવણીનો પદ્ધતિમ સ્પષ્ટ દેખાતો હતો.

સ્પાર્ટન લોકોને માનસિક કેળવણીની બિલકુલ દરકાર નહોતી.

મી. ગ્રોટ કહે છે એ સત્ય હોય તો સ્પાર્ટન છોકરાઓને અક્ષરજ્ઞાન પણ હતું નહિ. પ્લુટાર્ક કહે છે કે સ્પાર્ટન લોકોને અક્ષરજ્ઞાન આપનાર લાઇકરગસ હતો. પણ માત્ર ઉપયોગી અને જરૂરી કામ માટે જેટલું જ્ઞાન જોઇએ તેટલું જ આપવામાં આવતું. ગમે તેમ હો પણ આ વિષયમાં સ્પાર્ટન લોકો અડધા જંગલી જેવા હતા એમાં શંકા નહિ.

નીતિની કેળવણી ઉપર લક્ષ આપવામાં આવતું. પરંતુ તેમાં પણ એક નિપુણ લડવૈયા થવું, અને એક સારા દેશપરાયણ પ્રજાજન થવું, એ જ સર્વ કેળવણીનો ઉદ્દેશ રાખવામાં આવતો. નિયમ, કરકસર, બહાદુરી અને સ્વાર્થત્યાગ—એ સદ્‌ગુણો ખીલવવા તરફ ઘણું જ લક્ષ અપાતું. રાજ્ય પ્રાપ્ત કરવા માટે આ ગુણો બહુ ઉપયોગી છે, અને જ્યાંસુધી સ્પાર્ટનો આગળ આ ઉદ્દેશ હતો, ત્યાંસુધી આ કેળવણી ઘણી ફતેહમંદ થઈ હતી. પણ દીર્ઘદર્શી ઉદારતા, ન્યાય વગેરે સદ્‌ગુણોની ઘણી ખામી હતી. બીજી રીતે કહીએ તો યુદ્ધમાં જોઈતા ગુણો એઓમાં પુષ્કળ હતા, પણ શાન્તિના સમયને અનુકૂળ ગુણો ન હતા. ઝેનોફન સ્પાર્ટન જુવાનિયાનું આમેહૂબ ચિત્ર આપે

છે : તે કહે છે કે "સ્પાર્ટન જુવાનીયા રસ્તે ચાલતા ત્યારે ત્યારે તેઓ પોતાના હાથ ગજવામાં રાખીને બિલકુલ બોલ્યા વગર આડું-અવળું ન જોતાં સીધી લીટીમાં જમીન ઉપર નીચી નજરે ચાલતા. શરમાળુપણામાં પુરુષવર્ગ સ્ત્રીવર્ગ કરતાં પણ ચઢી જતોઃ એમનાં નેત્રો સ્થિર, અને તેમની આકૃતિ પુતળાં જેવી હતી. એમનાં મ્હોં ઉપર શય્યાગૃહમાં એક નવવધૂ ઉપર જેટલી શરમ દેખાય તે કરતાં પણ વધારે શરમ દેખાતી." ઉપર કહ્યું તેમ સ્પાર્ટાના સદ્દગુણો શાન્તિના સમય માટે નાલાયક હોવાથી એથેન્સ પાસેથી રાજ્યની લગામ લીધા પછી એ રાજ્ય બરાબર ચાલી શક્યું નહિ. કેટલાકને આશ્ચર્ય લાગશે, પણ વસ્તુતઃ થયું એમ કે સાદાઈમાં ઉછરેલા સ્પાર્ટન સેનાપતિઓ પણ નવું રાજ્ય હાથમાં આવતાં, અત્યંત દ્રવ્યલોભી થયા. આનું કારણ ઇતિહાસકારો એમ બતાવે છે કે, The Spartan National education trained citizens for Sparta and not for Helas. The duties of a man to his State were diligently taught: the duties of a man to man were passed over in silence. (સ્પાર્ટન લોકોની કેળવણી માત્ર સ્પાર્ટાના પ્રજાજન થવા માટે હતી, આખા ગ્રીસને માટે ન હતી. પ્રત્યેક જનની રાજ્ય તરફની ફરજો બહુ સારી શીખવવામાં આવતી, પણ મનુષ્ય મનુષ્ય વચ્ચેની ફરજો ઉપર બિલકુલ લક્ષ દેવામાં આવતું નહિ.)

ઉછરતા યુવકોના નીતિસ્વભાવ ઉપર પુરુષ-પુરુષના અને સ્ત્રી-પુરુષના પ્રેમદ્વારા અસર કરવામાં આવતી. ગ્રીસમાં એક પુખ્ત માણસ પણ જુવાન છોકરા ઉપર પ્યાર બાંધતો; જે પ્યારનું સ્વરૂપ આપણે હાલ બરાબર સમજી શકીએ એમ નથી. જ્યાં જ્યાં બાહ્ય આકૃતિ અને અંતર આત્માનું સૌન્દર્ય નજરે પડતું, ત્યાં ત્યાં, ગ્રીક હૃદય પ્રેમથી લીન થતું: ગ્રીક લોકોના છોકરાઓ ઉપરના પ્યારનો પણ આ જ ખુલાસો છે.

લગ્ન એ સામાજિક ફરજની સંસ્થા ગણવામાં આવતી, અને પત્ની એ કાયદેસર છોકરાં ઉત્પન્ન કરવાનું માત્ર યંત્ર હતી. વેશ્યા સાથે સંબંધ એ ઘણે ભાગે ઐન્દ્રિયક સુખનું સાધન હતું. પણ એક સુંદર છોકરાનો પ્યાર હૃદયમાં ઉત્તમોત્તમ ભાવ પૂરનાર, અને તેજસ્વી પરાક્રમો કરવાને ઉત્તેજનાર સાધન તરીકે ગણાતો. આ સંબધ કેવો ઊંચ અને વિશુદ્ધ થઇ શકે, એ સોક્રેટિસ અને અલ્કિબાયેડિસના સમ્બન્ધથી સમજાય છે. આ સમ્બન્ધ કેટલીક વાર ઘણો નીચ અને મલિન પણ નીવડતો, પરંતુ એટલું તો ખરું જ કે રોમ અને એથેન્સ કરતાં સ્પાર્ટામાં આ રિવાજે બહુ ઓછું નુકસાન કર્યું છે. પુખ્ત સ્પાર્ટનો દરેક પોતપોતાના છોકરાઓ પસંદ કરી લેતા, અને તેના સાથે પ્યાર બાંધતા. જો કોઈ છોકરાને એની સાથે પ્રીતિ બાંધનાર કોઈ ન મળે તો એ નામોશી ભરેલું ગણાતું. અને જે માણસ આ પ્રમાણે પ્રીતિ ન બાંધે તે પ્રજાજન તરીકે પોતાના કર્તવ્યમાં ખામીવાળો ગણાતો. શૌર્ય અને સદ્ગુણ છોકરામાં પૂરવાં, એ માણસનું કર્તવ્ય ગણાતું, અને એ માણસ પાસેથી સલાહ અને ઉત્તેજન લેવાં એ છોકરાનું કર્તવ્ય હતું. છોકરાઓનો કોઈપણ પરિણામે દોષ રહે તો તે માટે પેલો માણસ જવાબદાર ગણાતો. આ સંબંધ વિશુદ્ધ હતો એમ માનવાને પુષ્કળ કારણો છે.

મજબૂત સંતાન ઉત્પન્ન કરવાં એ સ્ત્રીઓનું કામ હતું, અને એ કર્તવ્ય માટે યોગ્ય થવાની છોકરીઓને કેળવણી આપવામાં આવતી. છોકરીઓ અને છોકરાઓની કેળવણી વચ્ચે બહુ તફાવત ન હતો. જુદી જુદી ટુકડીઓ બનાવીને કેળવણી લેવી સાદો ખોરાક ખાવો, ને થોડાં લૂગડાંએ ચલાવવું, કસરત કરવી, નૃત્ય કરવું, સંગીત કરવું, એ સર્વ બન્નેને સમાન હતાં. છોકરા છોકરીઓ પૂર્ણ છૂટથી એકઠાં મળતાં, અને રમતગમતમાં ભાગ લેતાં–આ વાત અયોનિયાના ગ્રીકોને પસંદ ન હતી. છોકરીઓ લૂગડાં બહુ જ ઓછાં પહેરતી, એ વિષે કેટલાક લેખકોએ વિરુદ્ધ ટીકા કરી છે. પણ વસ્તુઓ ઢાંકીને

મલિન વિચાર ઉત્પન્ન કરવા તે કરતાં આ બાબતમાં ખુલ્લાપણું સ્પાર્ટન લોકોને વધારે પસંદ હતું. આ રીતે યુવકો અને યુવતિઓને એકઠાં થવા દેવાં એ જોખમ ભરેલું હતું પરન્તુ સ્પાર્ટામાં આ અખતરો ફતેહમંદ નીવડયો હતો એમ જણાય છે. સ્પાર્ટાની નીતિ ગમે તે કોઈપણ શહેરને ટક્કર મારી શકે એવી હતી. વેશ્યાનો વર્ગ ન હતો, અને વ્યભિચાર પણ લગભગ અજાણ્યો જ હતો. સાધારણ રીતે પ્રીતિથી લગ્નનાં જોડાં બંધાતાં, અને લગ્નપ્રેમમાં ઉત્તમ દૃષ્ટાન્તો સ્પાર્ટામાં થયાં હતાં. સૌન્દર્ય, અને શારીરિક જુસ્સો એ સ્પાર્ટન સ્ત્રીઓનાં ખાસ લક્ષણ હતાં, અને તે સાથે વળી તેઓની વિશુદ્ધિ કાયમ રહેતી. પુરુષની રમતગમતમાં તેઓ ભાગ અને રસ લેતી અને તેથી પુરુષોની એ કેળવણીને તેમના તરફથી ઉત્તેજન મળતું. સ્ત્રીઓની સમક્ષ કેવી રીતે કસરતોમાં જીતવું એ તરફ સ્પાર્ટન યુવકોની ઇચ્છા રહેતી. મ્હોટા મેળાવડાના પ્રસંગોમાં અવિવાહિત સ્ત્રીઓ આસપાસ બેસતી. યુવકોનાં પરાક્રમો વખાણતી, યુદ્ધમાં જેઓએ કાયરતા દેખાડી હોય તેઓને નિન્દતી, અને ચારે તરફ પરાક્રમ, અને ઉત્સાહ વધારતી. સ્ત્રીઓની પ્રશંસા મેળવવી એ દરેક સ્પાર્ટન યુવક પોતાનું ભાગ્ય સમજતો.

ટુંકામાં સ્પાર્ટન શહેરની પ્રજાકેળવણી ઉપર મુજબ હતી. એ કેળવણીના ગુણ–દોષો આપણે આગળ તપાસીશું.

(વસન્તઃ વર્ષ ૧ લુ, અંક ૩ જોઃ ચૈત્ર, સં. ૧૯૫૯)

: ૨ :

"...................................behold
Where on the Aegean shore a city stands,
Built nobly, pure the air and light the soil—
Athens, the eye of Greece, mother of arts
And eloquence, native to famous wits
Or hospitable, in her sweet recess,
City or suburban, studious walks and shades"

—*Milton*

ગયા અંકમાં આપણે સ્પાર્ટાની કેળવણીનું સ્વરૂપ જોયું. એ કેળવણીના ગુણ–દોષ ઉપર આવતાં પહેલાં, એનાથી તદ્દન ઉલટી એવી ઍથેન્સની કેળવણીનું સ્વરૂપ જોવું જોઇએ.

ઍથેન્સમાં સ્પાર્ટાના માફક સમગ્ર પ્રજાને એકત્ર કેળવણી આપવાની યોજના ન હતી. બાળપણથી દરેકને રાષ્ટ્રના નિયમોમાં જકડી રાખવાની સ્પાર્ટાની રીત ઍથેન્સને તદ્દન નાપસંદ હતી. રાત દિવસ યુદ્ધની જ તૈયારીઓ કરતા રહેવું, અને જીવનનો સ્વાભાવિક આનન્દ ન અનુભવવો એ ઍથેન્સની પ્રકૃતિથી વિરુદ્ધ હતું. ઍથેન્સમાં ન્હાનાં બાળકોની દેખરેખ માતાઓને અને ધાત્રીઓને અને ધાત્રેયિકાઓ(ધાવ)ને હાથ રહેવા દેવામાં આવતી–જેઓ અનેક તરેહનાં રમકડાં વડે અને ચિત્રવિચિત્ર વાર્તાઓ વડે બાળકોનાં મનને કેળવતાં. છોકરાં જરા મ્હોટાં થયા પછી–મા પાસે રાખવાની જરૂર ન રહે એટલે–ગુલામ ખિદમતગારોને સોંપવામાં આવતાં. એનું કામ છોકરાંને નિશાળે લઈ જવાનું, એમની વર્તણુંક ઉપર દેખરેખ રાખવાનું અને સારી રીતભાત શીખવવાનું હતું–કેટલીક વાર તો છોકરાંઓને સજા કરવાની પણ તેઓને છૂટ મળતી. ઘણું કરી, સારા–જૂના અને ભરોસાદાર–ગુલામોમાંથી તેઓને પસંદ કરવામાં આવતા, પરંતુ કેટલીક વાર ખરાબ પસંદગીનાં પરિણામ થયેલાં પણ જોવામાં આવે છે. બાળકોને કેટલી ઉમ્મરે નિશાળે મૂકવાં અને ક્યારે ઉઠાડવાં એ માટે કોઇ પણ નિયમ ન હતો, પણ સાધારણ રીતે આપણે ત્યાં થાય છે તે પ્રમાણે,—તવંગરનાં છોકરાંને ગરીબનાં છોકરાં કરતાં વહેલાં નિશાળે મૂકવામાં આવતાં, અને તેઓને વધારે લાંબી કેળવણી આપવામાં આવતી. પ્લેટો અને ઍરિસ્ટોટલની નોંધ ઉપરથી જણાય છે કે ઘણું કરી સાત વર્ષની ઉમ્મરથી નિશાળે જવાનું શરૂ થતું. પણ પહેલાં બે ત્રણ વર્ષ તો કસરત સિવાય બીજું કાંઈ જ શીખવવામાં આવતું નહિ. નિશાળો ખાનગી અને ઊંચ નીચ બધા પ્રકારની હતી. એ ઉપર રાજ્યની સામાન્ય દેખરેખ હતી: નિશાળ

સૂર્યોદય પહેલાં ન શીખાડવી અને સાયંકાળ પહેલાં બન્ધ કરવી એવો નિયમ હતો. છોકરાઓની સંખ્યા પણ નિયમિત હતી એમ કહેવાય છે.

કેળવણીનો ઉદ્દેશ બહુ ઉમદા હતો: 'ઉપયોગી શિક્ષણ'ની દરકાર ન કરતાં, 'ઉચ્ચ શિક્ષણ' તરફ જ લક્ષ અપાતું. અર્થાત્ પાછળથી વ્યવહારમાં કામમાં આવે એવી કેળવણી આપવામાં આવતી નહિ; દરેક ધન્ધાને લગતી કેળવણી તો સામાન્ય કેળવણી લીધા પછી દરેક જણે પોતે સંપાદન કરી લેવી જોઇએ એમ મનાતું. 'વેપારી માણસો' ઉત્પન્ન કરવા એ કેળવણીનો ઉદ્દેશ નથી, પણ એક સારા શહેરી થવા માટે જે કેળવણી જોઇએ એ જ આપવાનું રાજ્યનું કર્તવ્ય ગણાતું.

એરિસ્ટોટલ કહે છે કે—"to be always in quest of what is useful is by no means becoming to high-minded gentlemen." અર્થાત્—"હમેશાં 'ઉપયોગી'—'લાભકારક'ની શોધમાં જ ફરવું એ ઉચ્ચ હૃદયના સદ્‌ગૃહસ્થને ઉચિત નથી."

વિષયોની સંખ્યા થોડી હતી, પણ એનો અભ્યાસ વધારે ઊંડો અને પાકો કરવામાં આવતો. આ અભ્યાસનું સ્વરૂપ મિ. કર્ટર્યસે બહુ સારા શબ્દોમાં આપ્યું છે—જે અત્રે ઉતારીશું એ લખે છે:—

"The mental culture was but plain and simple, yet it took hold of the entire man: and this all the more deeply and energetically, inasmuch as the youthful mind was not distracted by a multiplicitous variety, and could, therefore, devote a proportionately

closer devotion to the mental food, and to the materials of culture offered to it." *

અર્થ કે—માનસિક કેળવણી સરળ અને સાદી હતી—પણ મનુષ્યના સર્વસ્વરૂપની ગ્રાહક હતી: અને તે પણ બહુ ઊંડી રીતે અને બહુ સબળ રીતે, કારણ કે ઉછરતું વિદ્યાર્થીનું મન વિવિધ પ્રકારના વિષયોથી આમ તેમ ન ખેંચતાં અમુક વિષય ઉપર ઠરાવવામાં આવતું.

વિષયોમાં 'સંગીત'ને પ્રથમ સ્થાન હતું જાણવા જેવું છે કે સંગીતના અંગમાં વાંચન-લેખનનો પણ સમાવેશ થતો. અક્ષરો ઘૂંટવાનો ચાલ નહતો, પણ શિક્ષક લીંટી દોરી આપે અને અક્ષરના નમૂના મૂકે એટલે એ નમૂના પ્રમાણે જોઈ જોઈને એ લીટીઓમાં અક્ષર કાઢવાનો રિવાજ હતો. ' પ્લેટો કહે છે કે—અમુક વખત સુધીમાં છોકરાને સુન્દર અને ઝડપથી અક્ષર લખતાં ન આવડે તો એ બાબત વધારે કાળક્ષેપ કરવાની જરૂર નથી: જેવું આવડે તેવાથી સન્તોષ પામી બીજા અભ્યાસ ઉપર ચઢવું.'

લખતાં વાંચતાં આવડ્યા પછી સાહિત્યનો અભ્યાસ શરૂ થતો. આ ઠેકાણે પ્લેટોનું વર્ણન લઈએ તો જણાય છે કે છોકરાઓને પાટલીઓ ઉપર બેસાડી સારા કવિઓનાં કાવ્યો વાંચવામાં અને મોઢે કરાવવામાં આવતાં. એવાં કાવ્યો પસંદ કરવામાં આવતાં કે જેમાં બોધવચનો હોય, અને અસલના શૂરવીર પુરુષોનાં પરાક્રમો વર્ણવેલાં હોય. આનો ઉદ્દેશ, એમના આગળ ઉત્તમ દૃષ્ટાન્તો મૂકી એના અનુકરણદ્વારા એમને ઉચ્ચ બનાવવાનો હતો એ સ્પષ્ટ છે. પ્રથમ તો આ કાવ્યની પંક્તિઓ લઈ એના શબ્દો અને વાક્યો સમજાવવામાં આવતાં. પછી એ કાવ્યો વીણા સાથે ગાતાં શીખવવામાં આવતાં. પ્લેટોના કહેવા પ્રમાણે, ત્રણ વર્ષ કાવ્ય શીખ્યા પછી જ અને તે પણ છોકરાઓ તેર વર્ષના થાય ત્યારે જ આ

કાવ્યસંગીત શીખવવું જોઈએ, પણ એથેન્સમાં ખરેખર શો રિવાજ હતો એ જાણવાને સાધન નથી. ગ્રીક લેખકોનાં લખાણોમાં સ્થળે સ્થળે સંગીતની પ્રશંસા થતી આપણે વાંચીએ છીએ. કાવ્યના વસ્તુને અનુકૂળ રાગ રચવો, અને બંને શુદ્ધ ઉમદા અને આત્માને ઉચ્ચ કરનારાં હોવાં જોઈએ એમ તેઓનો આગ્રહ હતો. સંગીતની પડતી દશા થઈ તે વખતે એ સ્હામે મુખ્ય ફરિયાદ એ હતી કે સંગીત હૃદયની વૃત્તિઓને નિયમમાં રાખનાર અને શુદ્ધ કરનાર હોવું જોઈએ તેને બદલે ગવૈયાઓએ એને બગાડી મૂક્યું છે,* અને શ્રોતાજનોને સુધારવાને બદલે એમને ખુશ કરવા ઉપર જ એમની દૃષ્ટિ રહે છે. આ સર્વ ઉપરથી સમજાય છે કે સંગીત ઉપર એથેન્સના લોકોની બહુ પ્રીતિ હતી, અને એને એક સુન્દર કલા માત્ર ન ગણતાં, આત્માની ઉચ્ચતા અને વિશુદ્ધિસંપાદક એક સાધનરૂપે તેઓ એને પૂજતા.

સૉક્રેટિસ પહેલાં કેટલાક વર્ષોથી ગ્રીસમાં—એથેન્સમાં—'સૉફિસ્ટ' નામનો એક વિદ્વાનોનો વર્ગ ઉત્પન્ન થયો હતો, એ વર્ગે એથેન્સની કેળવણીની જે સેવા બજાવી છે એ ધ્યાનમાં લીધા વગર એ કેળવણીનો હેવાલ અપૂર્ણ રહે છે. ઇસ્વીસન પહેલાં પાંચસો વર્ષ ઉપર ગ્રીસના જૂદા જૂદા ભાગમાં કેટલાક શિક્ષકો ઉત્પન્ન થયા, તેઓએ ગ્રીસના મહાન નગર—એથેન્સ—માં આવી શિક્ષણનો ધંધો શરૂ કર્યો. તેઓને ચાલતા શિક્ષણમાં ઘણી ખામીઓ લાગી, અને વ્યવહારમાં ઉપયોગી થાય એવું શિક્ષણ ઉમેરવાની જરૂર જણાઈ. આ શિક્ષણ આપવાનું તેઓએ માથે લીધું, અને તે માટે તેઓ પૈસા લેતા. આ શિક્ષણને અંગે, તેઓમાંના કેટલાકે ભયંકર અને નુકશાનકારક સિદ્ધાન્તો પ્રચારવા માંડ્યા, જે સ્હામે સૉક્રેટિસે અને પ્લેટોએ બહુ સખ્ત ટીકા કરી છે. સૉફિસ્ટોના શિક્ષણથી એથેન્સની નીતિને કેટલુંક નુકશાન થયું હતું એમ સર્વ કબૂલ કરે છે, પણ તે

* આપણે ત્યાં પણ ઘણે ભાગે આવી જ સ્થિતિ જોવામાં આવે છે

સાથે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે આપણે જેને 'ઉચ્ચ કેળવણી' કહીએ છીએ તેવી કેળવણી આપનારા એથેન્સમાં પહેલવહેલા સોફિસ્ટો જ હતા. "સુધરેલા જગતની યુનિવર્સિટિ (પાઠશાળા)" તરીકે લાંબા કાળ સુધી એથેન્સે જે કીર્તિ ભોગવી, એ આ સોફિસ્ટોના શિક્ષણને લીધે જ હતી. મૃત્યુ, જીવન અને નીતિના પ્રશ્નો ઉપર બેધડક તર્ક અને વિચાર ચલાવવાનું પ્રથમ માન સોફિસ્ટોને છે.

ન્હાનપણથી જ સંગીતના અભ્યાસને લીધે એથિનિયનોમાં રસજ્ઞતા બહુ સારી ઉત્પન્ન થતી; ઉત્તમ કાવ્યો વાંચવાથી એમનાં હૃદયો ઉમદા વિચાર અને સુંદર કલ્પનાથી ભરાતાં અને અંગકસરતથી એમનાં શરીર મરદાની સૌન્દર્ય અને જુસ્સાવાળાં ઘડાતાં. એથેન્સની કેળવણીનો ખરો ખ્યાલ નિશાળમાં શીખવાતી ચોપડીઓની સંખ્યા ઉપરથી મેળવવાનો નથી. એથેન્સમાં ખરી મહત્ત્વની કેળવણી નિશાળની બહાર મળતી. એથિનિયન વિદ્યાર્થી હમેશ બુદ્ધિમાન તત્ત્વચિન્તકો અને વક્તાઓના સંબંધમાં આવતો; અને એ રીતે બહુ ઉચ્ચ જ્ઞાન સહજ સંપાદન કરતો. જીવન અને જીવનની પારના મહાન વિષયો ઉપર મનુષ્યની બુદ્ધિ અને કલ્પનાને સ્વતંત્ર રમવાની છૂટ, તીવ્ર હરીફાઈથી સ્હામસ્હામા સિદ્ધાન્તો પ્રતિપાદન કરી એમાંથી સત્યને તરી આવવા માટે અનુકૂલતા, અને ઉપદેશકોની તીવ્ર બુદ્ધિ અને પોતાના સિદ્ધાન્તોના સત્ય વિષે રહેતો દૃઢ નિશ્ચય—એ સર્વની એથેન્સના યુવાન વિદ્યાર્થીઓ ઉપર બહુ ઉત્તમ અસર થતી.

આજ પણ જેને જગત્ એકે અવાજે વખાણે છે એવા ઉત્તમ શિલ્પકલાના નમૂનાઓ, પેરિક્લિસ જેવા વક્તાઓનાં દેશના હિતાહિત ઉપર–અર્થગંભીર અને છટાદાર ભાષણો, ગૉર્જિઍસ અને સોક્રેટિસ જેવા તત્ત્વચિંતકોના વાદવિવાદ, યુરિપિડિસ–સૉફેક્લિસ અને એરિસ્ટોફેનિસ જેવાનાં નાટકો, અને ભવ્ય અંગકસરતની શાળાઓ–

એવી વિવિધ વસ્તુઓ જોવી સાંભળવી અને એ સર્વની વચમાં ઉછરવું અને એમાં પૂર્ણ રસ અને ભાગ લેવો એ થોડા ભાગ્યની વાત નહતી. ઍથેન્સનાં બાલકો આવી હવામાં ઉછરતાં અને એ એની કેળવણીનું ખરું તત્ત્વ છે.

"It was what the student gazed on, what he heard, what he caught by the magic of sympathy, not what he read, which was the education furnished by Athens."×

પણ આ ઉપરાન્ત એક મહત્ત્વની અસર ઍથેન્સની શહેરી જિંદગીની હતી. ઍથેન્સમાં શહેરી તરીકે દરેક જણે ભાગ લેવા પડતો–લડાઈ અને શાન્તિના વખતના સર્વ પ્રશ્નો ઉપર વિચાર કરવાની અને અભિપ્રાય બાંધવાની એને જરૂર પડતી; લશ્કરી સીપાઈનું તેમ જ ન્યાયાધીશ અને કાયદા ઘડનારનું કામ એને માથે આવતું. અને આ પ્રમાણે જાહેર જિંદગીના સર્વ વ્યવહારોમાં ભાગ લેવાથી, એનામાં વ્યવહારકુશળતા–ઉત્તમ સામાજિક અને રાજકીય ગુણો ઉત્પન્ન થતા ÷

## સ્પાર્ટા અને ઍથેન્સ

હવે આ બે કેળવણી સરખાવીએ. એ બે વચ્ચે એટલો બધો સ્પષ્ટ તફાવત છે કે એ સમજવા માટે ઉપરનાં વર્ણનો જ બસ છે.

---

× J. H. Newman's Historical Sketches.

÷ મિ. ફર્ગ્યસ લખે છે કે—"A constitution founded in a spirit of sublime wisdom, and having in view the participation of the whole civic community in public life, necessarily and of itself became, in the fittest sense of the word a public discipline."

તથાપિ અત્રે ઉપસંહારરૂપે, એ તફાવતના થોડાક અગત્યના મુદ્દાઓ ઉપર વાચકનું લક્ષ ખેંચીએ તો તે નિરર્થક નહિ ગણાય.

સ્પાર્ટા ડુંગરોની વચમાં આવેલું હતું, અને એની કેળવણી પણ ડુંગરી–લશ્કરી અને ચોતરફથી ઘેરાએલી—હતી. એથેન્સ સમુદ્રને કાંઠે આવેલું હતું, અને તેથી એની કેળવણી પણ સમુદ્ર જેવી વિશાળ અને અન્ય દેશને સ્પર્શ કરનારી હતી.

એક મુખ્ય વાત એ જોવામાં આવે છે કે સ્પાર્ટાની અને એથેન્સની કેળવણીના ઉદ્દેશમાં જ ભેદ છે. આપણે આગળ જોઈ ગયા તેમ સ્પાર્ટાની કેળવણીનો ઉદ્દેશ લશ્કરી ( military ) ઉત્કર્ષ પ્રાપ્ત કરવાનો હતો, અને એથન્સની કેળવણી શાંતિના (civil) સમયનો ઉચિત મહત્તા સિદ્ધ કરવા માટે યોજાએલી હતી. ઉભયના ઇતિહાસમાં જેવું થવું જોઇએ એવું જ થયું છે: સ્પાર્ટાને શાન્તિના સમયનું રાજ્ય કરતાં ન આવડયું; એથેન્સ યુદ્ધનો પ્રસંગ આવતાં નાલાયક નીવડયું.

ઉપરના ઉદ્દેશભેદને લીધે એ બે કેળવણીની પદ્ધતિમાં પણ બહુ ભેદ પડયો છે.+ એક કેળવણી નિયન્ત્રણા (discipline) નો માર્ગ સ્વીકારે છે, બીજી સ્વાભાવિક અસર (influence) ઉપર આધાર રાખે છે: આ કારણથી, એકમાં સમગ્ર જનમડળ એકડું એક જ પ્રકારની કેળવણી લે છે, અને બીજામાં પ્રત્યેક વ્યક્તિ પોત-પોતાની પ્રકૃતિને અનુસરતું જૂદું જૂદું શિક્ષણ મેળવે છે: અર્થાત્, સ્પાર્ટા વ્યક્તિને સમાજમાં ડૂબાવી દે છે, એથેન્સ એમ ન કરતાં દરેક જણની સ્વતન્ત્રતા સ્વીકારે છે–પણ એટલાથી એમ સમજવાનું નથી કે આ સ્વતન્ત્રતા એ સ્વચ્છન્દતા હતી. જેમ સમસ્ત સ્પાર્ટા

+ "Not by her *discipline*, like Sparta and Rome, but by the unfailing charm of her gracious influence, did Athens train her children." Wilkins' "National Education in Greece."

હંમેશ યુદ્ધ માટે જ તૈયાર રહેતું, તેમ ઍથેન્સની સઘળી વસ્તીમાં કેટલીક સામાન્ય ભાવનાઓ હતી, જેવી કે સૌન્દર્યની, સાહિત્યની, કલાની, અને તત્ત્વજ્ઞાનની—અને એની આસપાસ તેઓનું મન એકત્ર થઈ રહેતું. આથી એમની સ્વતન્ત્રતાની અને સુખની ભાવના પણ રાજ્યહિત અને કર્તવ્યની ભાવના સાથે અવિરુદ્ધતા ભોગવતી.

જેમ બંનેના ઉદ્દેશ અને બંનેની પદ્ધતિઓ જુદી છે, તેમ બંનેનાં **સ્વરૂપો** પણ તદ્દન જુદાં છે. ઍથેન્સની કેળવણીમાં અંગકસરતને સ્થાન હતું, પણ **સ્પાર્ટા** જેવી યુદ્ધને માટે ખાસ તૈયારી કરાવવામાં ન આવતી. નીતિના વિષયમાં સ્પાર્ટા નિયમ–કરકસર–બહાદુરી એ ગુણોને ઉત્તેજન આપતું, ત્યારે ઍથેન્સમાં ન્યાય–ઉદારતા વગેરે કોમળ ગુણો ખાસ કેળવવામાં આવતા પણ શરીર અને નીતિ કરતાં પણ બુદ્ધિના વિષયમાં આ બે કેળવણી વચ્ચે બહુ ભારે ભેદ પડે છે. સ્પાર્ટાના લોકોમાં અક્ષરજ્ઞાન પણ ક્વચિત્ જોવામાં આવતું, ત્યારે ઍથેન્સમાં મનુષ્યબુદ્ધિના ઉત્તમ નમૂનાઓ—સાહિત્ય, કલા, વક્તૃત્વ, અને તત્ત્વજ્ઞાનની, વીસમી સદીમાં પણ પૂજાય એવી કૃતિઓ—ઉત્પન્ન થએલી જોવામાં આવે છે.

છેવટમાં, એક એટલો પ્રશ્ન વિચારીએ કે આપણે માટે સ્પાર્ટા અને ઍથેન્સ એ બેમાંથી કોની કેળવણી વધારે ઉપયોગી છે? અમને લાગે છે કે શારીરિક કેળવણીની આપણે અવગણના કરવાની નથી એ ખરું, પણ આ કેળવણીની ઍથેન્સમાં પણ ક્યાં અવગણના હતી?—માટે સ્પાર્ટા કરતાં ઍથેન્સની કેળવણી, આપણી હાલના સમયની જરૂરિયાતો જોતાં તેમ જ આપણા દેશનું સ્વાભાવિક વલણ વિચારતાં, વધારે અનુકૂળ છે. આપણો દેશ એવો વિશાળ છે કે આખી પ્રજા સ્પાર્ટા માફક એક લશ્કરી થાણું બની રહે એ અશક્ય છે. આ કારણથી સાહિત્ય અને તત્ત્વજ્ઞાનના વિષયમાં આપણે ખાસ ફતેહ મેળવી છે. વળી એ કેળવણી આપણા સ્વાભાવિક વલણ સાથે

પણ વધારે બન્ધબેસતી થાય છે. આ ઉપરાંત, ખાસ કરીને એ ધ્યાનમાં રાખવાનું છે કે વર્તમાન સમય કેવળ શરીરબળનો નથી અને તેથી સ્પાર્ટાની જંગલી કેળવણી કરતાં એથેન્સની 'નાગરિક' કેળવણી આપણને વધારે ઉપયોગી થવા સંભવ છે. +

(વસન્ત : વર્ષ ૧લું, અંક ૪થો: વૈશાખ, સં. ૧૯૫૯)

# કેમ્બ્રિજ યુનિવ્હર્સિટિ

પ્રિ. પરાંજપેએ ડેક્કન કૉલેજના વિદ્યાર્થીઓ આગળ કેમ્બ્રિજ યુનિવ્હર્સિટિ વિષે એક ટૂંક ભાષણ આપ્યું હતું એ આપણી યુનિવ્હર્સિટિની બાબતમાં રસ લેનારાઓએ વિચારવા જેવું છે. મિ. પરાંજપેએ પ્રોફેસરોના બે વર્ગ જણાવ્યા, જેમાંના એકનો સંબન્ધ આખી યુનિવ્હર્સિટિ એટલે કે બધી કૉલેજો સાથે હોય છે, અને બીજાનો અમુક અમુક કૉલેજો જોડે હોય છે. દરેક કૉલેજના મુખ્ય ઉપરી 'માસ્તર' કહેવાય છે. વિદ્યાર્થીઓનાં મંડળો પાડી દરેક મંડલ ઉપર એક 'ટ્યૂટર' નીમવામાં આવેલો હોય છે. 'ટ્યૂટર'-નું કામ છોકરાંઓની ફી લેવા વગેરેનું તથા લાયબ્રેરીની ચોપડીઓ આપવાનું હોય છે. પરીક્ષાના બે પ્રકાર હોય છે. એક સામાન્ય પરીક્ષા અને એક વિશેષ ( Honours ) પરીક્ષા વિશેષ પરીક્ષામાં

+ યુદ્ધમાં પણ દિવસે દિવસે વધારે યુક્તિવાળાં શસ્ત્રોનો ઉપયોગ થતો જાય છે, તેથી અસાધારણ શારીરિક બળની જરૂર પડતી નથી. પણ આ ઉપરથી, શારીરિક કેળવણીની અવગણના ઇષ્ટ છે એમ જરા પણ સમજવાનું નથી. સ્પાર્ટાનું જંગલીપણું જ નિન્દવા જેવું છે, અને હાલના વખતમાં એનો ઉપયોગ પણ નથી—સ્પાર્ટાને પોતાને જ શાન્તિના સમયમાં એ નુકશાનકારક થઈ પડયું હતું—એટલું જણાવવાનો જ અત્રે આશય છે.

ખાસ સારા વિદ્યાર્થીઓ જ જાય છે. વિદ્યાર્થીઓ માટે અમુક વખતે ઝભ્ભો અને ટોપી પહેરવાનો સખ્ત નિયમ હોય છે, અને પહેરેલાં હોય ત્યારે છત્રી અને લાકડી રાખવા દેવામાં આવતી નથી. દરેક છોકરાને કૉલેજની રહેઠાણુમાં ત્રણ ઓરડીઓ મળે છે—જેમાંથી એક એ વાંચવા માટે બીજી સૂવા માટે અને ત્રીજી સામાન માટે વાપરે છે. રાત્રે દશ વાગ્યા પછી બહાર જવાની મના છે. અને તે પહેલાં ગયા હોય તેમણે બાર વાગ્યા સુધીમાં રહેઠાણે પાછા આવી જવું જ જોઇએ એમ નિયમ છે. પ્રિ. પરાંજપેએ છોકરાંઓનું આહ્નિક બતાવ્યું એ જાણવા જેવું છે. કૅમ્બ્રિજ વિદ્યાર્થી સ્હવારમાં ૭ વાગે ઊઠે છે, ૮ વાગે નાસ્તો લે છે, ૯ થી બપોરના એક વાગ્યા સુધીમાં પ્રોફેસરોનાં ભાષણ સાંભળવાનાં હોય તે સાંભળે છે, અને પછી જમે છે. ૧-૩૦ થી ૪ વાગ્યા સુધી અભ્યાસમાં રહેનારો છોકરો ખાસ મહેનતુ ગણાય છે. ૪ વાગે ન્હાનાં ન્હાનાં મંડળો એકઠાં થઈ ચાહ લે છે, અને પછી રાતના ૧ વાગ્યા સુધી નદી ઉપર હોડી હંકારવાની (boating) કે ક્રિકેટની રમતમાં ભાગ લે છે, અથવા છ સાત માઇલ ફરી આવે છે. રાત્રે ૭ વાગ્યે એક મ્હોટા હૉલમાં ન્હાના મ્હોટા વિદ્યાર્થીઓ તેમજ 'સ્કૉલરો' અને 'ડીન'—સર્વે એકઠા મળી મુખ્ય ખાણું લે છે. ૭ થી ૧૨ (રાતના) એ વખતમાં ઘણું કરી સર્વ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે, કેટલાક 'ડિબેટિંગ સોસાઇટિ'—વાદવિવાદની મંડળીઓમાં જાય છે.

ખર્ચ વિષે બોલતાં મિ. પરાંજપેએ જણાવ્યું કે વર્ષે દિવસે બધા ખર્ચ માટે ૨૫૦ પાઉંડ બસ છે. સ્કૉલર્શિપો પુષ્કળ હોય છે, જેમાંથી એકાદ મેળવી લેવી કઠણ નથી. કૉલેજની રજાઓના વખતમાં વિદ્યાર્થીઓ પોતપોતાને ઘેર જાય છે, એ વખતમાં હિંદુસ્થાનના વિદ્યાર્થીઓ જોવાલાયક સ્થાનો જોવાને નીકળે છે.

જર્મનીની અને ફ્રાન્સની યુનિવર્સિટિઓ સાથે ઇંગ્લેન્ડની યુનિવર્સિટિની સરખામણી કરતાં, મિ. પરાંજપેએ જણાવ્યું કે

જર્મનિમાં વિદ્યાર્થીઓનો વિસ્તાર ઘણો જ હોય છે, અને તેથી ઇંગ્લેન્ડના વિદ્યાર્થીઓ કરતાં ત્યાંના વિદ્યાર્થીઓ વધારે વિદ્વાન નીપજે છે, પણ ઇંગ્લેન્ડના વિદ્યાર્થીઓ જર્મનીના કરતાં વ્યવહાર-કુશળ—દુનિયાદારીના જાણીતા વધારે થાય છે. ફ્રાન્સની યુનિવર્સિટિમાં એક ખાસ બાબત એ છે કે ત્યાં કેળવણી મફત આપવામાં આવે છે.

મિ. પરાંજપેએ આપેલા આ વર્ણનમાં બે ત્રણ વાત ખાસ લક્ષ આપવા જેવી છે. કેમ્બ્રિજની માફક આપણી કોલેજોમાં 'પ્રોફેસર' અને 'ટ્યૂટર' એવા બે વિભાગ પાડવામાં આવે તો ઘણો લાભ થાયઃ ટ્યૂટરો તરફથી વિદ્યાર્થીઓ ઉપર અભ્યાસની અને બીજી બાબતમાં વધારે લક્ષ દેવાય અને પ્રોફેસરો એમનું પોતાનું ખરું કામ—વિદ્યા વધારવાનું અને નવીન જ્ઞાન ઉત્પન્ન કરવાનું—એ સારી રીતે કરી શકે. આપણે આજકાલ સાયન્સ, ઇતિહાસ, અલંકાર વગેરેનાં જે સારાં સારાં પુસ્તકો જોઈએ છીએ, એ ઘણીવાર ત્યાંના પ્રોફેસરોનાં ભાષણોનો અને ટિપ્પણનો સંગ્રહ હોય છે. બીજું—વિદ્યાર્થીઓ રજાના વખતમાં મા, બાપ, ભાઈ, બ્હેન વગેરેની સાથે રહી પ્રેમગૃહ કેળવે એ સારું છે, પણ ચાલતા અભ્યાસના દિવસોમાં કોલેજમાં રહેવું ઘણું જ આવશ્યક છે. અસલના વખતમાં શિષ્ય ગુરુને ત્યાંજ રહેતો એ સુપ્રસિદ્ધ છે–જે વાત શિષ્ય એ अन्तेवासी—પાસે રહેનારો, ગુરુ પાસે રહેનારો–કહેવાતો એ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. વિદ્યાર્થીઓ સાથે રહે—સાથે ચોવીસે કલાકનું જીવન ગાળે—એની એમના પરસ્પરના સ્નેહ ઉપર, એમની સામાન્ય વર્તણુક ઉપર અને વ્યવહારકુશળતા ઉપર સારી અસર થાય છે. આપણે ત્યાં આ લાભ કેટલીક કોલેજોમાં મળે છે પણ હજી બધા વિદ્યાર્થીઓને મળી શકે એટલી સગવડ હોતી નથી. ત્રીજું—આપણા અભ્યાસીઓ રમતગમતમાં થોડો વખત કાઢે છે એ એમના શરીરને નુકશાનકારક છે એટલુંજ નહિ, પણ એમની બુદ્ધિ પણ એથી ગંઠાઇ જાય છે, નિર્બળ પડી જાય છે. બુદ્ધિના

વિકાસ માટે શારીરિક કસરત-તેમાં પણ રમતગમત સાથે જોડાએલી કસરત, જેમકે ક્રિકેટ વગેરેની જરૂર છે. આપણે ત્યાં પ્રાચીનકાલમાં ગુરુને ઘેર શિષ્યો રમવામાં અને અંગકસરતમાં વખત કાઢતા એ વાતમાં મહાભારત વગેરે પુસ્તકોમાં ઘણાં પ્રમાણો છે. આપણા હાલના બાળકોમાંથી આ વૃત્તિ કેમ જતી રહી એ આશ્ચર્ય જેવું છે.

( વસન્તઃ વર્ષ ૧, અંક ૫; જ્યેષ્ઠ, સં. ૧૯૫૮ )

## ન્યયૉર્કમાં કેળવણી

“The World's Work” નામના ચોપાનિયાના જૂન માસના અંકમાં ન્યૂયૉર્કની કેળવણી સંબંધી કેટલીક માહિતી આપી છે એ વાંચીને આપણા દેશની કેળવણીની સ્થિતિ વિષે બહુ ખેદ થાય છે. એમાં જણાવે છે કે ન્યૂયૉર્ક દર વર્ષે એની ‘પબ્લિક સ્કૂલો’ ઉપર લગભગ ૭૫ લાખ પાઉંડ ખર્ચે છે અને એટલાથી ૧૨ાા લાખ છોકરાં કેળવણી પામે છે—એટલે દરેક દીઠ વર્ષે દહાડે ૫-૬ પાઉંડ ખર્ચ થાય છે. પુખ્ત વયના માણસોની કેળવણી માટે પણ યોજના છે, જેનો લગભગ ૨૦ લાખ માણસ લાભ લઈ શકે છે. ન્યૂયૉર્ક શહેરમાં મફત ભાષણો આપવામાં આવે છે, અને એ ભાષણો વધારે સહેલાઈથી સમજાય અને રસિક થઈ પડે એટલા સારુ એમાં ‘મેજિક લૅન્ટર્ન’નો ઉપયોગ કરવામાં આવે છે. ડૉકટર હેન્રિ લિપ્ઝિજર અને ડૉકટર બિફ્મોર એ બે ગૃહસ્થોએ ઇ. સ. ૧૮૮૨ માં આ ભાષણોની શરૂઆત કરી હતી, તે વખતે એના

માત્ર ૨૮ જ શ્રોતાજનો હતા! આજ એ સંસ્થા એવી વધી ગઈ છે કે ન્યુયૉર્ક આજ એની પાછળ વર્ષે દહાડે ૮૦૦૦ પાઉંડ ખર્ચે છે, અને એનો લાભ ૨૫૦૦૦ શિક્ષકો અને હજારો લોકો લે છે. પ્રોફેસર બિકૂમોર આ ભાષણો માટે દરેક વર્ષે લગભગ ૨૪૦૦૦ 'મેજિક લેન્ટર્ન'ના કાચ તૈયાર કરે છે, અને એમાં એવા સુન્દર રંગ પૂરેલા હોય છે કે લોકોને એ બહુ આકર્ષક થાય છે. આ ઉપરાંત ત્યાંની કોર્નેલ યુનિવર્સિટિ તરફથી યુનિવર્સિટિ બહારના લોકોને કૃષિશાસ્ત્રનું શિક્ષણ આપવામાં આવે છે. એ શિક્ષણ માટે વર્ષે દહાડે ૭૦૦૦ પાઉંડ ખર્ચાય છે. હાલ એના વાચનવર્ગમાં ૩૦ હજાર ખેડુતો અને ૮૦૦૦ ખેડુતોની સ્ત્રીઓ છે. ખેડુતની કલબોમાં અને મેળાવડાઓમાં કૃષિશાસ્ત્રની ખરી ઉપયોગી બાબત ઉપર હજારો ભાષણો અપાય છે. શિયાળામાં લગભગ ત્રણ મહિના ખેડુતોને યુનિવર્સિટિની અંદર મફત ભાષણો મળે છે. દરેક મેમ્બરે દર માસે ખેતી સંબંધી મુખ્ય અધિકારીને એક પત્ર લખવો પડે છે—અને તે સિવાય ખેડુતો સાથે ખેતીના વિષયમાં બીજો પરચુરણ ખાનગી પત્રવ્યવહાર પણ ચાલે છે: પ્રતિવર્ષ આવા પાંચ દસ હજાર પત્રો ખેડુતોને એમના પ્રશ્નોના જવાબમાં લખાય છે. વળી ગામે ગામ ફરતી (Travelling) લાયબ્રેરિઓની એક યોજના છે. વેરો ભરનાર પચીસ ગૃહસ્થોની માગણી થતાં, એક પાઉંડ ભરવાથી, જે ગામ જોઇએ તે ગામ ચોપડીઓ મોકલી આપવામાં આવે છે. આ વર્ષે ગામડાંની ન્હાની લાયબ્રેરિઓની મદદ માટે ૧૦ હજાર પાઉંડ કાઢ્યા છે.

આવી કેળવણીની સંસ્થા ગ્રેટબ્રિટનમાં પણ નથી, તો હિંદુસ્થાનમાં થવાની તો શી આશા? પણ જોકે આવી મ્હોટા પાયા ઉપર સંસ્થાઓ રચવી અત્રે અશક્ય છે, તથાપિ એ પદ્ધતિ ઉપર આપણે ત્યાં ઘણું થઈ શકે એમ છે. સર્વ કરતાં, ખેતી સંબન્ધી શિક્ષણની ઘણી આવશ્યકતા છે, અને સરકાર ધ્યાનમાં લે તો ઉપર

બતાવેલી યોજના અમલમાં મૂકી શકે. બંગાળામાં હવે "કૃષક" નામનું એક પત્ર નીકળે છે અને સેન્ટ્રલ પ્રોવિન્સિઝ (મધ્યપ્રાન્ત) માં સરકાર તરફથી કૃષિ સંબન્ધી એક ચોપાનિયું પ્રસિદ્ધ થવા માંડ્યું છે. પણ અત્રે વિચાર આવે છે કે જે દેશમાં ખેડુતોને લખતાં વાંચતાં પણ નથી આવડતું ત્યાં ચોપાનિયાંથી પણ કેટલો ફાયદો થઇ શકશે? ખેડુતો સાથે નિકટ સંબન્ધમાં આવે એવી સંસ્થાઓ ઉત્પન્ન થવાની બહુ જરૂર છે.

(વસન્તઃ વર્ષ ૧, અંક ૬; આષાઢ, સંવત ૧૯૫૮)

## ક્રિકેટ વગેરે રમતો

ડોક્ટર મેગ્વાયર નામના એક વિદ્વાને "ઇંગ્લંડની લશ્કરી કેળવણી" ઉપર એક આર્ટિકલ લખ્યો છે. એમાં ક્રિકેટ–ફૂટબોલ વગેરે રમતો લાભકારક છે કે કેમ એ વિષે કેટલીક આશ્ચર્યજનક ચર્ચા કરી છે. એ જણાવે છે કે આજકાલ આવી 'રમતોનો પંથ" નીકળ્યો છે એ તદ્દન હાનિકારક છે. ઇટન સ્કૂલની ક્રિકેટમાં રમનારા છોકરાઓએ વોટર્લુની લડાઇમાં ફતેહ મેળવી હતી એમ ડયૂક ઑફ વેલિંગ્ટને કહેલું કહેવાય છે—પણ એ વાત તદ્દન ખોટી છે એમ ડો. મેગ્વાયર જણાવે છે. એ તો ત્યાં સુધી કહે છે કે મ્હોટા જનરલો (સેનાપતિઓ) હંમેશાં "પુસ્તકના કીડા" અર્થાત્ વાંચનના અત્યન્ત શોખીન હતાઃ એલેગ્ઝાન્ડરનો વિદ્યારસ જગવિદિત છે; સીઝર અને એની પછીના રોમન રાજાઓ, સલાદ્દિન અને તૈમુર લંગ જેવા પુષ્કળ ભણેલા હતા; ઇંગ્લંડનો રાજા રિચર્ડ કયૂરડિલાયન જે લડવઇઆ તરીકે મશહૂર છે એ ભણેલો હતો; જર્મનિનો ફ્રેડરિક ધી

ગ્રેટ અને સ્વીડનનો બારમો ચાર્લ્સ એ ઉત્તમ પંડિતો હતા; નેપો-લિયન 'પુસ્તકોનો કીડો' હતો; અને વેલિંગ્ટન લાગલાગટ દિવસના ચાર કલાક લશ્કરી-સાહિત્ય વાંચવામાં કાઢતો. ક્લાઇવ, વૂલ્ફ, કૂટ, નેપિયર, લોરેન્સ, હેવલોક વગેરે સેનાપતિઓ જેમણે અનેક રણ-ક્ષેત્રમાં વિજયો મેળવ્યા છે એમાંથી એકે ન્હાનપણામાં રમેલો ન હતો; અને હાલમાં લોર્ડ રોબર્ટ્સ, કિચનર વગેરેનું પણ લગભગ એ જ પ્રમાણે છે. ડૉ. મેગ્વાયર કહે છે કે આ વાત માત્ર લશ્કરી બાબતમાં જ સાચી છે એમ નથી, પણ બીજા સર્વ ધંધાઓમાં પણ જેઓએ નામ કાઢ્યાં છે તેઓએ ન્હાનપણમાં રમતોમાં ભાગ લીધો નથી. રમવાની હદ ૧૮ વર્ષ સુધીની એ બાંધે છે.

રમતો સંબંધી ડૉ. મેગ્વાયરની આ ટીકા આપણે અમુક હદ સુધી જ સ્વીકારવા જેવી છે. ઇંગ્લંડમાં આ રમતોનો શોખ એટલો બધો વધી ગયો છે કે આવી ટીકાની ત્યાં જરૂર છે. આપણે ત્યાં બાળકોનાં શરીર કેવળ વિદ્યાભ્યાસથી—અને તે પણ ઘણે ભાગે જીવનના રણક્ષેત્રમાં નકામા અને નિર્બળ એવા વિદ્યાભ્યાસથી—તવાઈ જાય છે, અને રમત તરફ એમને વાળવાની ઘણી જરૂર છે. એક કોટડીમાં ભરાઈ રહેવું અને મગજ બગાડવું, નિરર્થક વાતોમાં વખત ગાળી વિચારબળ ક્ષીણ કરવું એ કરતાં દિવસના બે ચાર કલાક ખુલ્લી હવામાં આનંદ સાથે કસરત લેવી અને શરીર અને મગજ તાજાં કરવાં એ શું ખોટું? પ્રતિહાસમાં, જેમ ભણેલા યોદ્ધાઓનાં નામ છે તેમ અભણ યોદ્ધાઓનાં પણ છે: ફક્ત નામા-વલિ ઉપરથી, સારી અંગકસરતના સ્પષ્ટ ફાયદાઓ તરફ આંખ મીંચવી એ યોગ્ય નથી.

(વસન્તઃ વર્ષ ૧, અંક ૭; શ્રાવણ, સંવત ૧૯૫૮)

## હિન્દી સંસારસુધારા સમાજ

### ( પ્રમુખ—ડૉક્ટર ભાંડારકર—નું ભાષણ, અને એ ઉપર બે બોલ )

" In conclusion, allow me to remind you that the great discovery of the nineteenth century-the law of evolution is receiving confirmation from every side. The law implies that there has been throughout the universe a progress in the material as well as a spiritual world from the simple to the complex, from the dead to the living, from good to better, from the irrational to the rational. This is the law of God, and if, instead of obstinately clinging to what is bad and irrational we move forwardly to what is good and rational we shall be obeying the law of the universe and co-operating with God. If, however, we continue to go down from what is bad to what is worse, from good to bad and from rational to irrational, as we have been doing for so many centuries, we shall have to seek another universe to live in."

—Dr. Bhandarkar

"છેવટે, આપને એટલું સ્મરણ કરાવવા દો કે ઓગણીસમી સદીની મ્હોટી શોધ—પરિણામવાદનો નિયમ ચારે તરફથી સિદ્ધ થતો આવે છે. એ નિયમનું તાત્પર્ય એવું છે કે આખા વિશ્વમાં—ભૌતિક જગતમાં તેમ જ આધ્યાત્મિક જગત્માં—એકતામાંથી અનેકતા તરફ અર્થાત્ સાદાઈમાંથી ગુંથણી તરફ, જડમાંથી ચેતન તરફ, સારામાંથી વધારે સારા તરફ, બુદ્ધિહીનતામાંથી બુદ્ધિમત્તા તરફ વિકાસ થતો જાય છે. આ પરમાત્માનો નિયમ છે. ખરાબ અને બુદ્ધિહીનતાના માર્ગને દુરાગ્રહથી વળગી ન રહેતાં, સારા અને બુદ્ધિમત્તાના માર્ગ તરફ પ્રયાણ કરીએ તો આપણે વિશ્વનો નિયમ પાળ્યો, અને પરમાત્માની સાથે ચાલ્યા એમ કહેવાય. પણ જો આપણે, આટલાં બધાં વર્ષોથી કરતા આવ્યા છીએ તેમ, વધારે ને વધારે ખરાબ થયા કરીએ–સારામાંથી ખરાબમાં, બુદ્ધિના માર્ગમાંથી મૂર્ખતાના માર્ગમાં–ઉતરતા જઈએ, તો આપણે રહેવા માટે બીજી જ દુનીઆ શોધી કાઢવી જોઈએ"

—ડૉ. ભાંડારકર

૧. ગઈ "હિન્દી સંસારસુધારા સમાજ"ની બેઠકમાં પ્રમુખ-સ્થાન આપણા વૃદ્ધ પ્રતિષ્ઠિત અને નિર્ભય સુધારક ડૉકટર ભાંડાર-કરને આપવામાં આવ્યું હતું. પ્રમુખ તરીકે એ વિદ્વાને કરેલું ભાષણ 'પ્રાચીન'—'નવીન' ઉભય પક્ષે વિચારવા જેવું હતું. ગૃહ અને સમાજરૂપ સંસાર એક પટ છે, જેના ઉપર દરેક પ્રજાનું રાજકીય બન્ધારણ એક ચિત્ર માફક આધાર રાખે છે—એ સંસારસુધારાના આદ્ય સૂત્રથી ડૉકટર ભાંડારકરે પોતાના ભાષણ-નો આરંભ કર્યો. દરેક શાસ્ત્ર–ભૂમિતિ, ખગોળ વગેરે–અમુક વસ્તુઓને અને સંબન્ધોને સિદ્ધવત્ ( postulates રૂપે ) માની લઈ પ્રવર્તે છે, અને એ રીતે ડૉકટર ભાંડારકરને સંસારસુધારાના ભાષણમાં પૂર્વોક્ત સૂત્રને સિદ્ધવત્ માની લેવાનો હક હતો.–જો કે

**સંસારસુધારાનું આદ્ય સૂત્ર**

વસ્તુતઃ, જેમ સર્વ શાસ્ત્રનાં postulates–સિદ્ધવત્ સ્વીકારેલાં તત્ત્વો–ની પાછળ વિચાર ચલાવતાં એક અખંડ તત્ત્વ આવી ઊભું રહે છે, તેમ ગૃહ–સમાજ–રાજ્ય આદિ સંસ્થાઓનાં સ્વતન્ત્ર શાસ્ત્રોની પર જઈ વિચાર કરતાં એ સર્વનો પરસ્પર આશ્રયાશ્રયિભાવ સંબન્ધ નજરે પડે છે: અર્થાત્ સર્વ મળી એક અખંડ વસ્તુ બને છે એમ સમજાય છે–તથાપિ સંસારસુધારાના ભાષણમાં ભાષણકર્તા સંસારસુધારાનું ગૌરવ વધારે એમાં અનૌચિત્ય નથી.

**સંસાર સુધારાની બાબતો.**

૨. આપણી સામાજિક સ્થિતિનું પરમ દૂષણ જે અસંખ્ય નાત જાતના વિભાગ ત્યાંથી ઉપડી, ડૉ. ભાંડારકરે સુધારાની વિવિધ બાબતો ગણાવી : હિન્દુસ્થાનમાં જૂદી જૂદી લગભગ ૫૦૦૦ નાતો છે, જેઓ વચ્ચે પરસ્પર વ્યવહાર નથી, જેથી કન્યા આપવા લેવામાં ઘણી અડચણો પડે છે; નીચલી નાતોને બહુ દબાએલી સ્થિતિમાં રાખવામાં આવે છે, એમને કેળવણી અપાતી નથી, એમને અડવાથી અભડાઇએ એમ મનાય છે, અને એ લોકો ક્રિશ્ચિયન ધર્મમાં જતા રહે છે; સ્ત્રીઓની છેક અલ્પ સંખ્યા કેળવણી લે છે, અને સ્ત્રીકેળવણીને અભાવે બુદ્ધિ અને નીતિની અડધી સમૃદ્ધિ ખોવામાં આવે છે; છોકરાઓ અને ખાસ કરી છોકરીઓ બહુ ન્હાની ઉમ્મરે પરણાવાય છે, એથી દેશની શારીરિક ક્ષીણતા થાય છે: છોકરીઓને ન્હાનપણમાં પરણાવવાથી એમનું શિક્ષણ વહેલું (બાર વર્ષની ન્હાની વયે) અટકી પડે છે; બાળવિધવાઓને પરણાવવાની છૂટ ન હોવાથી તેઓને દુઃખમાં અને અનીતિમાં દહાડા કાઢવા પડે છે; સમુદ્રયાનની મના હોવાથી લોકનો આર્થિક ઉત્સાહ–પરાક્રમ–સાહસની વૃત્તિ કુંઠિત રહે છે–ઇત્યાદિ.

૩. આ પ્રમાણે સંસારસુધારાની મુખ્ય બાબતોનું સૂચન કરી

**સંસારસુધારાનો હેતુ : દેશહિત**

જઇને, ડૉકટર ભાંડારકરે એક બહુ જ મુદ્દાનો પ્રશ્ન ચર્ચ્યો. કેટલાક તરફથી એમ કહેવામાં આવે છે કે સંસારસુધારો તો વિધવા વગેરેનાં —તે તે વ્યક્તિઓનાં સમસ્ત દેશનાં નહિ પણ અમુક મનુષ્યોનાં—દુઃખો ટાળવા માટે છે, એને સમગ્ર દેશના હિત સાથે કાંઈ જ લેવા દેવા નથી. આ આક્ષેપનો ઉત્તર આપતાં ડૉકટર ભાંડારકરે જણાવ્યું :—

" સંસારસુધારો એ સમસ્ત દેશના હિતની હિલચાલ છે; અને ૧૮૫૩થી હું આ પ્રમાણે માનતો આવ્યો છું. સંસારસુધારામાં આખા દેશનો પ્રશ્ન રહેલો છે એ વાત પર ભાર મૂકીને, આ મ્હારો વિચાર મેં શોલાપુરમાં (ગઈ પ્રાન્તિક સંસારસુધારા સમાજની બેઠકમાં) જણાવ્યો હતો. આમાં હું કાંઈ પણ નવું પહેલી વાર જ કહું છું એમ મારા ધારવામાં નહતું. છતાં, મને આશ્ચર્ય લાગે છે કે કેટલાકે એમ માન્યું! જેઓને આ મારો વિચાર પસન્દ પડયો તેમને તો મારે કાંઈ કહેવાનું નથી. પણ કેટલાક એમ માને છે કે સંસારસુધારાને—જેમકે વિધવાવિવાહને—દેશહિત સાથે કાંઇ જ સંબંધ નથી, માત્ર બાળવિધવાઓનાં દુઃખ ટાળવા માટે જ એ હિલચાલ છે. આ લોકોની સમજણ પ્રમાણે અમુક માણસોનાં દુઃખનું નિવારણ એ સંસારસુધારાનો હેતુ છે. સમુદ્રપ્રયાણ કરી પરદેશ (ઇંગ્લેન્ડ વગેરે દેશ) જવાની છૂટ થાય એ સુધારકો માગે છે, પણ એમ છૂટ ન હોવાથી જે પરદેશ જનારાઓને નાતજાતનું દુઃખ પડે છે એમનું દુઃખ મટાડવું એ સુધારકોનો હેતુ નથી. એ જ પ્રમાણે ઘણા દાખલાઓ આપી શકાય. જ્ઞાતિભેદ એ દુઃખનું કારણ નથી, છતાં સુધારક જ્ઞાતિભેદ તોડવા માગે છે. અસલના બૌદ્ધોએ—ખાસ કરીને ઉત્તર હિન્દુસ્થાનના બૌદ્ધોએ—પરદુઃખનિવારણને પરમ કર્તવ્ય માન્યું હતું. પારકાનું સુખ કરવા માટે તેઓએ પ્રાણાર્પણ સુદ્ધાં કર્યું હતું—છતાં એમણે જ્ઞાતિભેદ ટાળવા રીતસર યત્ન કર્યો ન હતો; જો કે માંહોમાંહ્ય બૌદ્ધ ભિક્ષુકો જ્ઞાતિભેદ માનતા નહતા. હું એમ

કહેવા નથી માગતો કે પારકાના દુઃખ માટે દયા એ સ્વતઃ પ્રવર્તક હેતુ નથી. ખરેખર એ ઊંચામાં ઊંચો હેતુ છે, અને એ તરફ દુનીઆએ વળવા પણ માંડ્યું છે—જો કે એમાં મને લાગે છે કે ખરી કૃતિ કરતાં ખાલી વાતો વધારે થાય છે : યુનાઇટેડ સ્ટેટ્સના પ્રેસિડન્ટ રૂસવેલ્ટે ત્યાંની હબસી પ્રજા તરફ ન્યાય અને નિષ્પક્ષપાત વર્તન કરવા જે જે યત્નો કર્યાં હતા, એ તરફ યુનાઇટેડ સ્ટેટ્સના લોકોએ કેવી વૃત્તિ દેખાડી એ તમે જાણો છો! પણ પારકાનાં દુઃખો માટે દરકાર–દયા જ એ જ જો સંસારસુધારાનો હેતુ હોય તો આપણે આપણા યત્નો હિન્દનિવાસીઓ માટે જ શા સારૂ કરીએ છીએ?—ચીન અને યૂરોપના લોક માટે શા માટે નથી કરતા? પરદુઃખનિવારણનો આ ઊંચામાં ઊંચો હેતુ પણ આપણે વ્યવહારમાં—કૃતિમાં લોક માટે જ રાખવો પડે છે. એટલે આ રીતે જોતાં સંસારસુધારો એ દેશહિતની (મનુષ્યજાતિના હિતની નહિ, પરદુઃખ-નિવારણની નહિ, પણ સ્વદેશહિતની) હિલચાલ લાગે છે."

સંસારસુધારાને સમગ્ર દેશહિત સાથે કાંઈ જ સંબન્ધ નથી એમ કહેનારાઓને આ પૂરતો જવાબ છે : પણ આ જવાબ જેમ એક તરફથી સંસારસુધારાને નકામો ગણી કાઢનારાઓને લાગુ પડે છે, તેમ બીજી તરફથી દેશહિતનો ઉદ્દેશ નજર આગળથી ભૂલી જઈ માત્ર તે તે સંસારસુધારાઓને જ કર્તવ્ય ગણનારાઓને પણ ખોટા ઠરાવે છે. દેશહિતના ઉદ્દેશ ઉપર ભાર મૂકવામાં ડૉક્ટર ભાંડારકરે એક સામાન્ય સત્ય જ જણાવ્યું છે, એમ સમજવાનું નથી. સંસારસુધારાની આજ સુધી ચાલતી પ્રવૃત્તિનું ખરું પ્રયોજન, એનો પ્રબળ હેતુ શોધી કાઢી, એ પ્રવૃત્તિને નવીન બળ આપ્યું છે એમ કહીએ તો ચાલે. 'દેશહિત' એ સ્પષ્ટ રીતે રાજકીય ભાવના છે, અને સંસારસુધારાનો એ જ પરમ હેતુ છે એમ જણાવી, ડૉક્ટર ભાંડારકરે સંસારસુધારાને રાજકીય સ્વરૂપ આપ્યું છે. એટલું જ નહિ પણ ડૉ. ભાંડારકરે શોલાપુરમાં મળેલી બેઠક વખતે જણાવેલો

એક વિચાર પણ આ સાથે જ યાદ રાખવાનો છે : એ પ્રસંગે એ વિદ્વાને જણાવ્યું હતું કે જ્ઞાતિભેદ વગેરે પાશ્ચાત્ય પ્રજાઓમાં પણ હતું. પરન્તુ અત્રે દેશહિતની ભાવનાને અભાવે એ વલણ આગળ વધી અસંખ્ય નાતજાતો પડી, અને રોમ વગેરેમાં દેશહિતની ભાવનાએ એ અનિષ્ટ પરિણામ અટકાવ્યું. અર્થાત્ આમાંથી ફલિત એ થાય છે કે સંસારસુધારો એ જેમ એક તરફથી આરંભમાં જણાવ્યા પ્રમાણે રાજકીય ચિત્રના પટસ્થાને છે, તેમ બીજી તરફથી સાંસારિક અવનતિ અને રાજકીય ભાવનાના અભાવને લીધે ઉદ્ભવે છે : સંસાર ( ગૃહ અને સમાજ ) અને રાજ્ય બંને એક બીજાની અપેક્ષા કરે છે. આ સિદ્ધાન્ત કેવળ સંસારસુધારકોને—જેઓ રાજકીય બાબતો સરકારને સોંપી દઈ વિધવાવિવાહ કરાવવામાં જ સર્વની કૃતકૃત્યતા માને છે એઓને—અનિષ્ટ લાગશે, પણ એ સિદ્ધાન્ત ડૉકટર ભાંડારકર જેવા પ્રતિષ્ઠિત સંસારસુધારકના ભાષણોમાંથી નીકળી આવે છે એ યાદ રાખવા જેવું છે.

૪. આ પ્રમાણે સંસારસુધારાનો ઉદ્દેશ સ્પષ્ટ કરી, ડૉક્ટર ભાંડારકરે સર્વને વિચારપૂર્વક કૃતિપરાયણ થવા ઉદ્બોધન કર્યું :

**વિચાર અને યત્નની આવશ્યકતા; એને અભાવે થતાં માઠાં પરિણામના દાખલા; બાલવિવાહ આદિનો મૂળ હેતુ અને એનો અત્યાચાર**

એમણે જણાવ્યું કે કેટલાક લોક એમ માને છે કે આજકાલ એવાં નવાં કારણો ઉત્પન્ન થયાં છે કે જેઓ એની મેળે જ સુધારો ઉત્પન્ન કરશે, અને તેથી આવી સભાઓ અને મંડળોનું કાંઇ જ પ્રયોજન નથી ! તેઓ કહે છે કે આપણે પાશ્ચાત્ય પ્રજાઓની સાથે સંબન્ધમાં આવ્યા છીએ, સ્કૂલોમાં અને કોલેજોમાં આપણને અંગ્રેજી શિક્ષણ મળે છે, અંગ્રેજ સરકાર બ્રાહ્મણ અને ઢેઢ સાથે સાથે એક જ બાનામાં બેસે છે, અંગ્રેજી રાજ્યની શાન્તિને લીધે વસ્તી વધતી

જાય છે અને તેથી બ્રાહ્મણોને પણ કડીઆ, સુતાર, દરજી વગેરેના ધંધા કરવા પડે છે–ઇત્યાદિ સુધારાનાં કારણોએ એની મેળે જ આપણી રીતભાત ઉપર અસર કરી છે, એટલે બુદ્ધિ અને યત્ન-પુરઃસર સુધારો કરવાની શી જરૂર છે? આના ઉત્તરમાં ભાંડારકર યથાર્થ કહે છે કે—"આ સર્વની આપણી રીતભાત ઉપર બેશક અસર થવા માંડી છે, પણ આપણી હાલ તુરતની જરૂરિયાત પૂરી પડશે એટલે એ શક્તિઓનો વેપાર બન્ધ પડવાનો–એનાથી કાંઈ વ્યવસ્થિત પદ્ધતિસર સુધારો આપણને મળશે નહિ. બીજું–સંસારસુધારો જો આ કારણોની સ્વાભાવિક અસરને જ સોંપી દેશો તો એ ક્રિયામાંથી હંમેશાં ડાહ્યું પરિણામ જ નીકળશે એમ ભરોસો રાખી શકાશે નહિ. આપણી હાલની પરિસ્થિતિથી જે ફેરફારો થવાનો સંભવ છે એ સારા હોય તેમ જ ખોટા પણ હોય. આ સંબંધમાં ઘણીવાર એમ બોલવામાં આવે છે કે 'વખત વખતનું કામ કરશે જ'—કાળે કરી જરૂરના ફેરફારો એની મેળે થશે. પણ વખત–કાળ એ કાંઈ શક્તિ નથી. એ તો ફક્ત એક બનાવને બીજા બનાવથી જૂદો ઓળખાવવા માટે બુદ્ધિની યોજના છે. જે પરિસ્થિતિમાં માણસો આવ્યાં હોય છે, એ પરિસ્થિતિ મનુષ્યહૃદયના અમુક અમુક ઉદ્દેશો–પ્રવર્તક–પ્રયોજક હેતુઓને બહાર લાવે છે, અને એ હેતુમાં કાર્યોત્પાદક શકિત રહેલી છે. માટે જો કાળ કાંઇ ફેરફાર કરે છે, તો તે મનુષ્યના હેતુઓ દ્વારા જ કરે છે. હવે મનુષ્યના હેતુઓમાં નીચ હેતુ–નીચ છતાં–ઉચ્ચ હેતુ કરતાં હંમેશાં વધારે પ્રબળ હોય છે, તેથી જો તમે મનુષ્યવૃત્તિને એનો સ્વાભાવિક માર્ગ જ લેવા દેશો તો પરિણામ એ આવશે કે નીચ હેતુ જ વિજયી નીવડશે અર્થાત્ સ્વાભાવિક રીતે જે ફેરફાર થશે તે હંમેશાં સારા ડહાપણવાળા જ નહિ થાય. માટે આપણી સ્થિતિથી ઉપર જણાવેલાં કારણોથી જે ફેરફાર ઉપજે એ સારા ડહાપણવાળા ઉપજે એટલા સારુ, કયા ફેરફાર આપણે જોઇએ છે અને કયા નથી જોઇતા એ ચર્ચા કરીને નક્કી

કરવાની જરૂર છે—અર્થાત્ સામાજિક સુધારાને એની મેળે થવા ન દેતાં, વિચાર અને સદસદ્‌ના વિવેકને ધોરણે કરવા એ જરૂરનું છે.

ડૉકટર ભાંડારકરના આ ઉત્તરમાં બે પ્રકારના લોકો માટે બોધ રહેલો છે. કેટલાક બધું કર્તવ્ય વખતને સોંપી પોતાની કાંઈ જ જવાબદારી રાખતા નથી તેઓ જેમ ભૂલ કરે છે, તેમ એ બીજા લોકો પણ ભૂલ કરે છે કે જેઓ આજકાલ જે જે ફેરફાર સ્વાભાવિક રીતે ઉદ્‌ભવી આવે છે એ સર્વ સુધારા જ એમ માને છે. પહેલી તરેહની ભૂલ 'પ્રાચીન'—'નવીન' એ બે માર્ગની વચમાં નિર્જીવ જીવન ગાળનારાઓ કરે છે, અને આપણા જનમંડળમાં આવો મ્હોટો વર્ગ છે. બીજી ભૂલ અવિચારશીલ સુધારકો કરે છે, જેઓ એમ માનતા જણાય છે કે પાશ્ચાત્ય પ્રજાની જોડે સંબન્ધમાં આવવાથી આપણામાં સ્વાભાવિક રીતે જે જે ફેરફાર થાય છે એ સારા જ થાય છે, અને સુધારાવાળાઓનો એક ખોટો સિદ્ધાન્ત પણ કાળબળે કરીને ફાવી જતો હોય તો એમાં એ સિદ્ધાન્તનું જાણે ખરાપણું જ સાબિત થાય છે! આ બંને પક્ષે ડૉકટર ભાંડારકરના ઉપરના શબ્દો ખૂબ મનન કરવા જેવા છે.

ત્યારપછી ડૉકટર ભાંડારકરે આપણા પહેલાંના ઇતિહાસમાંથી કેટલાક દાખલા આપ્યા, અને બતાવ્યું કે જે ફેરફાર આપણે વિચારપુરઃસર કરતા નથી પણ એની મેળે જે થાય તે થવા દઇએ છીએ એ ઘણીવાર ખોટા અને દુષ્ટ હોય છે. એક દાખલો એમણે 'કાનીન પુત્ર'નો આપ્યો. પરણતા પહેલાં કન્યાને પેટે જન્મેલો પુત્ર એ 'કાનીન' કહેવાય છે—જેને કેટલાક સ્મૃતિકારો જનક પિતાનો પુત્ર માને છે અને કેટલાક એની માતાને પછીથી પરણનાર પતિનો પુત્ર માને છે. આ "કાનીન પુત્ર" માટે સ્મૃતિકારોએ સ્પષ્ટ વ્યવસ્થા કરી છે, એ ઉપરથી એનું અસ્તિત્વ કેટલું હશે એનું અનુમાન થઈ શકે છે. આ 'કાનીન પુત્ર'ના અસ્તિત્વ ઉપરથી એટલું સમજાય છે કે મ્હોટી ઉમ્મરે કન્યાઓમાં પરણાવવાનો જે રિવાજ હતો એનું

કાળે કરી ખોટું પરિણામ આવ્યું, અને કન્યાઓમાં અનીતિ દાખલ થઈ. વગર વિચારે મ્હોટી ઉમ્મરે કન્યાને પરણાવવાના રિવાજને અન્ધતાથી વળગી રહેવાનું આ પરિણામ હતું. આગળ જતાં આ દુષ્ટ પરિણામ મટાડવા માટે કેટલાક શાસ્ત્રકારોએ બાળવિવાહવિધિ રચ્યો છે. એ જોતાં એમ જણાય છે કે તેઓના વખતમાં કન્યા મ્હોટી ઉમ્મરે પરણાવવામાં આવતી. બીજા કેટલાક ઋષિઓ એ સામાન્ય નિયમ બતાવી પછી ઉમેરે છે કે ‘છોકરી મ્હોટી થતા પહેલાં—રજોદર્શન પહેલાં પરણાવાય તો સારું.’ વળી બીજા કેટલાક ઋષિઓ એવા પણ જોવામાં આવે છે કે જેઓ આ નવીન રિવાજ-કન્યા મ્હોટી થતા પહેલાં પરણાવવાનો રિવાજ નાપસંદ કરે છે, અને સ્પષ્ટ રીતે કહે છે કે કન્યાને મ્હોટી થયા પછી જ પરણાવવી. આ સમય સુધી, આ નવો રિવાજ ડહાપણના કાબૂમાંથી ખસી ગયો ન હતો. પણ પછીથી એ ખસી ગયો, અને રખેને કન્યા અનીતિ કરે એટલી વાત ઉપરજ લક્ષ અપાયું અને આ રીતે બાળપણમાં કન્યા પરણાવવાનો રિવાજ જામી ગયો. કન્યાકાળ દિનપરદિન ઘટતો ગયો, અને હવે તો બે ચાર મહિનાની બાળકીને પણ પરણાવવામાં આવે છે. આ રીતે વિચાર અને વિવેકના કાબૂને અભાવે સારા ઉદ્દેશથી દાખલ કરેલો રિવાજ પણ કાળને સોંપી દેવાથી એની યોગ્ય હદ ઉલ્લંઘી ગયો, અને ખરાબ થયો. એ જ પ્રમાણે છોકરીઓને દૂધ પીતી કરવાનો રિવાજ તથા એક પતિને સો સો કન્યાઓ પરણાવવાના રિવાજ મૂળ તો સારા હેતુથી જ ઉત્પન્ન થયા હતા. છોકરીઓને પરણાવવી તો સારા માણસને ઘેર જ પરણાવવી એ મૂળનો સારો ઉદ્દેશ–વિચારવાનો કાબૂ ખસી જતાં—ભૂલાઈ ગયો, અને એનો અત્યાચાર થઇ, નીચ કુળમાં કન્યા આપવા કરતાં એને મારી નાંખવી સારી એવી ભ્રાન્તિ દાખલ થઈ. એ જ રીતે સ્ત્રીની પવિત્રતા પરિપૂર્ણ રીતે સાચવવાના ઉત્તમ ઉદ્દેશથી વિધવાવિવાહનો નિષેધ દાખલ થયો પણ એથી કાળે કરી બીજાં અનિષ્ટ પરિણામ નીપજ્યાં એ ઉપર

કોઈએ લક્ષ ન આપ્યું. તેમ જ આપણે આજકાલ જે અસંખ્ય નાતો જોઈએ છીએ એ શુદ્ધ રહેવાના ઉદ્દેશથી નીપજી હતી, પરન્તુ એથી રાષ્ટ્રિય હિતને કેવું નુકશાન થાય છે એ વિચાર નજર આગળ રહ્યો નથી.

આ પ્રમાણે ડૉક્ટર ભાંડારકરે અનેક દાખલાઓ આપીને બતાવ્યું કે સારા ઉદ્દેશથી દાખલ થએલા રિવાજો પણ, એ ઉપર યોગ્ય દેખરેખ રાખવામાં ન આવે તો, બગડી જાય છે. માટે આપણી ફરજ છે કે કાળને આધારે બેસી ન રહેતાં વિચાર અને વિવેકપુરઃસર તે તે સમયને ઉચિત સુધારા કરવા જોઈએ ડૉક્ટર ભાંડારકરે આપણી પ્રાચીન સંસ્થાઓનો તે તે સમયને માટે કરેલો બચાવ સર્વ સુધારકોએ ધ્યાનમાં રાખવા જેવો છે. મિ. જસ્ટિસ રાનડે એ પ્રાચીન આર્યાવર્ત માટે—આપણા ઋષિઓની દીર્ઘદૃષ્ટિ માટે અને એમના ઉદાર સમયાનુસારિત્વ માટે—વખતોવખત જે દર્શાવ્યું હતું, એમાં જેઓને એ મહાશયના સ્વદેશાભિમાનનો ખોટો વેમ જણાતો હોય તેઓ ડૉ. ભાંડારકરે ઉપર જણાવેલી હકીકત લક્ષમાં લેશે તો તેઓને ખાતરી થશે કે મિ. રાનડેનાં એ ભાષણો અક્ષરશઃ સત્ય હતાં. આપણા પ્રાચીન રિવાજો મૂર્ખ, સ્વાર્થી અને નિર્દય બ્રાહ્મણોએ રચેલા હતા એમ ડૉ. ભાંડારકરના આ સપ્રમાણ અને પ્રતિષ્ઠિત વિવેચન પછી કોઈ જ કહી નહીં શકે.

**સુધારાના બે ઉદ્દેશ**

૫. આગળ ચાલતાં, ડૉક્ટર ભાંડારકરે સુધારાના બે ઉદ્દેશો બતાવ્યા : (૧) વર્તમાન દોષો દૂર કરવા, અને (૨) નવા ઉપજેલાં કારણોમાંથી જે દોષો એની મેળે ઉત્પન્ન થવાનો સંભવ છે એને અટકાવવા. આમાંના પહેલા ઉદ્દેશના સંબન્ધમાં ડૉ. ભાંડારકર કેટલોક અસન્તોષ બતાવે છે—અને એ અમને કેટલેક દરજ્જે વાજબી લાગે છે. એમનું કહેવું યથાર્થ છે કે જ્યાં સુધી આપણામાં

કોબ્ડન જેવા ભગીરથ શ્રમ કરનારા માણસો નહિ થાય–જેમ કોબ્ડને દાણા ઉપરની આયાત ઉપરથી જકાત કઢાવી નાંખવા માટે આખું ઈંગ્લંડ હલાવી મૂક્યું અને એ જકાત વિરુદ્ધ મજબૂત લોકમત ઊભો કર્યો એમ સંસાર–સુધારાના અવાજથી આખા હિન્દુસ્તાનને આપણે ગજવી નહિ મૂકીએ અને જે સુધારક ડરીને પાછો હઠે એ સખ્ત નિન્દાને પાત્ર થાય એવો સુધારાનો પ્રબળ લોકમત નહિ ઉપજાવીએ –ત્યાં સુધી આપણું શ્રેય દૂર છે એમ નક્કી જાણવું. જો આ પ્રમાણે હંમેશાં સુધારાની વાતો જ કર્યાં કરીએ અને કાંઈ જ પગલું ન ભરીએ તો સુધારાની મહત્તા આપણા મન ઉપરથી ખશી જશે, અને સુધારાની માત્ર વાતો કરવાની ટેવ પડી જશે—આ ઘણું જ અનિષ્ટ છે. માટે અનેક જીવંત સંસ્થાઓ દ્વારા–ખરાં હૃદયનાં ભાષણો, ચોપાનીઆં વગેરે પ્રસિદ્ધ કરીને–સુધારાનું બળ વધારવું, અને ખરો ઉત્સાહ જાગ્રત રાખવો. બીજો ઉદ્દેશ નવા સમયની સાથે જે દોષો આપણા જનમંડળમાં દાખલ થઈ જવાનો સંભવ છે તે અટકાવવાનો છે—અને આ તરફ ડૉક્ટર ભાંડારકરે સુધારકોનું લક્ષ ખેંચ્યું છે એ ઘણું જ સારું કર્યું છે. નવા સમયની સાથે ઊંચ વર્ણમાં દારૂનો વિસ્તાર થવા માંડ્યો છે—એ રિવાજ સુધારકોએ સખ્તમાં સખ્ત રીતે નિન્દવો જોઈએ. કેટલાક છાની રીતે નાતજાતનાં બન્ધનો તોડે છે, અને બહારથી જૂના પંથના રહે છે–એથી અત્યન્ત જૂઠાણું અને બાયલાપણું વધવાનો સંભવ છે. આ અને આવાં અનેક અણધાર્યાં દોષો ઉત્પન્ન થતા અટકાવવા માટે, સ્વદેશહિતની દરકાર એ ખરેખરો ઉપાય છે.

**આશા કે નિરાશા?**

૬. ડૉક્ટર ભાંડારકરના ઉપરના તેમ જ શોલાપુરમાં બતાલેલા વિચારો ઉપરથી કેટલાક એમ ધારશે કે હિન્દુ કોમ માટે એમને બિલકુલ સારો વિચાર નથી અને હિન્દુઓનું ભવિષ્ય નિરાશા ઉત્પન્ન કરે એવું તેઓ માને છે. પરંતુ આમ ધારનારાઓ ભૂલ કરે છે એમ પોતે જણાવે છે: “ જો

કે સોલાપુરમાં મેં કહ્યું હતું કે આપણે હિન્દુઓએ એક કોમ તરીકે આપણા ઇતિહાસમાં સમગ્ર પ્રજાના હિત ઉપર બિલકુલ લક્ષ આપ્યું નથી. અને તેથી પરદેશીઓએ આપણા ઉપર જીત મેળવી છે, છતાં મેં એમ નહોતું કહ્યું કે આપણા લઢવૈયા લોકનો વર્ગ હમેશ માટે નષ્ટ થઈ ગયો છે કે બ્રાહ્મણ અને વૈશ્ય વર્ગની ખાસ ખૂબીઓ અસ્ત થઈ ગઈ છે. શક-યવન આદિ પરદેશી લોકોએ ત્રણ ચાર શતક સુધી હિન્દુસ્થાનના મ્હોટા ભાગમાં રાજ્ય કર્યું ત્યાર પછી ગુપ્ત વંશના હિન્દુ રાજાઓએ પાછું રાજ્ય મેળવ્યું અને આખા હિન્દુસ્થાન ઉપર પોતાની સત્તા સ્થાપી. એ વંશના પ્રખ્યાત રાજા વિક્રમાદિત્યે પરદેશીઓને હાંકી કાઢ્યા. આ પ્રસંગે બ્રાહ્મણોએ વેદ ઉપર પાછી પોતાની સત્તા મેળવી—જે તેઓ બૌદ્ધ ધર્મના ફેલાવાને લીધે ખોઈ બેઠા હતા; અને પોતાની સમજણ પ્રમાણે સામાજિક બંધારણમાં—નિયમોમાં અને સંસ્થાઓમાં ફેરફાર કર્યા. યશોવર્મા નામે રાજાએ હૂણ લોકો કે જેઓએ આ દેશમાં આવી કેટલોક વખત પોતાની સત્તા બેસાડી હતી એમને દાબી દીધા અને વાયવ્ય માળવા-પ્રાન્તમાં અને રાજપૂતાનામાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. અર્વાચીન સમયમાં, ઉત્તરમાં શીખ અને દક્ષિણમાં મરાઠાઓએ હિન્દુઓનું રાજ્ય પરદેશીઓ પાસેથી પાછું મેળવ્યું હતું. બહુ જૂના વખતમાં જ્યારે આર્યો ઉત્તર હિન્દુસ્થાનના જુદા જુદા ભાગોમાં ફેલાયા ત્યારે રાજકીય પદ્ધતિમાં રાજ્યસત્તા અમુક અગ્રગણ્ય વર્ગમાં પહોંચાએલી હતી. બુધ્ધના વખતમાં મગધ દેશમાં સ્વતંત્ર રાજાનું રાજ્ય હતું, પણ પાસેના એક પ્રાન્તમાં વજ્જિ નામના ક્ષત્રિયોનું પ્રજાસત્તાક રાજ્ય હતું, પ્રજાસત્તાક રાજ્યો વિષે પણ જૂનાં પુસ્તકોમાં લખેલું છે. જે પ્રાન્તમાં અમુક કુળના ક્ષત્રિયો જઈ વસતા તે પ્રાન્ત એ કુળને નામે ઓળખાતો. આ રીતે:—જ્યાં પાંચાલ નામના ક્ષત્રિયો જઈને રહ્યા એ પ્રાન્ત પાંચાલ કહેવાયો, અને જ્યાં કુરુકુળના ક્ષત્રિયો રહ્યા એ પ્રાન્ત કુરુ કહેવાયો. એ ઉપરથી પણ અનુ-

માન નીકળે છે કે તેઓમાં એક વખતે પ્રજાસત્તાક રાજ્ય હોવું જોઈએ. પાશ્ચાત્ય પ્રજાઓમાં પ્રથમ ઉચ્ચ વર્ગના હાથમાં રાજકીય સત્તા હતી, તે સમગ્ર પ્રજાના હાથમાં આવી; હિન્દુસ્થાનમાં ઉચ્ચ વર્ગને બદલે એક સ્વતંત્ર વ્યક્તિ–રાજાના હાથમાં એ સત્તા આવી, અને પછી હંમેશાં આપણા દેશનું રાજકીય બંધારણ એ પ્રકારનું જ રહ્યું છે: આપણો રાજકીય વિકાસ આ રીતે અટકી પડ્યો, આ પરિણામ લાવવામાં બ્રાહ્મણવર્ગનું પ્રાબલ્ય પણ એક કારણ છે—એ પ્રાબલ્યને લીધે લોકની વિચાર અને આચારની સ્વતંત્રતા ઘટી હતી. આ સર્વ ઉપરથી જણાશે કે આપણામાં દેશહિતની ભાવના સર્વથા અશક્ય છે, આપણે દેશહિતાર્થે એકઠા રહી કદી પણ કામ કરી શકીએ જ નહિ એમ હું માનતો નથી, માની શકું જ નહિ. પણ નવી અસરો નીચે આ ઇલાકામાં છેલ્લાં સાઠ વર્ષમાં અને બંગાળામાં છેલ્લાં દોઢસો વર્ષમાં આપણે જે સુધારો કર્યો છે એ અત્યન્ત થોડો છે એમ કહ્યા વિના ચાલતું નથી. આ વાત સ્પષ્ટ રીતે જણાવવામાં નિરાશા રહેલી હોય, તો સત્ય પણ નિરાશાનું જ ભરેલું છે એમ કહેવામાં હરકત નથી. અને હું ધારું છું કે આશાભર્યું અસત્ય કાનમાં રેડાય એ કરતાં નિરાશાભર્યું સત્ય કાનમાં વારંવાર ઠસાવવામાં આવે તો વધારે સારું. એકથી આપણે જાગીશું, બીજાથી ઊંઘીશું. છેલ્લાં ફક્ત ૩૫ વર્ષમાં જાપાનના લોકોએ કેટલો સુધારો કર્યો છે એ જુઓ. પૂનામાં મને એક જાપાની વિદ્વાન મળ્યો હતો એ કહેતો હતો કે ૩૫ વર્ષ પહેલાં, ત્યાંના લશ્કરી અને વ્યાપારી વર્ગ વચ્ચે કન્યા-વ્યવહાર ન હતો, પણ હવે એ પ્રતિબંધ જતો રહ્યો છે. જાપાની લોકો એક વિલક્ષણ પ્રજા છે, અને એમના જેટલી ઝડપથી આપણે સુધારો કરી શકીએ એમ આશા રખાય નહિ. પણ એમના કરતાં બમણા વખતમાં, અને તે પણ એક પાશ્ચાત્ય પ્રજાને હાથે કેળવણી પામીએ છીએ છતાં પણ, એક જ નાતની પેટાનાત વચ્ચે કન્યા-વ્યવહાર કરવાની છૂટ ન થાય એ કેવું? આ રીતે સુધારાની વર્તમાન

ગતિથી સંતોષ ન પામી ડૉ. ભાંડારકરે એમના સ્વભાવને અનુસરી કેટલાંક સ્પષ્ટ વચનો કહ્યાં. અને છેવટે જણાવ્યું કે—" **સુધારો એ આખા વિશ્વનો અને પરમાત્માનો નિયમ છે. એ નિયમ જે પાળશે એ જ આ વિશ્વમાં રહી શકશે, જેને એ નિયમ પાળવા ઇચ્છા ન હોય એણે બીજું વિશ્વ શોધી લેવું.**"

આવા ભવ્ય શબ્દોમાં એક અત્યંત ગંભીર, વજનદાર વિચારથી ભરપૂર અને 'પ્રાચીન' 'નવીન' ઉભય પક્ષે બોધ લેવા લાયક ભાષણની સમાપ્તિ થઇ. સંસારસુધારા સમાજમાં—અરે રાજકીય યા કોઈ પણ સુધારા સમાજમાં—આવાં ભાષણો વિરલ જ સાંભળવામાં આવે છે.

**ડૉ. ભાંડારકરના ભાષણમાંથી 'પ્રાચીન'–'નવીન' ઉભય પક્ષે બોધ લેવાનો**

૭. આપણા સાંસારિક અને ધાર્મિક સુધારા સંબંધે ડૉકટર ભાંડારકરના સર્વ વિચારો અમને ગ્રાહ્ય નથી હોતા, છતાં પણ અમે એ પૂજ્ય વિદ્વાનનાં ભાષણોને આ પત્ર તેમ જ અન્યત્ર ('સુદર્શન'માં) પૂર્ણ માન સાથે સવિસ્તર પ્રસિદ્ધિ આપવાનું એક પત્રકાર તરીકે અમારું કર્તવ્ય માનીએ છીએ. આ વિષયો ઉપર વિચાર બાંધવા માટે આપણા પ્રાચીન સાહિત્યનું જે વિશાળ જ્ઞાન અપેક્ષિત છે એ ડૉકટર ભાંડારકર જેટલું અન્ય કોઈમાં પણ મળવું અશક્ય હોઇ, એ વિદ્વાનનાં ભાષણો સહુ કરતાં વિશેષ લક્ષથી સાંભળવા જેવાં થાય છે. તેમ જ એ મહાશયમાં વિદ્વત્તા સાથે જે બુદ્ધિની સચાઈ, નિશ્ચયનું બળ અને કૃતિની નિર્ભયતા જોડાએલાં છે, તે એમનાં સર્વ વચનોને અસાધારણ ગૌરવ અર્પી એ વચનોનો પૂર્ણ માનથી સત્કાર કરવાની ફરજ ઉપજાવે છે. પરંતુ આ ઉપરાંત, પ્રકૃત ભાષણ ઉપર મોડા મોડા પણ બે શબ્દો લખી એ તરફ વાચકનું ધ્યાન ખેંચવાનું એક વિશેષ કારણ છે—અને તે એ કે ડૉકટર ભાંડારકરના આ ભાષણો, સોલાપુરના એમના ભાષણ સાથે એને જોડી લેતાં, સંસારસુધારાની

હિલચાલના ઇતિહાસમાં એક અમત્યનું સ્થાન સંપાદન કર્યું છે. સંસારસુધારાનો ઇતિહાસ અવલોકનારને સુવિદિત છે કે છેલ્લાં દસ–બાર વર્ષથી મિ. જસ્ટિસ રાનડેએ સંસારસુધારાના સંબન્ધમાં એવો દીર્ઘદર્શી, ઉદાર અને વિશાળ ઉપક્રમ આરંભ્યો હતો કે જેને પરિણામે આજ સુધારા સ્હામે વિચારશીલ ‘પ્રાચીન’નો ઘણો ખરો વિરોધ મટી ગયો છે. પહેલાં ‘પ્રાચીનો’ અને ‘નવીનો’ વચ્ચે, અમુક સુધારા ઇષ્ટ છે કે નહિ એ સંબન્ધે જેટલો મતભેદ હતો તે કરતાં અધિક મતભેદ તો સુધારાની પદ્ધતિ અને પ્રાચીન સંસ્થાઓ તરફની વૃત્તિ પરત્વે હતો, પરંતુ આ બંને બાબતમાં મિ. રાનડેના વિચાર એવા વિશાળ અને સ્વદેશાભિમાની જણાયા કે પૂર્વોક્ત પ્રાચીનમાર્ગીઓને પણ એ ગ્રાહ્ય થવા માંડ્યા. અને ત્યારથી સંસારસુધારો તિરસ્કારને બદલે માન ભોગવવા લાગ્યો છે. પણ મિ. રાનડેનો માર્ગ દુરાગ્રહી અને સંકુચિત વૃત્તિના સુધારાવાળાઓને નાપસંદ હતો એમ લાગે છે. તેઓને એમના ભગીરથ શ્રમ માટે બહારથી પ્રશંસા કર્યા વિના ચાલતું નહિ, પણ અંદરથી પોતાના દુરાગ્રહ અને માનસિક સંકોચને લઇ એ પદ્ધતિ એમને ભાગ્યે જ પસંદ પડતી: સલાહશાન્તિ ખાતર મિ. રાનડે સત્યનો ભંગ થવા દે છે એમ એમનું કહેવું હતું.

પરન્તુ એવો આક્ષેપ ડો. ભાંડારકર સ્હામે હજી સુધી કોઇએ પણ –ઉપર જણાવેલા સંકુચિત વૃત્તિના સુધારાવાળાએ પણ–કર્યો નથી. ડો. ભાંડારકરના આ ભાષણથી સ્પષ્ટ જણાશે કે એ વિદ્વાન પણ સંસારસુધારાને રાજકીય ભાવનાથી વિયુક્ત કરતા નથી, અને એમના માનવા પ્રમાણે આપણા પ્રાચીન રિવાજો તે તે વખતે આવશ્યક હોઈ ઉત્પન્ન થયા હતા અને તે તે વખતને માટે શ્રેયસ્કર હતા. માત્ર કાળ જતાં એ પ્રતિકૂળ થવા લાગ્યા, અને અનિષ્ટ પરિણામી નીવડ્યા–પરંતુ આ ભય આપણા હાલના ‘સુધારા’ને માથે પણ રહેલો છે અને કાળે કરી એ પણ ડહાપણને અભાવે નુકશાનકારક

નીવડે તો આશ્ચર્ય નહિ એમ ડૉ. ભાંડારકર સુધારકોને ચેતવણી આપે છે. આ સર્વ ઉપરથી એટલું ખુલ્લું છે કે સંસારસુધારાની ભાવના હવે સ્પષ્ટ રીતે ઉદાર અને પ્રાચીન સંસ્થાઓ તરફ માનભરી થઈ છે. તો હવે સર્વ દેશહિતૈષીઓએ એ હિલચાલમાં શા માટે ભાગ ન લેવો જોઈએ ? માત્ર એક શ્રુતિવાક્ય સ્મરણમાં રાખવું કે—

"न प्रमाद्येत्तन्नातीयात्"

"ન પ્રમાદ કરવો, ન અતિક્રમણ–અત્યાચાર કરવો."

(વસંતઃ વર્ષ ૨, અંક ૨, ફાલ્ગુન, સંવત ૧૯૫૯)

## ઉદ્યોગ અને આરોગ્ય, શારીરિક તથા માનસિક

[પ્રો. માર્શલના એક લેખ ઉપરથી.*]

આ લેખમાંની ચર્ચા એક રીતે ઘણી સાદી છે. છતાં, એને અહીં મૂકવાનું ખાસ કારણ એ છે કે ચર્ચા, આદિથી અન્ત સુધી, ઘણી સૂચક છે—આપણા દેશના અનેક ગંભીર પ્રશ્નો તરફ લક્ષ ખેંચનારી છેઃ શારીરિક કેળવણી, ધાર્મિક બળ, ગૃહસુધારો, સમાજસુધારો, રાજકીય હકો વગેરે અનેક પ્રશ્નો ઉપસ્થિત કરે છે. —તન્ત્રી

શરીર, બુદ્ધિ તથા નીતિનાં આરોગ્ય અને બળ ઉપર ઔદ્યોગિક સામર્થ્યનો ઘણો આધાર છે, અને એ સામર્થ્ય ઉપર વ્યક્તિની તેમ જ દેશની ધનસંપત્તિ રહેલી છે. બીજી તરફથી જોતાં, ધનનો

---

* ઈંગ્લંડના ઉત્તમોત્તમ વર્તમાન અર્થશાસ્ત્રી પ્રો. માર્શલના "Economics of Induustry" નામના પુસ્તકના એક પ્રકરણ ઉપરથી.

મુખ્ય ઉપયોગ પણ એ જ છે કે દેશનાં ઉપર જણાવેલાં ત્રણે તરેહનાં આરોગ્ય તથા બળ વધારવાં.

કેટલાક ધન્ધાઓમાં ઔદ્યોગિક સામર્થ્યનો આધાર કેવળ શારીરિક બળ ઉપર—એટલે કે મજબુત સ્નાયુ, સારો બાંધો અને શક્તિભરી ટેવો, એટલાં ઉપર રહેલો હોય છે. હુન્નરકળામાં જે દેશો પછાત છે ત્યાં ઘણાખરા ધન્ધા શારીરિક મજૂરીના જ હોય છે. એથી ઉલટું, ઇંગ્લંડ જેવા સુધરેલા દેશોમાં ધન્ધાર્થી વર્ગનો પૂરો છઠ્ઠો ભાગ પણ કેવળ શારીરિક મજૂરીથી નિર્વાહ કરનારાઓનો નથીઃ એવી ગણતરી કાઢવામાં આવી છે કે આખી ઇંગ્લંડની પ્રજાના સ્નાયુઓથી જેટલું બળ કાઢી શકાય તે કરતાં વીસ ગણું બળ કાઢવામાં ઇંગ્લંડનાં વરાળયન્ત્રો રોકાએલાં છે. આપણા જેવા હુન્નરકળામાં–પછાત દેશમાં કેવળ શારીરિક બળથી લાખો મનુષ્યોને જીવનનિર્વાહ કર્યા વિના છૂટકો નથી. પણ ખરું જોતાં, આવા ધન્ધાઓમાં પણ કેવળ શરીર બળ બસ થતું નથી. જો કે શારીરિક શ્રમ સહન કરવાની શકિત શરીરનો બાંધો અને હવા વગેરે ભૌતિક પરિસ્થિતિ એ બે ઉપર આધાર રાખતી જણાય છે, તથાપિ એમાં પણ સંકલ્પ અને ચારિત્રના બળની થોડી જરૂર પડતી નથી. આ બળ–જેને આપણે મનુષ્યનું ખાસ પોતાનું, પોતાના આત્મનું, બળ કહીએ અને જેમાં નિશ્ચય ઉત્સાહ અને આત્મસંયમ વગેરે ગુણોનો સમાવેશ થાય છે—એ મનુષ્યની સર્વ ઉન્નતિનું નિદાન છેઃ મહાન કૃત્યો, મહાન વિચારો, મહાન ધાર્મિક ભાવો માટે યોગ્યતા, એ સર્વમાં આત્મબળની જ પ્રતીતિ થાય છે પણ જેમ એક તરફથી શરીરબળ માટે આત્મબળ આવશ્યક છે, તેમ બીજી તરફથી આત્મબળ શરીરબળ ઉપર થોડો આધાર રાખતું નથી.×

---

× બાળવિવાહ અટકાવ્યા વગર શરીરબળ કયાંથી લાવશો ? શરીરબળ વગર આત્મબળ કયાં રહેશે ? આત્મબળ વગર ધર્મબળ કે ઔદ્યોગિક બળ કશાની શી આશા ? ધર્મ તેમ જ ઉદ્યોગના અભિલાષીઓ બાળવિવાહ અટકાવનાર સુધારાની આવશ્યક્તા નિર્વિવાદ રીતે સ્વીકારશે. –**તન્ત્રી**

દેશની હવા—એની ગરમી ઠંડી—એ પૂર્વોક્ત બળનું એક કારણ છે. ગરમ હવામાં ઊંચા પ્રકારની બુદ્ધિ અને કળાનાં કૃત્યો થતાં નથી એમ નથી, પણ કોઈપણ પ્રકારનો શારીરિક કે માનસિક શ્રમ લાંબા વખત સુધી સહન કરવા માટે તે ગરમ હવા પ્રતિકૂળ છે જ.

જીવનનિર્વાહની જરૂરિયાતો—જેમાં ખોરાક મુખ્ય છે—એનો આધાર પણ દેશી હવા ઉપર ઘણો રહે છે. શ્રમથી શરીરને જે ઘસારો લાગે એની ખામી પૂરી પાડવા માટે તેમ જ શરીરની વૃદ્ધિ માટે, "નાઇટ્રોજન" જેમાં વિશેષ હોય તેવા ખોરાકની જરૂર છે. વળી, શરીરમાં હમેશાં અમુક પ્રકારનો અગ્નિ ઉત્પન્ન કરવો પડે છે, જેમાંનો કેટલોક સ્નાયુબળરૂપે પરિણમે છે. આ અગ્નિ માટે, "કાર્બન" જેમાં મુખ્ય હોય અને જે બરાબર પચી શકે, એવો ખોરાક જરૂરનો છે. અન્નના સારા રાંધવા ઉપર પણ એના સામર્થ્યનો ઘણો આધાર છે, હુશીઆર સ્ત્રી પંચ રૂપીઆમાં કુટુંબના આરોગ્ય અને બળમાં જેટલી વૃદ્ધિ કરી શકે તેટલી બમણા પૈસા ખર્ચ્યાં છતાં પણ આવડ વગરની સ્ત્રી કરી શકતી નથી * ગરીબ લોકોમાં બાળકોની મરણ-સંખ્યા વધારે હોય છે એનું એક કારણ સારું રાંધતાં ન આવડવું એ છે. જે બાળકો જેમ તેમ કરીને જીવે છે તે મ્હોટી ઉમરે જતાં નબળાં રહે છે. લંડનમાં સત્તરમી અને અઢારમી સદીમાં અનાજની સોંઘવારી કરતાં મોંઘવારીના વખતમાં મરણસંખ્યા આઠ ટકા વધારે હતી. લોક જેમ પૈસાદાર થાય તેમ તેમ ભૂખની માઠી અસરો ઘટતી ગઈ—છતાં, યોગ્ય ખોરાકને અભાવે આજ પણ ગરીબ લોકોમાં શારીરિક નિર્બળતા જોવામાં આવે છે.

---

* સ્ત્રીઓને માથે રાંધવા કરતાં ઘણી વધારે ઉચ્ચ ફરજો રહેલી છે. છતાં સામાન્ય રીતે, આ ફરજ સારી રીતે બજાવવાથી સ્ત્રી દેશની સંપત્તિ વધારવામાં કેવી સહાય થાય છે એ સહજ જણાશે.

—તન્ત્રી

ખોરાક ઉપરાંત, જીવનની બીજી જરૂરિયાતોમાં લુગડાં અનેઘર છે.÷

આત્મબળ અને શરીરબળ પોષનારી બીજી ત્રણ બાબતો તે આશા, સ્વાતન્ત્ય અને સ્થાનફેર છે. ગુલામગિરી વગેરે ×સામાજિક અને રાજકીય પરતન્ત્રતા અને દબાણના કારણથી દેશના ઔદ્યોગિક સામર્થ્ય ઉપર કેવી માઠી અસર થાય છે, એના પુરાવાથી જગતનો સમગ્ર ઇતિહાસ ભરપૂર છે. સ્વાતન્ત્ય અને આશાભરી દૃષ્ટિ—એથી માણસને કામ કરવાનું મન થાય છે એટલું જ નહિ પણ કામ કરવાનું બળ પણ વધે છે. શરીરશાસ્ત્રીઓ આપણને કહે છે કે દુઃખ કરતાં સુખની પ્રેરણામાં રહી કામ કરીએ તો શરીરના તન્તુઓ થોડા ઘસાય છે માટે સ્વાતન્ત્ય અવશ્ય જોઈએ. તેમ, આશા વિના પરાક્રમ નથી એ પણ સ્પષ્ટ છે. આ સ્વાતન્ત્ય અને આશા માટે જાનમાલનું રક્ષણ આવશ્યક છે અને આ રક્ષણ સ્વતન્ત્રતા ઉપર કંઈક પણ અંકુશ મૂક્યા વિના થઈ શકતું નથી એટલે જનસુતંત્રગુણનો આ એક *અતિ

÷ આપણા જેવા લગભગ ગરમ અને અતિ વિશાળ દેશમાં આ બાબતની થોડી મુશ્કેલી છે ખરી. છતાં ગરીબ લોકોને વસ્ત્રની છૂટ હોય તો ઘણા રોગો થતા અટકે. અને શહેરોમાં હવે ઘીચ વસ્તી થવા માંડી છે એનો ઇલાજ પણ થવો જોઈએ છે. —તન્ત્રી

× પરપ્રજાને તન મન ધન સોંપી દેવાં એ એક જ ગુલામગિરી નથી. એક જ પ્રજામાં એક વર્ગ બીજા વર્ગને હંમેશ દબાએલો રાખે અને એનું સામર્થ્ય યોગ્ય રીતે પ્રકટ કરવા ન દે એ પણ એક બીજી તરેહની ગુલામગિરી છે. પણ જેમ પરપ્રજા ઉન્નતિના વિકાસમાં કેટલીકવાર ઉપયોગી થઈ પડે છે તેમ એક વર્ગ બીજા વર્ગ ઉપર અંકુશ ચલાવીને પણ તે વર્ગને ઉન્નત કરી શકે. આ જ રીતે આપણા પ્રાચીન ઇતિહાસમાં આર્યોએ અને બ્રાહ્મણોએ અનાર્યો અને શુદ્રોને સુધારવા યત્ન કર્યો છે. —તન્ત્રી

* આપણો પ્રશ્ન એ છે કે આપણી ઉન્નતી માટે જરૂરની બ્રિટિશ પ્રજાની સત્તા અને તે સાથે આપણું સ્વાતન્ત્ર્ય એને બેને અવિરોધી શી રીતે કરવાં ? બ્રિટિશ પ્રજા પાસેથી સ્વરાજ્યના હકો દિનપરદિન વધારે મેળવતા જવું એ જ ખરો માર્ગ છે. -તન્ત્રી

વિકટ પ્રશ્ન આવીને ઊભો રહે છે કે, સ્વતન્ત્રતા માટે જરૂરનું એવું જે જાનમાલનું રક્ષણ એ, સ્વતન્ત્રતાનો અતિશય ભોગ આપ્યા વિના, શી રીતે સિદ્ધ કરવું?

કામ, સ્થાન અને જાતસંબંધોમાં ફેરફાર એ પણ ઔદ્યોગિક સામર્થ્ય માટે જોઈતા બળમાં કારણભૂત છે. આવા ફેરફારોથી નવા વિચારો ઉપજે છે, જૂની રીતોની ખામીઓ દૃષ્ટિગોચર થાય છે, "દૈવી અસન્તોષ" પ્રેરાય છે, અને દરેક રીતે કાર્યોત્પાદક શક્તિમાં વૃદ્ધિ થાય છે. સ્થાનફેર થવાથી, વધારે શક્તિમન્ત અને સ્વયંબળવાળાં મગજોને પોતાનું સામર્થ્ય બહાર પાડવા માટે પૂર્ણ પ્રસંગ મળે છે, અને તેઓ મ્હોટી સ્થિતિએ પહોંચી શકે છે* પોતાના દેશમાં ભવિષ્યવક્તા થવું—આચાર્યપદ પામવું ભાગ્યે જ બની શકે છે એ કહેવત મુજબ, આડોશીપાડોશીઓ અને સગાંવહાલાંઓ, પોતાના કરતાં વધારે સ્વતન્ત્ર અને પરાક્રમી પુરુષોના દોષો ક્ષમા કરવામાં અને ગુણો સ્વીકારવામાં પછાત રહે છે. આ કારણથી, ઇંગ્લંડના દરેક જિલ્લામાં જોવામાં આવ્યું છે કે કામ કરવાની શક્તિ અને પરાક્રમ ઘણું કરીને પરજિલ્લામાંથી આવી વસેલા લોકોમાં વિશેષ હોય છે.

અત્યાર સુધી આપણે જે સ્વતન્ત્રતાની વાત કરી તે બહારનાં બન્ધનોથી સ્વતન્ત્રતાની; પણ એ કરતાં ચઢીઆતી સ્વતન્ત્રતા—જે આત્મસંયમથી આવે છે—એ ઉત્તમોત્તમ કામો સિદ્ધ કરવા માટે બહુ જ જરૂરની છે. જીવનભાવનાની જે ઉચ્ચતા ઉપર આ સ્વતન્ત્રતાનો આધાર છે તે એક તરફથી રાજકીય અને આર્થિક કારણોને

---

* આપણો પ્રશ્ન એ છે કે આપણી ઉન્નતિ માટે જરૂરની બ્રિટિશ પ્રજાની સત્તા અને તે સાથે આપણું સ્વાતન્ત્ર્ય એ બેને અવિરોધી શી રીતે કરવાં? બ્રિટિશ પ્રજા પાસેથી સ્વરાજ્યના હકો દિનપરદિન વધારે મેળવતા જવું એ જ ખરો માર્ગ છે.

-તન્ત્રી

લઇ થાય છે, અને બીજી તરફ માણુસોની માબાપોમાંથીની જાતીકી અસરથી અને ×ધાર્મિક અસરથી ઉત્પન્ન થાય છે: આ અસરોમાં ન્હાનપણુમાં +માતાની અસર એ પ્રથમ સ્થાને છે.

શારીરિક તથા માનસિક આરોગ્ય અને બલ ઉપર માણુસના ધન્ધાની પણુ ઘણી અસર છે. ઉદાહરણુ તરીકે, મિલના મજુરોનું આરોગ્ય એમના ધન્ધાથી ઘણું ખવાઇ જાય છે. આ સંબન્ધમાં સરકારે કેટલાક કાયદા કર્યા છે અને અમુક ઉમ્મરની અન્દરનાં છોકરાંઓને કામમાં ન લેવાં તથા અમુક વખત કરતાં વધારે કામ ન કરાવવું* ઇત્યાદિ નિયમો કરી બાલકોની તન્દુરસ્તીનું સંરક્ષણુ કરવા યત્ન કર્યો છે:

પૃથ્વીના લગભગ સઘળા દેશોમાં ગામડાં છોડી શહેરમાં વસવા તરફ લોકનું વલણુ છે. લંડનમાં ઇંગ્લંડની ઉત્તમોત્તમ પ્રજા આવી વસી છે. સૌ કરતાં વધારે પરાક્રમી, બુદ્ધિશાળી અને શારીરિક બલવાળા લોક લંડનમાં આવીને વસે છે, છતાં એમ જોવામાં આવે છે કે એક બે પેઢી જતાં તેઓનું અસલ બલ ક્ષીણુ થઈ જાય છે. આનું કારણુ સ્વચ્છ અને ખુલ્લી હવા તથા તંદુરસ્તીને અનુકૂલ રમત એ બેનો

× પરદેશ જવાની વૃત્તિ અને સરળતા લોકમાં વધે તેમ કરવા દરેક દેશહિતૈષીએ પ્રયત્ન કરવો જોઇએ.

–તન્ત્રી

+ ધર્મની અને સ્ત્રીકેળવણીની જરૂરિયાત સહજ સમજાશે.

–તન્ત્રી

* આપણે ત્યાં આવો કાયદો કરાવવામાં લૅંકેશાયરના વેપારીઓનો હાથ હતો. અત્રેના કારખાનાવાળાઓ થોડે ખર્ચે વધારે લાભ ન લઈ જાય એ ઈર્ષ્યાબુદ્ધિથી તેઓ આવો કાયદો કરાવવા પ્રેરાયા હતા એમ મનાય છે.

–તન્ત્રી

અભાવ છે. ઇંગ્લંડમાં મજૂર લોકો શહેર બહાર રહી શકે એટલા માટે વારંવાર જતી આવતી રેલવે ટ્રેનોની ખાસ ગોઠવણ છે. અને શહેરે ખોટ ખાઈને પણ તેઓને માટે રહેવાનાં મકાન બાંધવાનો યત્ન થાય છે. આ યત્ન ભૂલભરેલો છે, કારણ કે એથી પરગામથી મજૂર લોકો વધારે આવવાનો અને એને પરિણામે એમની મજૂરીના દરમાં ઘટાડો થવાનો સંભવ છે. વળી શહેરને બદલે ગામડાંની ખુલ્લી હવામાં ઉદ્યોગો ઊભા થાય તો મજૂર વર્ગની તંદુરસ્તીમાં પણ લાભ થાય.

અસલના વખતમાં, પરસ્પર હરીફાઈમાં જેઓ ફાવતા તેઓ સૌથી વધારે મજબૂત અને જુસ્સાદાર હતા, અને તેઓ પોતાની પાછળ સન્તાન પણ સૌથી વધારે મૂકી જતા. જનસુધારણાના પાછળના સમયમાં, અનેક કારણોથી ઉપલા વર્ગમાં મોડા પરણવા લાગ્યા અને પાછળ સન્તાન પણ થોડાં મૂકતા ગયા, અને નીચલા વર્ગમાં એથી ઉલટો જ રિવાજ ચાલ્યો. આથી જો કે વસ્તીમાં ઘટાડો ન થયો, તો પણ નિર્બલ દરિદ્ર લોકની પ્રજા વધી. ઉપલા વર્ગના લોક, મોજશોખની જીંદગી ગાળવા માટે, તથા બહુ છોકરાં થવાથી દ્રવ્ય વિભક્ત થઇ પોતાની સામાજિક સ્થિતિ ઉતરી જાય એવા ભયથી મોડા પરણવાનું અને છોકરાંની સંખ્યા કમી રાખવાનું પસન્દ કરે છે. +આના કેટલાક ફાયદા છે, અને કેટલીક વાર દેશ તરફ કર્તવ્ય-બુદ્ધિથી પણ આવું વલણ ઉપજે છે. પણ તે સ્હામે એટલું યાદ રાખવાનું છે કે એથી દેશની ઉચ્ચ અને સબલ વર્ગની વસ્તી ઘટે છે. દિવસે દિવસે લોકમાં જેમ કેળવણી, વિદ્યા અને પૈસાનો ફેલાવો અને વધારો થાય છે, અને આરોગ્યશાસ્ત્ર તથા વૈદકશાસ્ત્ર સુધરતાં

---

+આ ઇંગ્લંડ અને યુરોપને જ લાગુ પડે છે. આપણે ત્યાં લગ્નની જવાબદારી સમજવામાં પોતાની દ્રવ્ય સંબન્ધી સ્થિતિ ઉપર થોડું લક્ષ અપાય છે, એ શોચનીય છે. —તન્ત્રી

જાય છે, અને એનો લાભ સરકાર અને પરોપકારી ધનિક દ્વારા લોકને મળે છે—તેમ તેમ લોકની શારીરિક સ્થિતિ મજબુત થાય છે, અને જેવું તન તેવું મન એ નિયમાનુસાર એમનું આત્મબલ પણ પોષાય છે. પરિણામે વ્યક્તિનું અને દેશનું ઔદ્યોગિક સામર્થ્ય વૃદ્ધિ પામે છે.

(‘વસન્ત’: વર્ષ ૩; અંક ૩, ચૈત્ર, સંવત્ ૧૯૬૦.)

## સ્ત્રીનાં કર્તવ્યનો પ્રદેશ

જર્મનિના શહેનશાહે સ્ત્રીઓનાં કર્તવ્યનો પ્રદેશ ‘K=ક’ કક્કાથી શરૂ થતા ત્રણ જર્મન શબ્દોમાં સમાવ્યો છે: ‘Kirche’, ‘Kuche’, અને ‘Kinder’—જેનો અર્થ ક્રમવાર ધર્મ, રસોઈ અને છોકરાં થાય છે. સ્ત્રીઓની ઊંચી પદવીના હિમાયતીને આમાં સ્ત્રીજાતિને અપમાન રહેલું લાગશે અને તેઓ પૂછશે કે—શું સ્ત્રીઓનું કર્તવ્ય, અજ્ઞાન અને વહેમમાં ડૂબી રહેવાનું, રસોડાનો ધુમાડો ખાવાનું, અને પશુસમાન જીવન ગાળવાનું જ છે? ખરેખર પૂર્વોક્ત ત્રણ ‘K’ કક્કાનો આવો ઉપચ્છલો જ અર્થ કરવાનો હોય તો સ્ત્રીજાતિને આ કરતાં વધારે અપમાન સંભવે નહિ, અને જે સ્ત્રીઓ સ્ત્રીજાતિના હક માટે અત્યારે ઈંગ્લંડમાં તુમુલ યુદ્ધ મચાવી રહી છે તે યોગ્ય જ કરે છે એમ કહેવું પડે. પણ વસ્તુતઃ ઉપરના ત્રણ શબ્દોમાં મનુષ્યજાતિના કલ્યાણનાં સર્વોપરિ સાધનો સમાએલાં લાગે છે—અને પૃથ્વીની સઘળી પ્રજાના ‘unsophisticated mind’ યાને વિચારથી દુર્વિદગ્ધ નહિ બનેલી એવી સરળ અને સ્વયંભૂ બુદ્ધિએ સ્ત્રીને એ જ કર્તવ્ય સોંપ્યું છે એ એનું અપમાન કરવા માટે નથી જ.

પ્રભુનું અસ્તિત્વ અને સ્વરૂપ યથાર્થ જાણવાનું સ્થાન બજાર કે રાજ્ય નથી—એ સ્થાન તો ગૃહ જ છે. 'હું એક છું તે બહુ થાઉં' એ પરમાત્માનો સંકલ્પ ગૃહમાં પ્રતીત થતો નથી તો ક્યાં થાય છે? બજાર અને રાજ્યમાં હક અને ન્યાયના શબ્દ સાંભળશો, પણ નિઃસ્વાર્થ પ્રવૃત્તિ અને પ્રેમ—જે પરમાત્માનાં આ સૃષ્ટિમાં પ્રતીત થતાં ખાસ લક્ષણો છે—એનું દર્શન તો તમને ગૃહમાં જ થશે. તો પછી ગૃહ એ જ ધર્મનું સ્વરૂપ સમજવાની અને કેળવવાની ખરી શાળા છે, અને એ શાળાની અધિષ્ઠાત્રી સ્ત્રી એ જ ધર્મનું ખરું સ્વરૂપ સમજનારી, સમજાવનારી અને આચરનારી આચાર્યા છે, એમ કહેવામાં શું ખોટું છે?

સ્ત્રીનું બીજું કર્તવ્ય રસોઇ. દેહના પોષણનું કાર્ય અધમ છે એ માન્યતા કોણે ઉત્પન્ન કરી હશે એ સમજાતું નથી. આપણા ઋગ્વેદસંહિતાના ઋષિઓ તો ક્ષણે ક્ષણે દેવતાઓ પાસે અન્ન માગે છે. અને જગતનું ઊંચામાં ઊંચું તત્ત્વજ્ઞાન જો ઉપનિષદનું હોય તો એમાં પણ ઋષિની પ્રાર્થના એ જ જોવામાં આવે છે કે "आप्यायन्तु ममाङ्गानि वाक् प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिन्द्रियाणि च सर्वाणि"—"મારાં અંગો—વાણી પ્રાણ ચક્ષુ શ્રોત્ર—બલ અને સર્વ ઇન્દ્રિયો—તૃપ્ત થાઓ!" આ તૃપ્તિનું આવશ્યક સાધન જે તૈયાર કરે, અને એમાં પોતાની કુશળતાથી રસ ઉપજાવે—એ જીવનવ્યવહારના અધમ કાર્યમાં પોતાનો કાળ વ્યતીત કરે છે એમ કોણ કહેશે? એ વ્યવહાર દેહ ઉપર આધાર રાખે છે—દેહ વિના એ અશક્ય છે એટલું જ નહિ પણ દેહ અને ઇન્દ્રિયો જેમ અધિક કાર્યક્ષમ, તેમ જીવનવ્યવહાર પણ વિપુલ સમર્થ અને સફલ બને છે.—અને એ દેહની અને ઇન્દ્રિયોની સ્વસ્થતા અન્ન સારું સ્વચ્છ સુઘડ પૌષ્ટિક અને રસિક હોય એના ઉપર આધાર રાખે છે. આ જોતાં શું સ્ત્રીઓના હાથમાં મનુષ્યકલ્યાણનો થોડો ભાગ સોંપાએલો છે?

છોકરાં—એ સ્ત્રીઓના કર્તવ્યનો ત્રીજો મ્હોટો પ્રદેશ છે; અને એક રીતે જોઇએ તો એ સૌથી વધારે અગત્યનો અને મહત્ત્વનો પ્રદેશ છે. આપણા પ્રાચીન ઋષિઓ દેવ પાસે છોકરાં માગતા, અને 'प्रजातन्तुं मा व्यवच्छेत्सीः' એવી ઉપનિષદ્‌માં આચાર્યની શિષ્ય પ્રત્યે આજ્ઞા હતી. એ પ્રાર્થના અને એ આજ્ઞા સિદ્ધ કરવામાં શું પાશવ જીવન રહેલું છે? પ્રકૃતિનું પહેલું સૂત્ર—જીવવું અને ઉત્પન્ન કરવું એ છે, અને એનું ઉલ્લંઘન કરનાર પ્રજાઓ—ઉદા૦ ફ્રાન્સ—અત્યારે પસ્તાય છે. પણ સ્ત્રીનો કર્તવ્યપ્રદેશ માત્ર છોકરાં ઉત્પન્ન કરવામાં રહેલો નથી. છોકરાં ઊછેરવાં, એમને કેળવવાં અને શાળાયોગ્ય કરવાં, તથા એમની ગૃહ પ્રત્યે મમતા રહે એવું ગૃહજીવન સુન્દર બનાવવું, એ કર્તવ્ય સ્ત્રીનું છે. અને હાલનાં છોકરાં એ જ ભવિષ્યની પ્રજા છે એ જોતાં, છોકરાં ઊછેરવાનું જેમને સોંપવામાં આવ્યું છે તેમને દેશનું ભવિષ્ય સોંપ્યું છે એમ કહીએ તો ચાલે.

" And you who ere keeping the children,
Sweet, frail as the buds of a rose,
Who are keeping the canker from blighting
The blossoms before they unclose,
And making the future men hardly
To face all the future's fell foes—
You are doing world's work eternal,
That the first dawn of time so begun;
You are hastening the hour when the
children
The battles we have lost shall have won,
When the deeds that we did not,
and could not,
These small hands, grown strong,
shall have done ! "

યથાર્થ રીતે સમજે તો ખરેખર સ્ત્રીજાતિને પૂર્વોક્ત ત્રણ 'K' =કક્કામાં પરોપકારનો અને દેશકલ્યાણનો પારસમણિ લાધ્યો છે.

('વસન્ત': વર્ષ ૧૩, અંક ૩; ચૈત્ર, સંવત્ ૧૯૭૦.)

# "ધર્મનું સાહિત્ય અને બુદ્ધિવાદ"

## (એ ચર્ચાપત્રનો ઉત્તર)

વસન્તના ગયા અંકમાં "ધર્મનું સાહિત્ય અને બુદ્ધિવાદ" એ મથાળા નીચે રા. ચન્દ્રશંકરે મારા લેખોના 'સામાન્ય વલણ' ઉપર સામાન્યરૂપે તેમ જ ગયા વૈશાખના અંકની મારી 'પ્રાસંગિક નોંધ' ઉપર વિશેષરૂપે, કેટલીક ટીકા કરી છે. રા. ચન્દ્રશંકરે ગુજરાતના જુદા જુદા લેખકોના સ્વરૂપચિન્તનને અંગે એ વિચારો દર્શાવ્યા હોત તો એની યથાર્થતાનો નિર્ણય કરવાનો હક વાચકોનો હતો, એ સંબન્ધી મારે કાંઈ પણ બોલવું ઉચિત ન હતું. પણ રા. ચન્દ્રશંકરની ટીકા જુદી જ તરેહની છે: એટલે અગત્યતાએ મારે નીચેનું લખવું પડે છે.—એ લખવામાં મારા બચાવ ખાતર મારે મારા લેખના ઉલ્લેખ કરવા પડયા છે તથા અવતરણ આપવાં પડયાં છે એ માટે હું વાચકની ક્ષમા માગું છું:—

૧. રા. ચન્દ્રશંકર જેવા વાચક-લેખકને એટલું સ્મરણ આપવાની જરૂર પડવી ન જ જોઈએ કે—સાહિત્યનો ભંડાર 'સર્વગ્રાહી' છે અને એમાં એક પક્ષને તેમ જ બીજા પક્ષને સમર્થન આપનાર વચનો મળી આવે એ કોઈને પણ અજાણ્યું ન હોય; વળી જ્યારે એક પક્ષને પુષ્ટિ આપનાર વચનો ટંકાય ત્યારે એમાં તાત્પર્ય એટલું જ હોય કે હું જે પ્રતિપાદન કરું છું તેમાં મારા કરતાં વધારે પ્રબળ લેખકની સંમતિ છે, અને મારા શબ્દોમાં જે સત્યનું માત્ર દિગ્દર્શન છે તેનું અધિક નિરૂપણ જોવું હોય તો એ લેખકના ગ્રન્થમાં જોઈ લેવું. વળી જે લેખ ઉપરથી રા. ચન્દ્રશંકરને ટીકાએ ચઢવું યોગ્ય લાગ્યું છે તેમાં તો ઉતારા ટાંકતાં પહેલાં મેં સ્પષ્ટ જણાવ્યું

છે કે "નીચેના ઊતારા શબ્દપ્રમાણ નથી. પણ એવા પ્રતિષ્ઠિત પુરુષોના એ અભિપ્રાય છે કે સહસા એ અવગણી શકાય એવા નથી. અને અનુભવ પણ એની યથાર્થતાના પ્રબળ સાક્ષી પૂરે છે... એ ઊતારામાંથી નવું દૃષ્ટિબિંદુ જડશે એમ ધારી અત્રે ટાંકું છું."

૨. રા. ચન્દ્રશંકર મારામાં 'સત્યનિષ્ઠા અને ન્યાયબુદ્ધિ' નો અભાવ જુએ છે કે સત્યનિષ્ઠા–અને–ન્યાયબુદ્ધિ–જન્ય 'સાંગોપાંગ અવલોકન'નો અભાવ જુવે છે એ એમના વાક્યમાંથી સ્પષ્ટ સમજાતું નથી. પ્રથમ પ્રકારનો આક્ષેપ હોય તો આ ઉત્તર આપવો ઘટિત નથી: સાહિત્ય–ક્ષેત્રમાં કર્તવ્ય કરવા ઊતરતા દરેક સજ્જને પોતાના બન્ધુઓમાં 'સત્યનિષ્ઠા' અને 'ન્યાયબુદ્ધિ' માનીને જ ચાલવું જોઇએ–એ એની બન્ધુતાનું પ્રથમ સૂત્ર છે. તેથી ઉપર બતાવેલો બીજો અર્થ વિવક્ષિત હશે એમ માની લઉં છું– અને એના ઉત્તરમાં જણાવું છું કે વૃત્તાન્તવિષયક સિવાયની ઘણીક 'પ્રાસંગિક નોંધ'માં કોઈ પણ વિષય ઉપર જજજનું 'જજમેન્ટ' કે મૅટ્રિક વિદ્યાર્થીના જેવો અમુક વિષયના 'ફાયદા ગેરફાયદા વિષે નિબન્ધ' લખવાનો ઉદ્દેશ હોતો નથી; પણ અમુક દૃષ્ટિબિન્દુ વાચક આગળ રજૂ કરી એ દ્વારા સત્યનું દર્શન કરાવવાનો, અને પ્રસંગવશાત્ અંગ્રેજીમાં જેને વિશિષ્ટ અર્થમાં 'essay' કહે છે તેના એક અવાન્તર પ્રકારને મળતો ગૂજરાતીમાં સાહિત્યનો એક પ્રકાર ઉદ્ભવે તો ઠીક એટલું સૂચવવા સારૂ એક અલ્પ ઉદાહરણ રચવાનો જ હેતુ છે. સાહિત્યના વિવિધ પ્રકારમાં રસ ધરાવતા રા. ચન્દ્રશંકર જેવા વાચકને 'સાંગોપાંગ અવલોકન'ની નીરસતાનું સ્મરણ કરાવવું પડે એ આશ્ચર્યની વાત છે. 'છુટક છુટક અવલોકન' એ 'એક વસ્તુ છે', 'સાંગોપાંગ અવલોકન' એ 'બીજી વસ્તુ છે.' પણ એ બેમાં રા. ચન્દ્રશંકર ધારે છે તેવો સત્ય અસત્ય જેટલો 'આસમાન જમીનનો ફેર' નથી. ગિરિશૃંગ ઉપરથી નીચેની વસ્તુનું સમગ્ર સ્વરૂપ દેખાય,

પણ વસ્તુની અમુક ખૂબી જોવા માટે કેટલીક વાર પડખેથી જ દૃષ્ટિ નાંખવી પડે એ જાતનો ભેદ છે.*

૩. 'અર્વાચીન પાશ્ચાત્ય આચારવિચારની અપૂર્ણતાઓ અને ભયસ્થાનો તરફ નજર ખેંચવામાં હું કૃતકૃત્યતા' માનું છું કે 'વીસમી સદીમાં મૂકાયા છતાં જાણે ચાલુ જીવન-પ્રવાહ સાથે આપણે કાંઈ લેવા દેવા ન હોય એવા ઔદાસીન્ય'થી મારા લેખો લખું છું એ આરોપ તો મને એટલો બધો મિથ્યા લાગે છે કે નૈયાયિકોનો 'અસંભવદોષ'-'शुण्डादण्डवान् ब्राह्मणः જેને સૂંઢ હોય તે બ્રાહ્મણ' -એવા કલ્પિત ઉદાહરણની બહાર સામાન્ય લોકવ્યવહારમાં પણ બને છે એવું સૂચવનાર મને આજ એક અપૂર્વ દૃષ્ટાન્ત મળ્યું એમ કહું તો ચાલે. મારા વિચારની પ્રવૃત્તિ કયી દિશામાં છે એ સંબન્ધી નિર્ણય માટે સ્વસંવેદનને પ્રમાણ તરીકે ન લેતાં, બાહ્ય પ્રમાણ તપાસું છું તો કોલેજ અને કોલેજની બહાર જ્યારે જ્યારે મને મારા વિચારો જણાવવાના પ્રસંગ મળ્યા છે અને મળે છે, ત્યારે એ પ્રસંગનો લાભ લઈ પૂર્ણ છૂટથી પશ્ચિમના આચાર વિચારને ન્યાય કરતા મારા ઉદ્‌ગારો મારે કાને પડતા સંભળાય છે. અને અત્યારે- આ લેખ લખતી વખતે-વસન્ત અને સુદર્શનની પંદર-સત્તર વર્ષની ફાઈલો ઉપર નજર નાખું છું તો એમાં પણ મારે હાથે યથાશક્તિ લખાએલા સંખ્યાબંધ લેખો નવા જમાના તરફ વાચકને અભિમુખ કરવાના પ્રયત્નમાંથી ઉદ્ભવેલા દૃષ્ટિગોચર થાય છે:—

પ્રથમ તો વસન્તના આરંભ વખતનો જ મારો લેખ જુવો :-

* જાપાનમાં તે તે સ્થળના સૌન્દર્યવિશેષ દૃષ્ટિગોચર કરવા જુદે જુદે દૃષ્ટિબિન્દુરૂપ સ્થાને પાટીઆં મૂકવામાં આવે છે.-જુવો એડવિન આર્નોલ્ડનું 'Lands and Seas.' ઊતારો વાંચવા લાયક હોવાથી પ્રસંગોપાત્ત આપવા જતો હતો-પણ 'સર્વગ્રાહી સાહિત્યભંડાર'નાં રત્નો રા. ચન્દ્રશંકરને ગમતાં નથી, માટે તે દૂર રાખું છું.

## સામાન્ય

" જે કાલનિયમને અનુસરી આજથી પચાશેક વર્ષ ઉપર 'બુદ્ધિપ્રકાશ' અને 'બુદ્ધિવર્ધક'નો જન્મ થયો હતો, અને વીશેક વર્ષ ઉપર 'પ્રિયંવદા' 'સુદર્શન' અસ્તિત્વમાં આવ્યાં, એ જ નિયમાનુસાર આજ આ "વસન્ત"નો પ્રાદુર્ભાવ થાય છે; આપણો છેલ્લાં પચાસ વર્ષનો ઇતિહાસ અવલોકીશું તો જણાશે કે એ દરમિયાન આપણા આચાર-વિચાર અને કર્તવ્યભાવના સ્વરૂપમાં અનેક ફેરફારો થઈ ગયા છે—કેટલાક જૂના પ્રશ્નો આજ પતી ગયા છે, કેટલાક નવીન પદ્ધતિએ ચર્ચાવા લાગ્યા છે; કેટલાક નવા ઉત્પન્ન થયા છે, અને કેટલાક થવાની શરૂઆતમાં છે, આવી સ્થિતિમાં, સમયનું યોગ્ય પ્રતિબિમ્બ ઝીલે અને એના જીવનવિકાસમાં કાંઈક પણ સહાય થાય એવા એક માસિકની ગૂજરાતને અતિ જરૂર છે, એ જરૂર થોડીઘણી પણ—કાંઈક સન્તોષકારક રીતે પૂરી પાડી શકાય તો ઠીક, એ આ નવીન ઉપક્રમનો ઉદ્દેશ છે."

આ શબ્દો "વીસમી સદીમાં મૂકાયા છતાં જાણે ચાલુ જીવન સાથે કાંઇ લેવા દેવા ન હોય એવા ઔદાસીન્ય"થી લખાયા છે? વળી એ જ લેખના અન્તમાં વસન્તના મુખપૃષ્ઠના સૂત્રનું વિવરણ મેં નીચેના શબ્દોમાં સમાપ્ત કર્યું છે:—

"સત્ય એ સર્વ ભૂતોનું અન્તરતમ તત્ત્વ છે, એને બહાર તારવી કાઢવાનું છે; એટલું જ નહિ પણ સર્વ ભૂતો પણ સત્યનાં જ બનેલાં છે, અર્થાત્ સત્યને પ્રત્યક્ષ કરી આપવા માટે ગૃહ, રાજ્ય, સમાજ આદિ સંસ્થાઓ ઉત્પન્ન થાય છે; અને જે સંસ્થાના અન્તરમાં સત્ય નથી એ અભાવગ્રસ્ત છે, 'છે' નહિ પણ 'નથી' ગણાવા યોગ્ય છે. માટે સત્યનું સંપૂર્ણ દર્શન કરવું હોય તો તે વિચારમાં અને અને સિદ્ધાન્ત (abstract thought) માં જ થઈ શકવાનું નથી, પણ ઉત્તમ સંસ્થાઓ (institutions) રૂપે એને પરિણામ પામેલું જોવાની જરૂર છે. બંને એક જ સત્યનાં આન્તર (subjec-

tive) અને બાહ્ય (objective) સ્વરૂપો છે. એ સત્યના અન્તરમાં તેમ જ એની પાર સત્યસ્વરૂપ તેજોમય અમૃતમય પરમાત્માનો નિવાસ છે. જીવ અને જગત્ ઉભયના અન્તરમાં અને બહાર એ જ છે, ઉભય એ રૂપ જ છે, એટલે—

(૧) સત્યસ્વરૂપ વિચાર (abstract thought)નું અને

(૨) સત્યસ્વરૂપ સંસ્થાઓ (institutions)નું અવલોકન કરવું; અને

(૩) ધર્મને એમના મધ્ય બિન્દુસ્થાને રાખવો—એ 'વસન્ત'નો મુખ્ય ઉદ્દેશ ઠરે છે.

એ ઉદ્દેશ સિદ્ધ કરવા **'સત્ય' અર્થાત્ જે હોય તે યથાર્થ કહેવું,*** 'ધર્મ' કહેતાં કર્તવ્ય તે હંમેશાં કરવું, **'કુશળ' અને 'ભૂતિ' નામ કલ્યાણ—આબાદી એ બાબત બેદરકાર ન રહેવું,** *અને 'સ્વાધ્યાય' નામ પોતાના દરેક વિષયના મૂલ ગ્રન્થનો અભ્યાસ કરવો, અને એનું 'પ્રવચન' એટલે વ્યાખ્યાન—ભાષ્ય એનો ઇતિહાસ દૃષ્ટિએ વિચાર*—એને આ પત્ર સાધનરૂપે સ્વીકારે છે.

આ શબ્દોમાં પૂર્વ અને પશ્ચિમ વચ્ચે કાંઈ ભેદ પાડેલો જુવો છો ?

હવે આ સામાન્ય દૃષ્ટિબિન્દુ ઉપરથી વિશેષ પ્રશ્નો ઉપર આવું છું. તો રાજકીય આર્થિક અને સાંસારિક વગેરે અનેક વિષયોમાં હિન્દુસ્થાને, પૃથ્વીના અન્ય દેશોની સાથે, વર્તમાનકાળની વિવિધ પ્રવૃત્તિઓની સાથે, અનુરૂપ થવાની જરૂર મેં વારંવાર દર્શાવી છે: રાજકીય અને આર્થિક વિષયો કદાચ રા. ચન્દ્રશંકરના અવલોકન-પ્રદેશની મ્ટાક્ષ—કેન્દ્રની બહાર હશે,—તેથી એ પડતા મૂકી માત્ર સાંસારિક ધાર્મિક વિષયો જ લઉં છું:

* આ શબ્દો અત્યારે વાચકનું ધ્યાન ખેંચવા માટે મ્હોટા અક્ષરે મૂકું છું.

## સંસાર સુધારો

સંસારસુધારા સંબન્ધે મેં સામાન્ય અને વિશેષ રૂપના ઘણા લેખો લખ્યા છે. ગઈ અમદાવાદની સંસારસુધારા પરિષદ્‌ને અંગે સંસારસુધારાની આવશ્યકતા વિષે લખેલા તાજા લેખનું વાચકને સ્મરણ આપવાની જરૂર નથી. પણ હિન્દી સંસારસુધારા સમાજના વાર્ષિક મેળાવડાનું મેં ઘણીવાર અવલોકન લખ્યું છે, તેવા એક લેખમાંથી થોડાક ઉતારા આપું છું :—

"એમનું (ડૉ ભાંડારકરનું) કહેવું યથાર્થ જ છે કે જ્યાં સુધી આપણામાં કોબ્ડન જેવા ભગીરથ શ્રમ કરનારા માણસો નહિ થાય. જેમ કોબ્ડને દાણા ઉપરની આયાત ઉપરથી જકાત કઢાવી નાંખવા માટે આખું ઇંગ્લંડ હલાવી મૂક્યું અને એ જકાત વિરુદ્ધ મજબૂત લોકમત ઊભો કર્યો એમ સંસાર-સુધારાના અવાજથી આખા હિન્દુસ્થાનને આપણે જંપવી નહિ મૂકીએ અને જે સુધારક ડરીને પાછો હઠે એ સખ્ત નિન્દાને પાત્ર થાય એવો સુધારાનો પ્રબળ લોકમત નહિ ઉપજાવીએ ત્યાં સુધી આપણું શ્રેય દૂર છે એમ નક્કી જાણવું. જો આ પ્રમાણે હમેશાં સુધારાની વાતો જ કર્યા કરીએ અને કાંઇ જ આગળ પગલું ન ભરીએ તો સુધારાની મહત્તા આપણા મન ઉપરથી ખસી જશે, અને સુધારાની માત્ર વાતો કરવાની ટેવ પડી જશે. આ ઘણું જ અનિષ્ટ છે. માટે અનેક જીવંત સંસ્થાઓ દ્વારા ખરાં હૃદયનાં ભાષણો, ચોપાનીઆં વગેરે પ્રસિદ્ધ કરીને સુધારાનું બળ વધારવું, અને ખરો ઉત્સાહ જાગ્રત રાખવો."

**"સુધારો એ આખા વિશ્વનો અને પરમાત્માનો નિયમ છે—એ નિયમ જે પાળશે એ જ આ વિશ્વમાં રહી શકશે, જેને એ નિયમ પાળવા ઇચ્છા ન હોય એણે બીજું વિશ્વ શોધી લેવું."**×

---

× આ શબ્દો પ્રથમ લેખ લખતી વખતે જ મ્હોટા ટાઇપમાં મૂકાવ્યા હતા.

એ ડૉ. ભાંડારકરના સમાપ્તિના શબ્દો ટાંકી મ્હોટા અક્ષરમાં છપાવી, એ ઉપર મેં—

"આવા ભવ્ય શબ્દોમાં એક અત્યન્ત ગંભીર, વજનદાર વિચારથી ભરપૂર, અને 'પ્રાચીન' 'નવીન' ઉભય પક્ષે બોધ લેવા લાયક ભાષણની સમાપ્તિ થઇ. સંસારસુધારા સમાજમાં બલ્કે રાજકીય વા કોઇ પણ સુધારાસમાજમાં આવાં ભાષણો વિરલ જ સાંભળવામાં આવે છે." આવા શબ્દો લખ્યા છે.

'સુધારાવાળાઓ' ને જે અન્યાય થાય છે તે મેં અમદાવાદની સંસારસુધારા પરિષદ્ સંબન્ધે લખેલા લેખમાં સ્પષ્ટ કર્યો છે. વિશેષમાં, એક નર્મદજયન્તીને પ્રસંગે ઉચ્ચારેલા મારા શબ્દો વાચક આગળ રજુ કરૂં છું:—

"નર્મદાશંકર પાછલા વખતમાં 'સુધારા' વિરુદ્ધ લખે છે એ ખરૂં, પણ આ બાબતમાં કેટલોક વિવેક કરવાનો છે. (૧) નર્મદાશંકર જે કાંઇ 'સુધારાવાળા' વિરુદ્ધ કહે છે તે સઘળું 'સુધારા'ને લાગુ પડતું નથી. 'સુધારાવાળા' અન્દરથી દુરાચારી હતા એમ એ કહે છે એ સત્ય હો કે અસત્ય હો, એ સાથે આપણે અત્યારે લેવા દેવા નથી. સુધારાવાળાને રહેવા દઇ સુધારાનો જ વિચાર કરીએ તો સુધારાવાળા ખોટા હતા માટે સુધારો પણ અનિષ્ટ છે એમ ફલિતાર્થ કાઢવો વાજબી નથી. (૨) વળી એમ કહેવામાં આવે છે કે 'સુધારાવાળા' બોલતા તેવું કરતા નહિ, આ કહેવું ઠીક છે. બોલવા પ્રમાણે ન કરવાથી આત્મામાં અસત્ય અને દંભની લીલ બંધાઇ જાય છે; પરન્તુ એક પાસ 'સુધારાવાળાઓ'ને બોલવા પ્રમાણે ન ચાલવા માટે નિન્દવા અને બીજી તરફથી તેમને 'ઉતાવળા', 'અધીરા', 'અવિચારી', જનસમાજની વૃત્તિ માટે દરકાર રાખી એમની સાથે મળી કામ લઇ ન જાણનારા—કહેવા એ બે આક્ષેપમાં એક તરેહનો પરસ્પર વ્યાઘાત સમાએલો છે એ વાત આપણે ભૂલવી જોઇતી નથી.

(૩) ઘણીવાર એમ કહેવામાં આવે છે કે 'સુધારાવાળાઓએ' પ્રાચીન કાળ તરફ નજર જ ન ફેરવી. આ કહેવું પણ ખોટું છે. રાજા રામમોહનરાયનો મૂળ યત્ન ઉપનિષદ્નો ધર્મ જ જમાડવાનો હતો; આપણે ત્યાં સ્વ. ભોળાનાથભાઈએ પણ પ્રાચીન ધર્મ માટે જ આગ્રહ ધરાવ્યો હતો; અને બંગાળામાં ઈશ્વરચંદ્રસાગરે અને દક્ષિણમાં વિષ્ણુશાસ્ત્રી ચિપલૂનકર × વગેરે મંડળીએ વિધવાવિવાહ માટે સ્મૃતિઓનો આધાર શોધ્યો હતો. પાછળથી 'સુધારાવાળા'ઓએ પ્રાચીન પ્રમાણ માટે પ્રીતિ છોડી દીધી એ ખરું, પણ મૂળથી તેઓ પ્રાચીનને અવગણીને જ ચાલ્યા હતા એમ માનવું મને ભૂલભરેલું લાગે છે."

વળી, સ્વ. મણિલાલની જયન્તી પ્રસંગે મેં એક લેખ લખ્યો હતો તેમાં રા. મણિલાલનાં લખાણોમાંથી ઘણા ઊતારા આપ્યા છે એમાં મ્હોટે અક્ષરે મેં જે જે શબ્દો મૂકયા છે એ વાંચવાથી સંસારસુધારાનાં કેવાં કેવાં તત્ત્વો તરફ મારું વલણ છે એ સમજાવવું પડે એમ નથી. [એ ઊતારવાથી બહુ લંબાણ થઈ જાય તેથી એ પડતા મૂકું છું.] જ્ઞાતિસંસ્થા સંબન્ધી મેં મારા વિચારો બહુ જૂના વખતથી જણાવ્યા છે, અને અમદાવાદની સંસારસુધારા પરિષદ્ના મારા ભાષણથી આશ્ચર્ય પામેલા લોકને એનું મેં પુનઃસ્મરણ પણ

×હમણાં એક મિત્રે મને સ્મરણ આપ્યું કે વિષ્ણુ પરશરામ પંડિત જોઇએ. તપાસ કરતાં જણાય છે કે કૃષ્ણશાસ્ત્રી ચિપલૂનકર વિધવા–વિવાહના વિવાદ પક્ષના મુખ્ય શાસ્ત્રી હતા. એમ ઘણાં વર્ષ ઉપર મેં વાંચેલું તે સંસ્કારોમાંથી ઊપજેલી ભૂલ થઇ છે. માટે વિષ્ણુશાસ્ત્રીને ઠેકાણે કૃષ્ણશાસ્ત્રી વાચવું.

* મારા એક મિત્રે તે વખતનું મારું એક વાકય હજી પણ સ્મરણમાં રાખ્યું છે કે "રાજશેખર કવિ (ઇ. સ. ૯ મો સૈકો) વિદ્ધશાલભંજિકા નામની નાટિકામાં મૃગાંકાવલીને 'કન્દુક' (દડો) રમાડે છે, અને એ રમત આપણા દેશમાં એ કરતાં પણ ઘણી પ્રાચીન હતી. નવશિક્ષિત સ્ત્રીઓને બેડમિન્ટન રમતી જોઈ ભડકી ઊઠતા ટીકાકારોએ આ વાત ધ્યાનમાં લેવા જેવી છે."

કરાવ્યું છે; વળી છેલ્લી (પૂના) સંસારસુધારા પરિષદની કાર્ય-પદ્ધતિ ઉપર ટીકા કરવાથી કોઇને એવો ભ્રમ ન ઉપજે કે એ ટીકાથી હું 'પ્રાચીનો'ની માફક જ્ઞાતિસંસ્થાનો બચાવ કરું છું તે માટે મેં એક ફુટનોટ પણ ઉમેરી છે.

## સ્ત્રીપ્રતિષ્ઠા અને સ્ત્રીકેળવણી

ગૃહમાં અને સમાજમાં સ્ત્રીના સ્થાન સંબન્ધી 'સ્ત્રીબોધ' પત્રની જ્યુબિલિના પ્રસંગે અમદાવાદમાં સૌ. વિદ્યાના પ્રમુખપણા નીચે મેં નિબન્ધ વાંચ્યો હતો, એમાં મારા હૃદયનો પક્ષપાત કેવા કેવા વિચાર તરફ છે એ અજાણ્યું રહે એમ નથી, એ ભાષણ મેં નીચેના શબ્દોથી સમાપ્ત કર્યું છે:—

"અન્તે માત્ર એક વિદ્વાનના શબ્દોમાં એટલું હંમેશ માટે સ્મરણમાં રાખવા આપને વિનવીશ કે:—

"If a lesson is to be drawn it surely is that as with individuals there is no place like home, so with a state there no institution like home; that a community can be great only where there are happy harmonious and virtuous homes, and that homes cannot be happy and harmonious and virtuous unless woman is accorded a worthy place in these homes, with freedom of action, with a consciousness of responsbility and with the right,-unfettered by circumstance or prejudice to develop all that is best and noblest in her to the utmost perfection."

આમ 'નારી–પ્રતિષ્ઠા' નું અને તેને અંગે સ્ત્રીને મળવી જોઇતી છૂટનું મેં એક વિશાળ નિરૂપણ સમાપ્ત કર્યું હતું.

વળી હમણાં બે ત્રણ માસ ઉપર જ, સ્ત્રીને યજ્ઞોપવીતનો અધિકાર અને એ અધિકારમાં સમાએલો કેળવણીનો અધિકાર એ વિષયની એક 'પ્રાસંગિક નોંધ' માં મેં સૂચના કરી છે–એટલું જ નહિ, પણ પ્રાચીન કાળમાં સ્ત્રીઓને વેદાન્તજ્ઞાનનો પણ અધિકાર મનાતો એ વાત આપણી ભવિષ્યની પ્રજાના લક્ષમાં રહે તે માટે નવી વાંચનમાળામાં પાંચમી ચોપડીમાં ભવભૂતિના ઉત્તરરામચરિત્રમાંથી આત્રેયીનો પ્રસંગ મેં મૂક્યો છે. વળી સ્ત્રીકેળવણીમાં કયા કયા વિષયનો સમાવેશ થવો જોઈએ એ વિષે પણ મારા વિચાર મે સન્દિગ્ધ રાખ્યા નથી.

પૂર્વોક્ત જ્યુબિલિને પ્રસંગે મુંબાઈમાં જસ્ટિસ બિમને ભાષણ આપ્યું હતું, એ ભાષણનું અવલોકન કરતાં જણાવ્યું હતું કે:—

"આપણે ત્યાં સ્ત્રીકેળવણીનો પ્રશ્ન તે આજે એક રાષ્ટ્રિય પ્રશ્ન તરીકે વિચારવાનો છે, અને તેમાં છેક ધનાઢ્ય વર્ગ કે છેક ગરીબ વર્ગના લોકો કરતાં મધ્યમ વર્ગના લોકની જરૂરિયાતો ધ્યાનમાં લેવાની છે. છેક ગરીબ વર્ગને સ્ત્રીકેળવણીનું સ્વપ્ન આવવું પણ દુર્લભ છે; અને શ્રીમંત વર્ગ ભલે કેવળ જીવનની અધિદેવતા કરીને સ્થાપે; પણ મધ્યમ વર્ગ તો એને જીવનની સહચરી તરીકે જ લેખ્યા વિના છૂટકો નથી—જે પદવીમાં ગૃહકાર્યનો સમાવેશ કરવો પડશે. **સ્ત્રીએ તો માત્ર ઘરધંધો કરવો એવો અમારો પણ મત નથી.*** અને તેથી અમે સ્ત્રીકેળવણીમાં નીચેના વિવિધ વિષયો દાખલ કરવા જોઈએ એમ માનીએ છીએ.

(૧) નીતિ–કૌટુમ્બિક અને સામાજિક નીતિ–અને ધર્મ, જે ઉપર સમગ્ર આત્માનો આધાર છે.

(૨) ઉપયોગી ગૃહકલા અને ઉદ્યોગો–જેથી કુટુમ્બની આર્થિક સંપત્તિ પણ સુધરે તેવાં ઘરમાં બેસીને કરવાનાં કામો–આમાં

* આ ઊતારામાં મ્હોટા ટાઇપ અત્યારે ધ્યાન ખેંચવા માટે મૂકાવ્યા છે.

પાકશાસ્ત્રનો સમાવેશ પણ કરવો જોઈએ (જો કે મિ. બિમન અનિષ્ટ માને છે.)

(૩) સ્વચ્છતા અને આરોગ્ય સંબન્ધી નિયમો; **એને શહેરી જીવનને લગતાં મુખ્ય તત્ત્વો**; શરીરશાસ્ત્ર; બાળકને ઊછેરવાની રીત–જેમાં શરીર, વસ્ત્ર, ઘર, આંગણું વગેરે સાફ રાખવાં; તંદુરસ્તી સાચવવી, સહેજ બગડેલી સુધારી લેવી; શરદી અને તાપ વખતે ગરમ સુતરાઉ વગેરે વસ્ત્રના સમયાનુસાર ઉપયોગ સંબન્ધી માહિતી ધરાવવી; આડોશી પાડોશી તરફ સારું વર્તન રાખવું, **મ્યુનિસિપાલિટિ અને સરકારના વહીવટ સંબન્ધી કેટલુંક અગત્યનું જ્ઞાન ધરાવવું.**×

ઉપરની કેળવણી માટે નીચે મુજબ સાધનો યોજવાં જોઈએ :—

(૧) ઉપરના વિષયો સંબન્ધી રસિક વાંચનમાળા અને કૃતિદ્વારા શિક્ષણ.

(૨) સીધું શિક્ષણ તેમ જ આડકતરું–એટલે કે વાર્તા નવલકથા (જેમ કે સરસ્વતીચન્દ્ર) વગેરે દ્વારા અપાતું–શિક્ષણ,

(૩) ભણેલા પુરુષોનું કર્તવ્ય કે–પોતાનું જ્ઞાન સ્ત્રીઓમાં સહવાસ અને વાતચિતથી ઉતારવું, અને તે માટે ગૃહજીવનમાં તેઓએ રસ લેવો તથા પ્રેમ બાંધવો.

(૪) પ્રતિષ્ઠિત વિચારશીલ વર્તમાન પત્ર અને માસિક ઉપરાંત સ્ત્રીઓ પાસે ઘરમાં પુસ્તકો વંચાવવાં તે જગતનાં માત્ર મહાન પુસ્તકો જ: આવાં પચીસ ત્રીસ પુસ્તકો વાંચ્યાથી જે લાભ થાય છે તે સેંકડો નિર્માલ્ય પુસ્તકો વાંચ્યાથી કદી થતો નથી.

હવે, રા. ચન્દ્રશંકરને હું પૂછું છું કે **શહેરીજીવનને** લગતાં તત્ત્વોનું "મ્યુનિસિપાલિટિ અને સરકારના વહીવટ સંબન્ધી કેટલુંક

---

× ધ્યાનમાં રાખવું કે આટલું તો મારે મતે મધ્યવર્ગની સ્ત્રીઓમાં પણ જોઈએ.

અગત્યનું જ્ઞાન ધરાવવું" અને જગતનાં મહાન પુસ્તકો વાંચવાં એનું હું સ્ત્રીકેળવણીના વિષયમાં જરૂરનું ધારું છું એ કરતાં પણ પાશ્ચાત્ય આચાર વિચારની સમગ્ર ઝોક (trend)ની કદર" તમે અધિક માગો છો?

આટલા ઊતારા આપી છેવટે રા. ચન્દ્રશંકરને હું આટલું જ પૂછું છું કે સત્યનિષ્ઠાથી વિષયનું સાંગોપાંગ અવલોકન કરી, જુદાં જુદાં અંગોનો સમન્વય કરી, તે તે અંગોનાં સ્થાનોનો નિર્ણય ન્યાયબુદ્ધિથી' કરવાની જે માગણી પોતે કરે છે તે મારી 'પ્રકૃતિ'-ની ચિકિત્સા કરવામાં પોતે સ્મરણમાં રાખી છે? રાખી હોય—અર્થાત્ એ બધા લેખો વાંચી, ધ્યાનમાં લઇ, પછી જ પોતાના આ સર્વ વિચારો બાંધ્યા છે કેમ? તેમ હોય તો એ લેખોની પોતાની ન્યાય-બુદ્ધિમાં પોતે શી વ્યવસ્થા કરી છે એ હુ જાણવા ઉત્સુક છું.

## ધર્મનું સાહિત્ય અને બુદ્ધિવાદ

૪. રા. ચન્દ્રશંકરે સઘળા આક્ષેપોનો પ્રસંગ મારી એક પ્રાસંગિક નોંધમાંથી પ્રાપ્ત કર્યો છે. પણ વસ્તુતઃ એ એક જ લેખના ગુણદોષના વિચારને વળગી ન રહેતાં, મારી સામાન્ય 'પ્રકૃતિ' ની ચિકિત્સા કરવી એમને ઉચિત લાગી છે તો આવા અવલોકનથી લોકમત ઉપર કેવી અસર થાય છે એ સમજનાર અને લેખક તરીકેની પોતાની જવાબદારી જાણનાર—રા. ચંન્દ્રશંકર જેવા લેખકે એ લેખનો નીચે ટાંકેલા લેખ સાથે 'સમન્વયકર' 'ન્યાય બુદ્ધિ' થી નિર્ણય કરવો ઉચિત હતો :—

"એક વિદ્વાને કહ્યું છે કે" doubt is the disease of privileged souls" શંકા એ આત્માનો રોગ છે, પણ એ રોગ હોવો એ પણ એક અસાધારણ અધિકાર
શંકા અને શ્રદ્ધા છે," આવા વચનમાં શંકાની નિન્દા અને સ્તુતિ ઉભય છે, અને એ સ્પષ્ટ રીતે સમજતાં
મોક્ષને અનુકૂલ અને પ્રતિકૂળ શંકાનાં સ્વરૂપો સમજાશે.

"संशयात्मा विनश्यति" એમ શ્રીમદ્દ્ભગવદ્ગીતાનું વાક્ય લઈ એને આધારે ઘણી વાર એમ માનવામાં આવે છે કે સંશય શંકા–જેવો અનિષ્ટ પદાર્થ આત્મજ્ઞાનના માર્ગમાં બીજો નથી. અને શ્રદ્ધા એ જ પરમ પુરુષાર્થ સિદ્ધ કરવાનું મુખ્ય સાધન છે. પરંતુ આ વિષયમાં કેટલોક વિવેક કરવાનો છે, જે ન કરવાથી અન્ધ શ્રદ્ધા કે દુષ્ટ સંશય પરિણામે નીપજે છે.

"મનુષ્ય શ્રદ્ધામય છે," અને "જેની જેવી શ્રદ્ધા તેવો તે"* એ વાક્ય વિરુદ્ધ કાંઈ પણ કહી શકાય એમ નથી. એ તો સિદ્ધ છે કે મનુષ્યશ્રદ્ધા ન હોય તો એની પ્રવૃત્તિ જ સંભવે નહિ. અમુક પદાર્થ અમુક પ્રકારનો વસ્તુતઃ છે એમ માનીને જ—અર્થાત્ શ્રદ્ધાપૂર્વક જ મનુષ્ય સર્વ વ્યવહારમાં ઉતરે છે, અને મનુષ્ય ક્ષણવાર પણ વ્યવહારશૂન્ય ટકી શકતો નથી. 'સાયન્સ' જે શંકાનું ઉત્પત્તિસ્થાન છે તે પણ ખરું જોતાં કાર્યકારણના મહાનિયમ ઉપર શ્રદ્ધા રાખીને જ પ્રવર્તે છે. અમુક કાર્યકારણનિયમનો જે સ્થળે ભંગ થતો દેખાય છે, ત્યાં 'સાયન્સ' એ નિયમ માટે શંકા ન ધરાવતાં, એ સ્થળવિશેષને ભ્રાન્તિજનક માને છે, અથવા તો ભવિષ્યમાં જુદો ખુલાસો થશે એમ શ્રદ્ધા લાગે છે; પરંતુ કાલત્રયમાં પણ કાર્યકારણના નિયમને બાધ થાય એમ શંકા ઉદ્ભવતી નથી. વળી જગત્ની વ્યવસ્થામાં પુણ્યનો જય અને પાપનો ક્ષય એ નિયમ પણ સર્વદા પ્રતીત થતો નથી. આ નિયમ વ્યક્તિ પરત્વે અનેક વાર ખોટો પડતો જણાય છે એટલું જ નહિ, પણ જનસમષ્ટિમાં પણ કેટલીક સદીઓ અપવાદરૂપ દેખાય છે. છતાં વ્યક્તિની તેમ જ સમષ્ટિની સદ્વૃત્તિ અને ઉન્નતિ (Virtue and civiligation or proiress) ઉક્ત નિયમ પરની શ્રદ્ધા થકી જ સંભવ છે. આ રીતે Uniformity of Nature અને Moral Government એ બે પદાર્થ–જેના ઉપર મનુષ્યના જ્ઞાનનો અને ઉન્નતિ-

* "श्रद्धामयोऽयं पुरुषः यो यच्छ्रद्धः स एव सः"—भ. गी.

સંપાદક સદાચરણનો આધાર છે—એના ઉપરથી શ્રદ્ધા અને મોક્ષને અનુકૂલ શ્રદ્ધા છે. અન્ન વિના અત્યન્ત તીવ્ર દુઃખથી પીડિત થવા છતાં પણ ભકતનો પ્રભુ ઉપરનો પ્રેમ શિથિલ થતો નથી, અને પ્લેગના કારણ સંબંધે અનેક કલ્પનાઓ અસિદ્ધ ઠર્યાં છતાં પણ એ નિયમ કાર્યકારણના મહાન નિયમને જ અધીન છે અને પ્રકૃતિનું રહસ્ય મનુજબાલ આગળ પ્રકાશિત થવા નિર્માયું છે—એવો નિશ્ચય આરોગ્યશાસ્ત્રીઓનો મન્દ થતો નથી.—એ બંને પૂર્વોક્ત શ્રદ્ધાનાં જ ઉદાહરણો છે. ટેનિસન કહે તેમ—

"On yet we trust that somehow good
Will he the final good of ill."

પણ ઉપર બતાવેલી, મનુષ્યસ્વરૂપના બંધારણના મૂળમાં જ જે શ્રદ્ધા રહી છે તે વિનાની શ્રદ્ધા એ અન્ધ શ્રદ્ધા જ છે, ચેતનની નહિ પણ જડ પદાર્થની શ્રદ્ધા છે. ચેતનની શ્રદ્ધા સકારણ અને વિવેકજન્ય હોય છે, જડ શ્રદ્ધા ગમે તે વસ્તુને, ગમે તે વાક્યને વગર વિચારે વળગે છે.

જેમ અમુક પ્રકારની શ્રદ્ધા મોક્ષને અનુકૂલ છે, તેમ અમુક પ્રકારની શંકા પણ દૈવના અનુગ્રહથી જ પ્રાપ્ત થાય છે. વેદાન્ત-સિદ્ધાન્તનો અનુવાદ કરીને રા. રા. મણિલાલે યોગ્ય જ કહ્યું હતું× કે જગતનું આદિકરણ અજ્ઞાન છે. પણ તેની સાથે વિશેષમાં એમ પણ ઉમેરી શકાય કે મોક્ષનું આદિકરણ પણ અજ્ઞાન જ છે. ઉભય અવિરોધિ સત્ય છે. મોક્ષનું આદિકરણ અજ્ઞાન છે એ નિશ્ચય પ્રત્યેક ધર્મના ઇતિહાસમાં પ્રત્યક્ષ થાય છે. અત્રત્ય ધર્મપ્રવાહ ઉપર દૃષ્ટિ નાખતાં પણ જણાશે કે શંકામાંથી જ ધર્મની ભવ્યતા અને વિશુદ્ધિ આવે છે. એક ઋગ્વેદ-મહર્ષિ કહે છેઃ—

× જુવો સુદર્શન, ૧૮૯૮, સપ્ટેમ્બર.

को अद्धा वेद क इह प्रवोचत् कुत आ जाता कुत इयं विसृष्टिः॥
अर्वाग्देवा अस्य विसर्जनाय को वेद यत आ बभूव ॥
इयं विसृष्टिर्यत आ बभूव यदि वा दधे यदि वा न ।
यो अस्याध्यक्षः परमे व्योमन्त्सो अङ्ग वेद यदि वा न वेद "॥

( ખરેખર કોણ જાણે, કોણ કહે કે આ વિવિધ સૃષ્ટિ કયાંથી ઉત્પન્ન થઈ, કયાંથી કેંકાઈ? દેવો એના વિવિધ સર્જન પછીના છે. એ કયાંથી આવી એ કોણ જાણે? ભાઈ, આ વિવિધ સૃષ્ટિ કયાંથી આવી, અને સ્થિતિમાં છે કે નહિ એ પરમ વ્યોમમાં આનો જે અધ્યક્ષ છે તે જાણે. અથવા તે પણ ન જાણે! )

અજ્ઞાનમાંથી જ્ઞાનમાં પ્રવેશ કરવા મનુજહૃદય કેવું તલસે છે!

આ પ્રમાણે પ્રશ્ન થવા ન દેવો એ આત્માને જડ ગણવા સમાન છે. વળી આ શંકાનો ખુલાસો કરવાને બદલે એને બલાત્કારે દાબી મૂકવી એ આત્મામાં કચરો એકઠો કરવા જેવું છે. ટેનિસનનું યોગ્ય કહેવું છે કે—

" There is more faith in honest doubt
Believe me, than in half the creeds."

પણ આ સંશય જો મૂળમાં શ્રદ્ધાત્મક ન હોય તો એ અનિષ્ટ છે, કેમકે " પર " વસ્તુના અસ્તિત્વની શ્રદ્ધા ઉન્નતિને આવશ્યક છે. આ શ્રદ્ધાવિરહિત પ્રવૃત્તિ દુષ્ટ થયા વિના રહેતી નથી, કેમકે આ શ્રદ્ધાવિરહિત હોવું એનું નામ જ દુષ્ટતા છે. આ શ્રદ્ધા ઉપર જ્ઞાનનો પ્રકાશ પડી એ જ્ઞાનવિષય થઈ છે કે નહિ એ જુદો પ્રશ્ન છે, અને એના ઉપર ધર્મબુદ્ધિનો આધાર છે, પરંતુ આ વિષયની ચર્ચામાં ઉતરવાનો અત્રે અવકાશ નથી. માટે તાત્પર્ય કે, " ×અપ્રકાશ, અપ્રવૃત્તિ, પ્રમાદ, અને મોહ "—રૂપ તામસી વૃત્તિમાં મૂઢ બની પડી રહેતો પુરુષ જ ખરો " સંશયાત્મા " છે, અને **को अद्धा वेद कुत आ बभूव?** " એમ પ્રશ્ન કરનાર જ ખરો દ્રષ્ટા " ઋષિ "—છે.

---

× " अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनन्दन "—भ. गी.

ઉપનિષદ્ શું ખોટું કહે છે કે "જે જાણું છું તે જ એને નથી જાણતો, જે નથી જાણતો (કહે છે) તે જ જાણે છે"?* અર્થાત્ બ્રહ્મ જ્ઞાનથી પર છે એમ સમજવું એ જ યથાર્થ જ્ઞાન છે, કેમકે પરતા એ એ જ બ્રહ્મનું સ્વરૂપ છે.

> " What am I ?
> An infant crying in the night,
> An infant crying for the light,
> And with no language but a cry."
>
> —Tennyson.

**બુદ્ધિ અને હૃદય**

"બ્રહ્મવિદ્યાનો ઉદ્દેશ શો છે એ ધ્યાનમાં લઇશું તો સહજ સમજાશે કે બુદ્ધિ કે હૃદય બેમાંથી એક પણ પદાર્થને આ વિષયમાં સમગ્ર સામ્રાજ્ય સોંપી દેવું ઘટતું નથી. બાહ્ય અને આન્તર જગતના તત્ત્વનું, એટલે એમનામાં અધિષ્ઠાનરૂપે નિવસતા વાસ્તવિક પદાર્થનું, અન્વેષણ કરી સાક્ષાત્કાર કરવો એ જો બ્રહ્મવિદ્યાનો ઉદ્દેશ હોય–અને નિર્વિવાદ રીતે એ જ ઉદ્દેશ છે તો સ્પષ્ટ છે કે અન્વેષણ અને સાક્ષાત્કાર ઉભયને અનુકૂલ સાધનની એમાં અપેક્ષા છે. 'હૃદય લાગવું જોઇએ' એમ આ વિષયમાં ઘણીવાર કહેવાય છે, પરંતુ આ વાક્ય ખરું જોતાં અપૂર્ણ હોઇ માત્ર અર્ધ સત્યનું પ્રતિપાદક છે. ખરી રીતે તો, 'વસ્તુમાં હૃદય લાગવું જોઇએ' એમ પૂર્ણ વાક્ય થવું યોગ્ય છે. માત્ર હૃદય લાગવાથી જ પરમાર્થ સિદ્ધ થઇ જતો હોય, તો અહંતામમતાની માયિક જાળ વિશ્વમાં એવી પથરાઇ રહી છે કે વિના યત્ને જન્તુમાત્રનું કોઇક કોઇક સ્થળે તો હૃદય લાગેલું જ છે એટલે કાંઇ જ કરવાનું રહેતું નથી! ખરું જોતાં પ્રાપ્ત કરવાનું એ છે

---

+ " अविज्ञातं विजानतां विज्ञातमविजानताम् "—केनोपनिषद्

કે આ પ્રકારની સ્વભાવસિદ્ધ હૃદયની 'લગની' ને બદલે વસ્તુભૂત પદાર્થ હૃદયને વળગાડવું જોઇએ. હવે વસ્તુભૂત પદાર્થ શો છે અને શો નથી એ વાતનો નિર્ણય બુદ્ધિ વિના કોણ કરી શકે એમ છે? હૃદય તો પ્રતીતિમાં છે કે નથી એટલું જ કહીને રહેશે; વસ્તુતઃ 'છે કે નહિ' એ ઉચ્ચારનાર શક્તિ બુદ્ધિ જ છે. અને એટલે અંશે બુદ્ધિનું સાર્થકય સ્વીકાર્યા વિના કેમ ચાલશે? 'બુદ્ધિવિલાસ' 'તર્કજાળ' ઇત્યાદિ આક્ષેપગર્ભ પદો ઘણેક સ્થળે મહાન પુરુષોને મુખે પણ આપણે સાંભળીએ છીએ, પણ અમારું તો સ્પષ્ટ માનવું છે કે એમ બોલનારાઓનું ખરું તાત્પર્ય ન સમજીને જ લોકો ઘણીવાર બુદ્ધિના પ્રયોગને નિરર્થક માની લે છે, અને અમારા અનુભવમાં તો આ એટલે સુધી ગએલી જોવામાં આવે છે કે ઘણા લોકો બુદ્ધિહીનતાને હૃદયના વેગનું એક માપ કરી બેઠા છે. અને એમને જ્યાં જ્યાં કોઇ પણ બુદ્ધિનો આવિર્ભાવ થતો કે બુદ્ધિનો શ્રમ લેવાની વાત થતી જોવામાં આવે છે ત્યાં ત્યાં જાણે હૃદયની શૂન્યતા જ હોય, "નીરસતા" જ હોય એમ માનતાં જરા પણ વિચાર પડતો નથી! બુદ્ધિ-શ્રમ કેવાં કઠિન છે, પરમ પદાર્થ ઉપર હૃદયનો તીવ્ર વેગ હૃદય વિના એટલો બધો શ્રમ સહન કરવા તરફ અભિરુચિ થતી જ નથી. એ ધ્યાનમાં રાખતાં, ઘણાખરા લોકો એનાથી કંટાળે એમાં આશ્ચર્ય નથી. પણ પૂર્વે અમે એક વખત કહ્યું છે તેમ એ કઠિનતામાં જ એની ભવ્યતા છે અને અમારા સિદ્ધાન્તને શ્રીમદ્ભગવદ્ગીતાદિ મહાન ગ્રન્થોનો ટેકો છે. *

નિન્દાયોગ્ય બુદ્ધિ છે તે જુદી જ છે. જે બુદ્ધિ ઇન્દ્રિયોથી ગ્રહી શકાય તે કરતા અધિક તત્ત્વ સ્વીકારતી જ નથી, જે હૃદયના દુર્વિકારોનું વિસ્મરણ કરી જઇને સમગ્ર રચના રચે છે એટલું જ નહિ પણ જે પ્રેમ માન દયા ઉપકાર આદિ હૃદયના ઉન્નત ભાવોની કેવળ

* "दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः" એમ કઠોપનિષદ્‌નું પણ વાકય છે.

ઉપેક્ષા કરી પ્રવર્તે છે; જે ઉદાર સ્વાર્પણને મૂર્ખતા રૂપે પ્રદર્શિત કરવાની ધૃષ્ટતા કરે છે, તથા જે મનુષ્યહૃદયમાં ઉછળતા રુધિરને પવિત્ર અને મહાન બનાવવાને બદલે એને ખાલી કરી પોતાનું સ્વતન્ત્ર રાજ્ય સ્થાપવાનો વ્યર્થ યત્ન આદરી એને કર્તવ્યભંગની અધમતા તરફ દોરે છે; તથા જે 'બ્રાહ્મી સ્થિતિ' ( Religiousness, Piety ) ને બદલે માત્ર શોખરૂપી બ્રહ્મજિજ્ઞાસા × ( Interest in Religion ) માં જ કૃતકૃત્યતા મનાવે છે, એ બુદ્ધિ જ નિન્દાને પાત્ર છે. એનો વિલાસ તે જ ખોટો બુદ્ધિવિલાસ છે. 'બુદ્ધિવિલાસ' 'તર્કજાળ' ઇત્યાદિ પદો વડે બુદ્ધિ ઉપર આક્ષેપ કરનાર મહાન વિદ્વાનોનું આ જ તાત્પર્ય હતું, અને હોવું ઘટે છે. બુદ્ધિનો એક દુષ્ટ પ્રકાર સંભવે છે એટલા ઉપરથી એનો સારો પ્રકાર પણ હોઈ શકતો નથી એમ સમગ્ર બુદ્ધિને ત્યાજ્ય ગણવી એ ભ્રમ છે.

તર્કજાળમાં લપટાઇ રહેતા તત્ત્વવિમુખ એક ફિલસુફ કરતાં નિર્મળ હૃદયે ભક્તિપરાયણ થતો ગામડીઓ પરમ વસ્તુ પામવામાં વધારે યોગ્ય છે એ સ્પષ્ટ જ છે. સંસારપ્રવાહના ચક્રથી પકડાએલા એક ગજેન્દ્રની પ્રભુ પ્રત્યેની ઊંડા હૃદયની ચીસ, કે શબરીનાં ખરા ભાવથી અર્પેલાં બોર, એને અસંખ્ય ' બુદ્ધિવિલાસો ' કરતાં અધિક પ્રિય છે એ નિર્વિવાદ છે. પણ એમનો સાક્ષાત્કાર, એમના જેટલા જ હૃદયના વેગવાળા, પણ એ કરતાં અધિક જ્ઞાની એવા એક ઋષિના સાક્ષાત્કારની સમાન પંક્તિમાં આવી શકે છે એમ કોણ કહેશે? આપણે ઘણી વાર એક નિર્મળ હૃદયના ગામડીઆને વખાણીએ છીએ, પણ એ તો ખોટા બુદ્ધિવિલાસને નિન્દવા ખાતર કરેલી માત્ર અતિશયોક્તિ જ છે. એનો અર્થ એમ નથી કે એક જંગલી હોટેન્ટોટ અને એક મહાન દ્રષ્ટા—ઋષિવર—ધર્મના વિષયમાં સમાન છે. એમ કહેવું એ તો અન્ધકાર અને પ્રકાશને એક ગણી નાંખવા બરાબર

× આજ વિચાર કરતાં ' બ્રહ્મજિજ્ઞાસા' શબ્દ પ્રકૃત પ્રસંગે મને યોગ્ય લાગતો નથી. 'બ્રહ્મકુતૂહલ' શબ્દ વધારે ઠીક છે.

છે. વળી જુવો કે ગામડીઆ ઉપર પણ સ્વબુદ્ધયનુસાર તત્ત્વનિર્ણય કરવાની ફરજ નથી ? કયી ભાવના પરમાત્માની છે, અને કયી નથી એ વિષે યથાશક્તિ વિવેક કર્યો વિના તો ગામડીઆએ પણ પ્રવૃત્ત થવું યોગ્ય નથી, અને આ નિર્ણય કરનાર જે વિવેકશક્તિ તેનું નામ જ બુદ્ધિ છે. પરમાત્મા જ્યાં જ્યાં સત્ ( સાધુ ) ભાવ છે ત્યાં ત્યાં વિરાજમાન છે, અને જેમ જેમ મનુષ્યબુદ્ધિ વિસ્તાર અને વિકાસ પામતી જાય છે તેમતેમ એનું દર્શન વધારે ઉચ્ચતર અને યથાર્થ થતું આવે છે. આ ઉન્નતિ અને વૃદ્ધિનો પુરાવો પણ બુદ્ધિનો સત્કાર કરવા તરફ વળે છે. કદાચ એમ કહેવાશે કે આ ઉન્નતિ અને વૃદ્ધિ તે હૃદયની જ, બુદ્ધિની નહિ. પણ એમ કહેવામાં બુદ્ધિ અને હૃદયના નિકટ સંબન્ધની અવગણના થાય છે. હૃદય બુદ્ધિ વિના તો આજ જેવું હશે તેવું જ કોટિ વર્ષો સુધી રહેવાનું. બુદ્ધિ જ એની પાસે વિવેકપુરઃસર પ્રવૃત્તિ કરાવે છે, અને એ રીતે એની અધિકાધિક ઉન્નતિ સાધી આપે છે.

ત્યારે સિદ્ધાન્ત કે બ્રહ્મવિદ્યામાં હૃદય અને બુદ્ધિ ઉભયનો સરવાળો ધ્યાનમાં લેવાનો છે. કેવળ હૃદય કે કેવળ બુદ્ધિ અત્રે ધોરણરૂપ થઈ શકે એમ નથી. બુદ્ધિહીન હૃદય તે રુધિરના એની મેળે ભમે તેવી રીતે ચાલતા એક સંચા જેવું છે; જેમ હૃદય વિનાની બુદ્ધિ ત્વગિન્દ્રિય વિનાના શરીર જેવી છે. એક બીજી રીતે કહીએ તો બુદ્ધિ વિના હૃદય આંધળું છે, હૃદય વિના બુદ્ધિ નિઃસાર છે. ઉભય મળી એક જ ધોરણ થાય છે. અને એ ઉભયની ઐક્યતા આત્મામાં જ છે. માટે જ— पश्यत्यात्मानमात्मना " આત્માને આત્મા વડે જુવે છે " એમ કહ્યું છે.

પ્રસંગવશાત્ અત્રે ઉપરના જ વિષયમાંથી ઉદ્ભવતી એક બીજી બાબત ચર્ચવા જેવી છે. આપણે ઘણીવાર " રસ " અને " પ્રેમ " એવા શબ્દો " બ્રહ્મ "ને સ્થાને વપરાતા સાંભળ્યા છે, અને રા. રા. મણિલાલે તેમ કરવાનું એક પ્રયોજન પણ દર્શાવ્યું છે, જે

સુદર્શનના અભ્યાસીને સ્મરણમાં હશે જ. પરંતુ એ મહાન શબ્દોથી શું વિવક્ષિત છે અને શું નથી એ વિષે ભૂલ ન કરવા વાચકે સાવધાન રહેવાનું છે. જેમ દરેક હૃદયનો ઉભરો તે કાવ્યનો રસ નથી—એમ હોય તો દરેક લૌકિક રડાકૂટ કાવ્યરસની પદવીએ પ્હોંચવા જાય, તેમ દરેક 'અભેદ' કે 'પ્રેમ' કે 'રસ'ની વાત તે બ્રહ્મસાક્ષાત્કાર નથી એ સમજવાનું છે. એક તરફ, રસ વિનાનું જ્ઞાન (શુષ્ક બુદ્ધિ) કઠોર કાંટાની શય્યા જેવું છે એ ખરું, પણ તે સાથે બીજી તરફ, એ પણ સ્મરણમાં રાખવાનું છે કે કેવળ રસ અર્થાત્ રસાભાસ તો રા. મણિલાલ કહે છે તેમ "વેદાન્તને એટલો બધો ઓગાળી નાખે છે કે બાચકા ભરતાં પણ હાથમાં કાંઈ આવતું નથી." હાથમાં કાંઈ આવતું નથી એટલું જ નહિ, પણ ઉચ્ચ નીચ સર્વ પ્રદેશ રસની રેલમાં સમાન થઈ જતાં ક્યાં ડૂબાશે અને ક્યાં તરાશે એટલો આત્માને વિવેક પણ રહેતો નથી. માટે અત્રે એટલું ખૂબ ધ્યાનમાં લેવાનું છે કે બ્રહ્મરસનો વિષય માત્ર કાલ્પનિક (સમજએલો નહિ પણ માત્ર મને માનેલો) અભેદ હોઈ ન શકે, કારણ જે કલ્પનાત્મક અનુભવાય છે તે તો માયિક જ હોઇ શકે છે. અભેદની કલ્પના એ તો ભેદ પ્રતિ કેવળ આંખો મીંચી ક્ષણવાર મિથ્યા અભેદ અનુભવવા જેવું છે. ખરું જોતાં, ભેદને સ્થાને યથાર્થ રૂપે અભેદનો અનુભવ થાય ત્યારે જ બ્રહ્મસાક્ષાત્કાર થયો ગણાય. અને આ યથાર્થ દર્શન, વિચાર વિના, અને હૃદયની ખરી અને ઊંડી ધાર્મિકતા વિના, સંભવતું નથી. માટે આ પ્રકારનો ખરો સાક્ષાત્કાર વા એની દૂર દૂરની ઝાંખી પણ થઈ છે કે નહિ એ સમજવા માટે માણસે શાન્ત અને શુદ્ધ હૃદયથી પોતાના આત્માને પૂછવું જોઈએ કે એનો અનુભવ ભેદને અભેદ માનવા રૂપ કલ્પનાના પ્રકારનો છે કે ભેદને અભેદ રૂપે સમજવાનો એટલે જ્ઞાન સ્વરૂપ છે. એકમાં એક ભ્રાન્તિને સ્થાને માત્ર બીજી ભ્રાન્તિ સ્થપાય છે, બીજામાં અન્ધકારને સ્થાને અનુભવપ્રકાશનો આવિર્ભાવ અનુભવાય છે. હવે

આ પ્રકાશ, આ "રસ", માત્ર એક ગમત જેવો નહોતો, "અમૃત આપી હલાહલ શંકર વ્હોર્યું એ રસ"–રૂપ બની રહે ત્યારે જ ખરો "રસ" અનુભવાયો કહેવાય.

પ્રેમની બાબતમાં પણ આ જ રીતે જોવાનું છે. અલૌકિક પ્રેમ અને દિવ્ય પ્રેમના સ્વરૂપમાં સ્વતઃ ભેદ હો વા ન હો, પણ એ ભેદ બીજી રીતે નક્કી કરવાનું સાધન એ છે કે એ પ્રેમનો વિષય કોઈ દેહ–માત્ર મનુજકીટ છે કે સત્યસ્વરૂપ પરમાત્મા છે એ વિચારવું. સમસ્ત મનુષ્યજાત કે સમસ્ત વિશ્વ પ્રતિ પ્રેમ એ જો કે પરિણામે પરમાત્મા પ્રત્યેનો જ પ્રેમ છે, તથાપિ જ્યાંસુધી એ પ્રેમ પરમાત્મ–બુદ્ધિથી ઉછળતો નથી ત્યાંસુધી એની લૌકિકતા મટતી નથી, તથા પ્રેમની શાશ્વતતા વિષે પણ શંકા રહે છે. બીજું, આ પ્રેમ તે માત્ર હૃદયની ક્ષણિક ઊર્મિ જ નથી, પણ આત્માનાં અંગે અંગમાં–મન વાણી ક્રિયા સર્વ મળી જે એક આત્મ–સ્વરૂપ બંધાય છે તેના અણુ અણુમાં–અનુભવાતો કોઈ અવર્ણ્ય પદાર્થ છે.

"અહા ! એવે રંગે, બહુ બહુ પડયા વીર રણમાં,
અહા એ એકાંતે, સુજન જગ જીત્યા સ્મરણમાં;
ગયા વ્હેતા ગાતા રસિક રસસિન્ધુ ઝરણમાં.
અહા ! એની મૂર્ત્તિ પ્રકટ નિરખાતી મરણમાં."*

એ શ્લોકમાં બતાવેલી કસોટીથી ખરા પ્રેમને પ્રેમના આભાસથી જુદો પાડી ઓળખવાનો છે.

પ. રા. ચન્દ્રશંકર મને કહે છે : "બુદ્ધિવાદજન્ય ઐતિહાસિક અને વિવેચનાત્મક અભ્યાસપદ્ધતિઓનો ઉપયોગ આપણા ધર્મ-સાહિત્યની સમૃદ્ધિ માટે આરંભવાનો છે, ત્યાં તો બુદ્ધિવાદને વધામણાં દેવાં ઘટે, ત્હેની અપર્યાપ્તતાનાં દોષકીર્તન નહિ" !

ઉપરનું વાક્ય વાંચી મને Rip Van Winkle નું સ્મરણ

* સ્વ. મણિલાલ.

થાય છે એમ કહું તો રા. ચન્દ્રશંકર ખોટું તો નહિ લગાડે ? મને એમની સત્યનિષ્ઠા ઉપર વિશ્વાસ છે અને તેથી નિર્ભય છું. અને એટલું નમ્રતાપૂર્વક જણાવું છું કે મેં બુદ્ધિવાદને 'વધામણાં દેવાં' કરતાં કાંઈક વધારે કર્યું છે, ઓછું નહિ. બે વર્ષ ઉપર સિદ્ધપુરમાં શંકરજયન્તીને પ્રસંગે પાશ્ચાત્ય વિચારરીતિએ અને ઐતિહાસિક પદ્ધતિએ ધાર્મિક આચાર-વિચારની મીમાંસા થવી જોઈએ એમ ઉચ્ચ રવે મેં જે પ્રતિપાદન કર્યું હતું તેમાંથી ઉદ્ભવેલો વિવાદનો વહ્નિ તો હજુ સળગ્યાં કરે છે. હજી તો એ સંબન્ધી લેખોવાળા **વસન્ત**ના અંકો વાચકના ટેબલ ઉપરથી ખસી વાર્ષિક ફાઈલમાં પણ પડયા નથી—ત્યાં પહેલાં મને 'ઐતિહાસિક' અને 'વિવેચનાત્મક' પદ્ધતિની ભલામણ કરવી, અને તે પૂર્ણ આવેશભર્યા શબ્દોમાં, એ અન્યના કાર્ય પરત્વે કોઈક અદ્ભુત વિસ્મરણશીલતા દર્શાવે છે.—અધિક શું કહું ? ફ્રેંચ રેવોલ્યૂશનના સરલ સજ્જનોએ બેસ્ટીલનો કિલ્લો પડ્યો ત્યારથી જગતનું પહેલું વર્ષ ગણવા માંડ્યું હતું ! એવી જ કોઈક નવતરી ગુજરાતના સાક્ષરજીવન સંબન્ધે રા. ચન્દ્રશંકરે નહિ આરંભી હોય એમ આશા રાખી—હું એમને એટલું સ્મરણ આપું છું કે જે પદ્ધતિની પોતે મને ભલામણ કરે છે તે વસન્ત પત્રના આરંભ વખતે જ 'ઉદ્દેશ-સૂત્ર'ના ધ્વજપટ ઉપર મેં લખી છે. * અને ધર્મના પ્રદેશમાં આપણું શું કર્તવ્ય છે અને તે કેવી પદ્ધતિએ કરવું જોઈએ એ સંબન્ધી સવિસ્તર વિવેચન 'શ્રવણ' નામના એક લેખમાં મેં નીચે પ્રમાણે કર્યું છે:—

"તેમાં અધિકાર અને યોગ્ય સાધનસામગ્રીમાં સૌથી અધિક આવશ્યકતા સત્યપરાયણતાની છે. પ્રત્યેક અભ્યાસમાં, અને વિશેષતઃ

**ધર્મવિચારમાં સત્યનિષ્ઠા અને અભ્યાસપદ્ધતિ**

ધર્મના અભ્યાસમાં, અભ્યાસીએ અવશ્ય પાળવાનો, તથા વિચારમાં સ્વતઃસિદ્ધ કબૂલ થતો છતાં આચારમાં વારંવાર વીસરાઈ જતો એવો, મહાન નિયમ તે આ સત્યપરાયણતાનો છે. ધર્મનો વિષય દેશકાલાદિ સર્વ ઉપાધિથી પર

* જુવો ઉપર આપેલા ઉતારાના છેલ્લા શબ્દો.

છે. અમુક સિદ્ધાન્ત પૂર્વનો છે કે પશ્ચિમનો, પ્રાચીન છે કે અર્વાચીન એવો નિષ્કારણ ભેદ દેહાત્મવાદમાંથી જ—એટલે આત્માને અમુક દેશમાં કે અમુક કાલમાં વસતો પિંડ માનવાથી જ—ઉદ્ભવે છે. ધર્મના વિષયમાં ભૂત ભવિષ્ય કે વર્તમાન કોઇ પણ કાલ માટે હૃદયને પક્ષપાત થાય, અથવા તો અત્રત્ય અને વિદેશીય વિચારનું સમાન રીતે હૃદય સન્માન ન કરી શકે, તો પ્રકૃત વિષયમાં પ્રવેશ કરવાને યોગ્ય અધિકાર પ્રાપ્ત થયો નથી એમ સમજી લેવું. પરમાત્મા સત્યસ્વરૂપ છે અને સત્ય ઉપર એકનિષ્ઠા રાખવાથી જ પ્રાપ્ત થઇ શકે છે, માટે વિચાર ચલાવતાં પરિણામમાં અનીશ્વરવાદ આવે કે ઈશ્વરવાદ, જડવાદ કે ચૈતન્યવાદ, શંકાવાદ કે શ્રદ્ધાવાદ--એ વિષે પણ પ્રથમથી આગ્રહ ધરવો ન જોઇએ. ટેનિસન કહે છે તેમ 'શંકા ઘણી વાર શ્રદ્ધા કરતાં પણ ઉચ્ચતર અને વસ્તુતઃ શ્રદ્ધારૂપ હોય છે.' સત્યપરાયણતા અને બીજી આવશ્યકતા જિજ્ઞાસાની છે. આ જિજ્ઞાસા તે માત્ર સાધારણ જાણવાની ઇચ્છા એમ સમજવાનું નથી. પરંતુ ઇચ્છાની સાથે વિષય પ્રતિ હૃદયનો ઉત્કંઠ× ભાવ પણ હોવો જોઈએ, અને તે પણ સહજમાં તૃપ્ત થઈ જાય એવો નિર્માલ્ય ન હોવો જોઈએ,—શાસ્ત્રમાં કહે છે તેમ અગ્નિથી જ્વલન્ત કેશવાળો પુરુષ જલાશયમાં જેટલા વેગથી પડવા જાય છે, તેટલા વેગથી વ્યવહારથી પર જે પુરુષાર્થભૂત તત્ત્વ છે તેની શોધમાં પ્રવર્તવું જોઇએ. વળી પ્રવૃત્તિ શોખરૂપી જ કે ફિલસુફીના આડમ્બર રૂપી ન હોતાં, પરમપુરુષાર્થરૂપે સત્ય શોધી કાઢવાની હોવી જોઇએ. આટલી સામગ્રી સિદ્ધ થયા પછી જ શ્રવણ યોગ્ય સ્વરૂપ ધારણ કરે છે.*

---

× ઊંચી ડોક.

* શ્રવણના દ્વિતીય પ્રકારમાં આના ઉપર ભાર મૂકવાનું કારણ એટલું જ કે અત્રે ઉપદેશા પુરુષ સાક્ષાત્ ન હોવાથી ભ્રમ થવા સંભવ છે. (એ લેખમાં શ્રવણનો પ્રથમ પ્રકાર ગુરુમુખે શ્રવણ કરવાનો બતાવ્યો છે.)

ધર્મનો વિષય વિશાલ છે, અને તદનુરૂપ અસંખ્ય ગ્રન્થોમાં એનું જ્ઞાન આવિર્ભૂત થાય છે, પરંતુ એનો વિષયવિભાગ પાડી અભ્યાસ કરવામાં આવે તો માર્ગ સરલ થઈ શકે એમ છે. વિષયવિભાગ કાંઈક આ રીતે કરી શકાયઃ—

(क) તત્ત્વચિન્તન (Philosophy), એટલે પદાર્થના ભાસમાન સ્વરૂપથી પર તત્ત્વભૂત સ્વરૂપ શું છે, અને એ તત્ત્વની દૃષ્ટિએ ભાસમાન સ્વરૂપનો શો ખુલાસો છે—એનો બુદ્ધિદ્વારા વિચાર. આ વિચારની ત્રણ શાખાઓ પડે છેઃ—(૧) સત્—વિષયકઃ બાહ્ય અને આન્તર સત્—વિષયક ( Metaphysics અને Psychology), (૨) કર્તવ્ય-વિષયક ( Ethics ), અને (૩) સૌન્દર્ય-વિષયક (Æsthetics); જેમાંથી પ્રથમ બે પ્રકૃત વિષયમાં સવિશેષ ઉપયોગી છે.

(ख) કવિતા (Poetry), એટલે પૂર્વોક્ત વિષયનું હૃદયદ્વારા સમાલોચન; પ્રકૃતિ અને મનુજ આત્મના વિવિધ સ્વભાવવર્ણનમાં કવિપ્રતિભા જે પરતત્ત્વનું દર્શન કરાવે છે તે.

(ग) બ્રહ્મવિદ્યા તથા વિશેષ અર્થમાં ધર્મ (Theology—Universal અને Particular); એટલે જગત્‌ના મહાન ધર્મપ્રવર્તકો અને બ્રહ્મવેત્તાઓ ( તાર્કિકો કે શબ્દાર્થમીમાંસકો નહિ ) તેમણે પ્રકૃત વિષયમાં આચાર અને વિચારદ્વારા પ્રકટ કરેલાં પરમ સત્ય, તથા એ સત્યના પ્રાદુર્ભાવનાં વિશેષ સ્વરૂપો.

આ ત્રણે વિષયનો સંપૂર્ણ અભ્યાસ એક મનુષ્યજીવનમાં પ્રાપ્ત કરવો અશક્ય છે એ તો ખરું જ, તથાપિ ક્રમે ક્રમે શાન્તિથી, દૃઢતાથી, અને પદ્ધતિઅનુસાર ચાલતાં ઘણું સંપાદન થઈ શકે એમ છે. જગત્‌ના પ્રથમ વર્ગના મહાત્માઓની,—એટલે કે ઉપરનો વિષયવિભાગ લેતાં, પરમ કોટિના તત્ત્વચિન્તકો, કવિઓ, ધર્મપ્રવર્તકો અને બ્રહ્મવેત્તાઓની,—સંખ્યા ઘણી નથી; અને ફક્ત તેમના, તેમ જ તેમને લગતા,

મુખ્ય ગ્રન્થોનો જ અભ્યાસ કરવામાં આવે તો તેથી પ્રકૃત માર્ગમાં ઘણું સિદ્ધ થઈ શકે તેમ છે.

સારી પેઠે લક્ષમાં રાખવાની બાબત પદ્ધતિ છે. શ્રવણનું પ્રયોજન મનન અને નિદિધ્યાસન છે એ વિચારતાં, શ્રવણ કેવી પદ્ધતિથી કરવું જોઈએ એ સમજાય છે. પ્રથમ તો આપણા મહાન વિષયમાં મુખ્ય અવાન્તર વિષયો શા શા છે એ વિષે સ્પષ્ટ જ્ઞાન મેળવી લેવું જોઈએ; જેમકે જીવ (अहम्—આત્મા), જગત્ (इदम्—આ) અને ઈશ્વર (तत्—પરમાત્મા) એ રીતે. ત્યાર પછી એ પ્રત્યેક સંબન્ધી શી શી બાબતનો ખુલાસો કરવાનો છે તેનું ગ્રહણ કરવું જોઈએ: ઉદાહરણ તરીકે; આત્માનું સ્વરૂપ—અમર કે નશ્વર? સ્વતન્ત્ર કે પરતન્ત્ર? કર્તા કે અકર્તા? ઇત્યાદિ. પછી એ ઉપર નીચેની ત્રણ પદ્ધતિઓને અનુસરી અધ્યયન થવું જોઈએ:

(૧) ઐતિહાસિક પદ્ધતિ (Historical Method): એ તત્ત્વચિન્તનનો તથા બ્રહ્મવિદ્યા(ધર્મ)નો પ્રવાહ ભિન્ન ભિન્ન દિશામાં, કાળમાં, અને અવાન્તર વિષય પરત્વે, કેવી રીતે પ્રવર્ત્યો છે એ ઐતિહાસિક દૃષ્ટિબિન્દુથી, કારણસહિત સમજવા યત્ન કરવો. અર્થાત્—ભરતખંડ, ચીન, એસીરિઆ, ચાલ્ડીયા, પેલેસ્ટાઈન, ઈજીપ્ટ રોમ, ગ્રીસ ઇત્યાદિ દેશવાર, બુદ્ધ, ક્રાઈસ્ટ, વ્યાસ, શંકર આદિ મહાત્માઓના સમયવાર, તથા જ્ઞાન, ભક્તિ, કર્મ, જડવાદ, ચૈતન્યવાદ આદિ અવાન્તર વિષયવાર, પ્રકૃત વિષયનું સમગ્ર ઐતિહાસિક સ્વરૂપ ધ્યાનમાં લેવું. વિકાસ પણ ઐતિહાસિક ક્રમે જ ચાલતો હોવાથી વિકાસ(Evolution)પદ્ધતિનો પણ અત્રે સમાવેશ થાય છે.

(૨) તોલન-પદ્ધતિ (Comparative Method): વિવિધ દેશનાં અને વિવિધ કાલનાં વિચારસ્વરૂપો સરખાવી જોવાં, જેમાંથી પછી મનન કરતાં સામાન્ય અને વિશેષ તત્ત્વો તારવી કઢાય.

(૩) નિગમન-પદ્ધતિ (Deductive Method): એટલે

સ્વતંત્ર રીતે વસ્તુના મૂલ સ્વરૂપમાંથી જ પ્રસ્તુત વિષયમાં સિદ્ધાન્તો ઉપજાવી કાઢવાની પદ્ધતિ, જેને અનુસરવાથી તાત્ત્વિક અને આકસ્મિક અંશોનો ભેદ પાડી શકાય છે.+

૬. વળી યૂરોપમાં બુદ્ધિવાદે ( Rationalism ) અને તત્સહોત્થાયી સૌજન્યવાદે( Humanitarianism ) જે સેવા બજાવી છે તેની કદર કરવામાં પણ હું ચૂક્યો નથી. જુવો નીચેના ઊતારાઃ—

**યૂરોપના બુદ્ધિવાદની કદર**

" આ ધર્મસુધારો જે ' રેફર્મેશન ' નામે પ્રસિદ્ધ છે એમાં બેશક ઘણા દોષો હતા. પણ એ સર્વ દોષો ગણતરીમાં લીધા છતાં પણ એટલું કબૂલ કર્યા વિના ચાલશે નહિ કે જનસુધારણાના ઇતિહાસમાં આ ખરેખર એક આગળ પગલું હતું. એક તો, રોમન કેથોલિક સંપ્રદાયની નીતિ સ્હામે પોકાર ઊઠાવી આખા ક્રિશ્ચિયન પંથની નીતિમાં એણે સુધારો કર્યો. બીજું આજસુધી જે સત્તા બધી પોપમાં જ એકત્ર થઈ રહી હતી એમાં વિભાગ પાડ્યો, અને ધાર્મિક જીવનપ્રવાહમાં એક કરતાં વધારે સ્થાન ઉત્પન્ન કર્યાં. ત્રીજુંઃ જો કે વિચારસ્વાતન્ત્ર્યનો નવો મત કેટલીક વખત વિચિત્ર સ્વરૂપ ધારણ કરતો હતો, તથાપિ એ એક રીતે બહુ ઉપયોગી થઈ પડ્યો. દરેક માણસને સ્વતંત્ર વિચાર કરવાની ટેવ પડી, અમુક ધર્મમંડળમાં આપણે દાખલ હોઇએ એટલે એની મેળે આપણું ધાર્મિક કલ્યાણ થઈ જ જાય એવી ભ્રાન્તિ હવેથી દૂર થઇ, અને દરેકને પોતપોતાની જવાબદારીનું ભાન થવા માંડ્યું."

" આ પ્રમાણે સૌજન્યવાદીએ વ્યક્તિનું નિરર્ગલ સ્વાતન્ત્ર્ય સ્થાપવા યત્ન કર્યો એ ભૂલ કરી, પણ કષ્ટ જુલમની બેડીઓ

+ આ પદ્ધતિ ખરું જોતાં મનનના અંગમાં પડે છે, પણ શ્રવણ અને મનન એક બીજા સાથે એવાં ગુંથાએલાં છે કે એને અત્રે મૂકવામાં કાંઈ અડચણ નથી. આ પદ્ધતિના ગ્રન્થો એ ' શ્રવણ ' છે.

તોડી એ એની મનુષ્યઉન્નતિના ઇતિહાસમાં કદી ન ભૂલાય એવી સેવા છે."

૭. "બુદ્ધિવાદને વધામણાં દેવા" મને નિમન્ત્રનાર બુદ્ધિવાદી-રા. ચન્દ્રશંકર–એટલું ભૂલી જાય છે કે સારાસારનો વિવેક કરવો અને સત્ય તારવી કાઢવું એ મનુષ્યબુદ્ધિનું પ્રથમ લક્ષણ છે. આવેશભરી રીતે બે અસત્ય વચ્ચે દોડાદોડ કરવી એ કદાચ હૃદયવાદીને શોભે, પણ બુદ્ધિવાદીએ તો ઠરેલ થઈ બીજાની ભૂલોમાંથી બચવા હંમેશાં સાવધાન રહેવું જોઇએ. બે અસત્ય વચ્ચે વારાફરતી––બેડમિન્ટનના ફેધરકોકની માફક––અથડાવું એ બુદ્ધિનું નહિ પણ અબુદ્ધિનું લક્ષણ છે એ રીતે સત્ય પ્રાપ્ત થતું નથી એટલું જ નહિ, પણ સંગીન ચિરસ્થાયી કાર્ય પણ થતું નથી : એવી કાર્યપદ્ધતિનું પરિણામ તો એ થાય છે કે સામાન્ય લોક* જેમ જુસ્સાથી એક પક્ષ તરફ ખેંચાય છે, તેમ એ પક્ષના દોષ જણાતાં એટલા જ જુસ્સાથી એ સામા પક્ષમાં દોડે છે. મનુષ્યબન્ધુ એ જડ વસ્તુ કે ગુલામ સેવક નથી, જેને યથેચ્છ બે છેડા વચ્ચે ફેંક્યા કે દોડાવ્યા કરવાનો સાક્ષરો-નો હક્ક હોય. સત્ય જે ખરેખર પ્રતીત થતું હોય તે જ એની આગળ મૂકવાની એમની ફરજ છે. ભૂતકાળમાં યુરોપના 'બુદ્ધિપ્રકાશ( Aufklarung – Enlightenment )વાદી'ઓ ધર્મને કેટલીક સેવા બજાવી શક્યા છે તેનું કારણ કે પોતે જે–ભ્રાન્તિથી પણ–માનતા હતા તે જ ઉપદેશતા હતા : બુદ્ધિવાદ ખરું જોતાં તો યથાર્થ નથી પણ એને 'વધામણાં દેવા'થી ધર્મ સુધરશે એવી અપ્રમાણિક સમવડી સમજણથી તેઓ પ્રવર્ત્યા નહોતા. અને તેથી જો અત્યારે આપણને એઓના સિદ્ધાન્તમાં ભૂલ લાગતી હોય તો ભૂલ તરીકે જ માનવી, દેખાડવી, અને ખરો સિદ્ધાન્ત પ્રકટ કરવો; અથવા ભૂલ ન લાગતી હોય તો તેમ જ નિર્ભયતાથી અને પ્રામા-ણિકતાથી કહેવું. એ સિવાયના માર્ગમાં સત્યનિષ્ઠા એ સચવાતી નથી,

*નર્મદાશંકરને એમ થયું હતું તો સામાન્ય લોકનું શું કહેવું ?

અને તે વિના સમાજસેવા પણ થતી નથી. મનુષ્યબુદ્ધિના સ્વાભાવિક સામર્થ્ય અને સ્વાતન્ત્ર્ય માટે જેને માન હોય તેણે કદી પણ એમ માનવું ન જોઈએ કે સામાન્ય પ્રજાને આપણે જ્યાં દોડાવીશું ત્યાં તે મુંગે મ્હોંએ દોડશે : આજ તમે " Out into the open air " એવો પોકાર કરશો તો પ્રજા તેનાં કારણ માગશે, અને કાલે 'Back to the Zanana' કહેશો તો તેનાં પણ માગશે. મનુષ્ય કાંઇ માટીનો લોચો નથી કે જેને ટપલા મારીને જેવા આકારનો બનાવવો હોય તેવો બનાવાય : અત્યુક્તિભર્યાં વચનોથી આમ તેમ ફેરવ્યા કરશો એમ કદી પણ બનવાનું નથી. અત્યુક્તિ જ્યારે એના જાણવામાં આવશે ત્યારે એનો તમારામાંથી વિશ્વાસ ઊઠી જશે અને તમને અન્ન મળી આધા મૂકશે.

૮. 'બુદ્ધિ એ સકલ મનુષ્ય નથી.' બુદ્ધિ જો કે ધર્મને 'અશુદ્ધ' બનાવે છે તથાપિ નિર્મળીથી તૃષા છીપતી નથી, તૃષા તો જળથી જ છીપે છે, તેમ ધર્મનું તત્ત્વ જે બુદ્ધિની પારના પ્રદેશમાંથી આવે છે તે જ આત્માને સન્તોષે છે—અને એ જ ધર્મનું ખરૂં આન્તર તત્ત્વ છે એમ મ્હારૂં માનવું છે. અને જેવું માનવું છે તેવું કહેવું છે. મ્હારૂં માનવું ખોટું હોય તો તે ખોટું છે એટલું જ સિદ્ધ કરો—એથી અમુક સમવડનો ભંગ થાય છે કે વીસમી સદીના પ્રવાહને બાધ આવે છે એ ધર્મ જેવા ગંભીર અને સનાતન સત્યના વિષયમાં શોભતી દલીલ નથી. વળી બુદ્ધિ એ જ ધર્મનું સુધારક તત્ત્વ છે એમ પણ કાંઈ નથી. હું ધર્મનાં જે ઊંડાં તત્ત્વો ઉપર દૃષ્ટિ નાંખવા વાચકને વિનંતિ કરૂં છું તે ધર્મના ખરા સુધારામાં પ્રતિબન્ધક નથી—બલ્કે અનુગુણ છે. એ જ ઊંડા તત્ત્વોની સાક્ષીએ જ્યારે ધર્મ પળાશે ત્યારે જ ધર્મ એનું ખરૂં સ્વરૂપ પ્રાપ્ત કરશે એમ મ્હારૂં પૂર્ણ નમ્રતાથી કહેવું છે.

આ સિદ્ધાન્તના સમર્થન માટે—જે તરેહનાં પ્રમાણ શક્ય છે તે હું વખતોવખત આપ્યા કરૂં છું. એ સિદ્ધાન્ત આપણા દેશનો

અને સર્વ ધર્મનો પ્રાચીન સિદ્ધાન્ત છે, પણ એ સ્વીકારવાથી 'વીસમી સદી' ને અણઘટતું હું કાંઈ કરતો નથી એ દર્શાવવા માટે–શબ્દપ્રમાણ તરીકે નહિ, પણ આટલું જ દર્શાવવા માટે–એક અવતરણ આપું છું–એ અવતરણ સાહિત્યના 'સર્વગ્રાહી ભંડારમાંથી' મ્હારા વાદની સગવડ ખાતર ચૂંટી કાઢેલું* નથી પણ પશ્ચિમમાં ધાર્મિક તત્ત્વવિચારના પ્રતિપાદનની ઉત્તમોત્તમ પીઠિકા (Gifford) ઉપર અપાએલા છેલ્લામાં છેલ્લા પુસ્તકાકારે પ્રસિદ્ધ થએલા ભાષણની પ્રસ્તાવનાના પહેલા પાનાનો એ પહેલો પેરેગ્રાફ છેઃ—

"The services of thought to religion have been subject to a justified distrust, of uncertain worth, especially of uncertain recoil, are the labors of reason in behalf of any of our weightier human interests. By right instinct has religion from the beginning looked elsewhere for the brunt of support and defense—say to revelation, to faith, to feeling. A bad defense is a betrayal; and what human philosophy of religion can be better than a bad defense?

Present—day philosophy seems notably inclined to take this view of itself. Is it not Bradley, eleder metaphysician to our time, who jots down that metaphysics is the finding

---

* વિશેષ્ય જડતું નથી; પુષ્પ કહેવા જાઉં છું તો તે 'ભંડાર' સાથે સંગત થતું નથી, રત્ન કહેવા જાઉં છું તો તે 'ચૂંટી કાઢવા' જોડે બંધ બેસતું નથી.

of bad reasons for what we believe on instinct! Reason is not incapable of recognising and confessing its own limits: it may even take pride in expounding them, an attitude which since Hume and Kant has become more or less fashionable. Our current science of religion may now assume without too much discussion that the grounds of religion are superrational, or subrational and we find philosophy under taking to define what these other-than-rational grounds are-grounds moral perhaps, or psychological, or social, or historical; grounds pragmatic, or even mystic. Various and variously combined as are these several philosophic trends, they agree in accepting the judgment that religion lies close to the primative moving-forces of life; deeper, then, than, reasan or any work of reason. "—Hocking.

(વસન્ત : વર્ષ ૧૩, અંક ૭, શ્રાવણ, સંવત ૧૯૭૦)

# સ્ત્રીકેળવણી

મુંબાઇમાં હમણાં "સ્ત્રીબોધ" નામના એક માસિક પત્રની જ્યુબિલિ કરવામાં આવી. તે પ્રસંગે મિ. જસ્ટિસ બીમને "જનસમાજમાં સ્ત્રીઓનું યોગ્યસ્થાન" એ વિષય ઉપર એક સુન્દર વિચાર અને વિદ્વત્તાભર્યું ભાષણ આપ્યું હતું. એ ભાષણનો મુખ્ય મુદ્દો એ હતો કે સ્ત્રી એ એક આનન્દનું રમકડું કે ઘરની ચાકરડી નથી, પણ પુરુષને ઉચ્ચ બનાવનાર એક દિવ્ય શક્તિ છે. આ પ્રતિપાદનને અંગે એમણે સ્ત્રી અને પુરુષનાં કર્તવ્ય કુદરતથી જ જુદાં છે એમ, અંગ્રેજ કવિ ટેનિસન અને આપણા વિદ્વાન સુધારક રા. મણિલાલની માફક જણાવ્યું; અને હાલમાં ઈંગ્લંડમાં કેટલીક સ્ત્રીઓએ પાર્લામેન્ટમાં બેસવા વગેરે રાજકીય હક મેળવવાની જે હિલચાલ ચલાવી છે અને જે કરવામાં તેઓ પોતાનું સ્ત્રીત્વ ગુમાવી બેઠી છે તે સ્હામે સખ્ત ટીકા કરી. મિ. બીમનનું ભાષણ કેટલાક સુધારકોને પસન્દ પડ્યું નથી; પણ તેમ થવાનું કારણ અમને તો એ જણાય છે કે એ વિદ્વાનનું સૂક્ષ્મ નિરૂપણ તેઓની બુદ્ધિમાં ચઢી શક્યું નહિ હોય અગર તો જૂનું સુધારકમંડળ હજી જૂની—સાદી—દૃષ્ટિએ જ આ પ્રશ્ન વિચારી શકે છે. અમને મિ. બીમનના ભાષણમાં જો કોઇ પણ ખામી જણાઈ હોય તો તે એટલી જ છે કે એ ભાષણ આપણા દેશના આ સ્ત્રીકેળવણીના મહાપ્રશ્નનું સમાધાન કરતું નથી. આપણે ત્યાં સ્ત્રીકેળવણીનો પ્રશ્ન તે આજે એક રાષ્ટ્રીય પ્રશ્ન તરીકે વિચારવાનો છે, અને તેમાં છેક ધનાઢ્ય વર્ગ કે છેક ગરીબ વર્ગના લોકો કરતાં મધ્યમ વર્ગના લોકની જરૂરિયાતો ધ્યાનમાં લેવાની છે. છેક ગરીબ વર્ગને સ્ત્રીકેળવણીનું સ્વપ્નું આવવું પણ દુર્લભ છે;—અને શ્રીમંત વર્ગ ભલે સ્ત્રીને કેવળ જીવનની અધિદેવતા કરીને સ્થાપે; પણ મધ્યમ વર્ગે તો સ્ત્રીને જીવનની સહચરી

તરીકે જ લેખ્યા વિના છૂટકો નથી–જે પદવીમાં ગૃહકાર્યનો પણ સમાવેશ કરવો પડશે. સ્ત્રીએ તો માત્ર ઘરધંધો કરવો એવો અમારો પણ મત નથી અને તેથી અમે સ્ત્રીકેળવણીમાં નીચેના વિવિધ વિષયો દાખલ કરવા જોઇએ એમ માનીએ છીએઃ—

(૧) નીતિ–કૌટુમ્બિક અને સામાજિક નીતિ–અને ધર્મ : જે ઉપર સમગ્ર આત્માનો આધાર છે.

(૨) ઉપયોગી ગૃહકલા અને ઉદ્યોગો જેથી કુટુમ્બની આર્થિક સંપત્તિ પણ સુધરે તેવાં ઘરમાં બેસીને કરવાનાં કામો. આમાં પાકશાસ્ત્રનો સમાવેશ પણ કરવો જોઈએ (જો કે મિ. બીમન એ અનિષ્ટ માને છે).

(૩) સ્વચ્છતા અને આરોગ્ય સંબન્ધી નિયમો; અને શહેરી જીવનને લગતાં મુખ્ય તત્ત્વો; શરીરશાસ્ત્ર; બાળકને ઉછેરવાની રીત–જેમાં શરીર, વસ્ત્ર, ઘર, આંગણું વગેરે સાફ રાખવાં; તન્દુરસ્તી સાચવવી, સહેજ બગડેલી સુધારી લેવી; શરદી અને તાપ વખતે ગરમ સુતરાઉ વગેરે વસ્ત્રનો સમયાનુસાર ઉપયોગ કરી જાણવો; જુદીજુદી તરેહના ખોરાકના ગુણદોષોની માહિતી ધરાવવી; આડોશી પાડોશી સાથે સારું વર્તન રાખવું; મ્યુનિસિપાલિટિ અને સરકારના વહીવટ સંબન્ધી કેટલુંક અગત્યનું જ્ઞાન ધરાવવું.

ઉપરની કેળવણી માટે નીચે મુજબ સાધનો યોજવાં જોઇએઃ-

(૧) ઉપરના વિષયો સંબન્ધી રસિક વાંચનમાળા અને કૃતિ-દ્વારા અપાતું–શિક્ષણ.

(૨) સીધું શિક્ષણ, તેમ જ આડકતરું એટલે કે વાર્તા નવલકથા (જેમ કે સરસ્વતીચન્દ્ર) વગેરે દ્વારા અપાતું શિક્ષણ.

(૩) ભણેલા પુરુષોનું કર્તવ્ય કે પોતાનું જ્ઞાન સ્ત્રીઓમાં સહવાસ અને વાતચિતથી ઉતારવું, અને તે માટે ગૃહજીવનમાં તેઓએ રસ લેવો તથા પ્રેમ બાંધવો.

(૪) પ્રતિષ્ઠિત વિચારશીલ વર્તમાનપત્ર અને માસિક ઉપરાંત સ્ત્રીઓ પાસે ઘરમાં પુસ્તકો વંચાવવાં તે જગતનાં માત્ર મહાન પુસ્તકો જ: આવાં પચીસ ત્રીસ પુસ્તકો વારંવાર વાંચ્યાથી જે લાભ થાય છે તે સેંકડો નિર્માલ્ય પુસ્તકો વાંચ્યાથી કદી પણ થતો નથી.

છેવટે—સ્ત્રીકેળવણીની જે કોઈ યોજના ઘડવામાં આવે તે નીચેની વસ્તુસ્થિતિ ધ્યાનમાં રાખીને ઘડાવી જોઈએ:—

(૧) બાળવિવાહ ગમે તેવો અનિષ્ટ હોય, તથાપિ તે છે એ ખરી વાત છે.

(૨) જે સ્ત્રીઓ માટે આપણે આ યોજના ઘડીએ છીએ તેઓ તવંગર નથી, અને તેઓને ગૃહકાર્યમાંથી થોડોક વખત જ મળી શકવાનો સંભવ છે.

(૩) અવિભક્ત કુટુમ્બમાં આપણી સ્ત્રીઓએ બહુ ભાગે જીવન ગાળવાનું છે.

(૪) હજી આપણા જનસમાજમાં ઘણું અજ્ઞાન છે, અને તેથી આપણાં સ્વદેશી ભાંડુઓ તરફ ક્રોધ કે ઉપેક્ષાવૃત્તિ લાવવી એ ઊંચા આત્માને શોભે એવું નથી.

( વસન્ત : વર્ષ ૬, અંક ૧૨, પૌષ, સંવત્ ૧૯૬૪ )

## સ્વાશ્રય

આપણી રાજકીય હિલચાલમાં પડેલી ફાટ પૂરવાનો ઉત્તમ માર્ગ સૂચવતું બાબુ રવીન્દ્રનાથ ટાગોરે પબના-પ્રાન્તિકસભામાં કરેલું ભાષણ સર્વેએ મનન કરવા જેવું છે. ઉદ્દામ અને વિનીત ઉભય પક્ષના સિદ્ધાન્તમાંથી વચલો માર્ગ કાઢવો, અગર તો તેઓએ માત્ર એકતા ખાતર પોતપોતાના મતભેદ બાજુ પર મૂકવા ઇત્યાદિ સૂચનાઓ આપણે ઘણે ઠેકાણે સાંભળીએ છીએ; પણ બાબુ રવીન્દ્રનાથે કરેલી સૂચનામાં આ સર્વ કરતાં વધારે ગંભીર ડહાપણ

રહેલું હતું. એમનું ખાસ કહેવું એવું થયું કે–માણસ જ્યારે કર્તવ્ય કરવામાં શિથિલ બને છે ત્યારે જ તેને વૃથા વાદવિવાદ કરવાનું સૂઝે છે: જ્યાંસુધી સ્વદેશીની હિલચાલ ઉત્સાહપૂર્વક ચારે તરફ ચાલી રહી હતી ત્યાંસુધી માંહોમાંહે ઝઘડો ઉત્પન્ન થયો ન હતો; અને તે મન્દ પડવાથી જ હાલનો અનિષ્ટ કુસંપ ઉપજી આવ્યો છે; અત્યારે આપણું મુખ્ય કર્તવ્ય આપણા સ્વદેશબન્ધુઓને અસંખ્ય રીતે ઉપયોગી થવાનું છે. **સ્વાશ્રય** સિવાય ઉદ્ધાર નથી; અને સ્વાશ્રય વડે–સરકારની મદદ વિના પણ–આપણે દેશની સ્થિતિ ઘણી સુધારી શકીએ એમ છીએ એમ એ જણાવે છે. અને દાખલા તરીકે, નીચેનાં અગત્યનાં કામો હાથ ધરવા કહે છે:—

(૧) દરેક પ્રાન્તના અગ્રણીઓએ પોતાના પ્રાન્તમાં સ્થળે સ્થળે મંડળો સ્થાપીને ખરી લોકસ્થિતિનું જ્ઞાન મેળવવું જોઈએ— કારણ કે યથાર્થ સ્થિતિ જાણ્યા વિના કોઈ પણ કામ ફતેહમંદ રીતે કરી શકાવાનું નથી.

(૨) દરેક ગામને સ્વાશ્રયી બનાવવું: એટલે કે દરેકમાં પોતાની સામાન્ય અને ઔદ્યોગિક શિક્ષણની શાળા, કોઠાર, અને પરસ્પર ધીરધાર માટે નાણાં પેઢી, રમતગમત માટે મેદાન તથા ટંટા પતવવા માટે લવાદની ગોઠવણ એ યોજના પ્રજા તરફથી કરી લેવી જોઈએ.

(૩) જમીનદાર અને ખેડૂતે એકસંપ થઈ કામ કરવું જોઈએ કારણ કે બંનેનું હિત એકઠું જ રહેલું છે. બંને એકઠા થશે તો જ હાલના સમયમાં શોધાએલાં કૃષિનાં સાધનોનો પૂરેપૂરો લાભ લઈ શકાશે.

આ પ્રમાણે ગ્રામસંસ્થાને સ્વતન્ત્ર બનાવ્યા વગર સ્વરાજ્યની વાત નિરર્થક છે એમ બતાવી, છેવટે પોતાના ભાષણનો સાર નીચે પ્રમાણે તારવીને મૂક્યો હતો:—

(૧) વખતને અનુસરીને ચાલીશું નહિ તો આપણો વિનાશ જ છે.

(૨) સંવ્યવસ્થા [Organization] એ જ આ સમયનો મહામન્ત્ર છે: આપણા ઉપર આજકાલ જે હલ્લો થઈ રહ્યો છે તે એવો સંવ્યવસ્થિત છે, કે તે સ્હામે આપણે પણ સંવ્યવસ્થાપૂર્વક આત્મરક્ષણ કરવાની જરૂર છે.

(૩) આપણાં મંડળોમાં હજી રાષ્ટ્રિય ચૈતન્ય પૂરેપૂરૂં અને એકસરખી રીતે વ્યાપી રહેલું નથી. અને એક સ્થાને બળ રેડવા જઈએ છીએ તો બીજું સ્થાન નરમ પડે છે. અંગ્રેજી કેળવણી પામેલા જન અને બાકીના અજ્ઞાન લોકસમૂહ વચ્ચે ભેદ પડી ગયો છે, તેથી આ રાષ્ટ્રિય ચૈતન્ય એક અખંડ વ્યાપી રહેતું નથી.

(૪) આ રાષ્ટ્રિય એકતા તે ફક્ત દલીલોથી પ્રાપ્ત કરી શકાય એમ નથી: પરસ્પર કર્તવ્ય કરીને એ ઉત્પન્ન કરવાની છે.

(૫) કેળવણી પામેલા જનોમાં પણ પરસ્પર કલહ થાય એ ફલસિદ્ધિમાં થોડું વિઘ્નકર્તા નથી, દૂરનું સાધ્ય ભવિષ્યને સોંપી દઈ તથા મતભેદ 'ડિબેટિંગ સોસાઈટિ'માં રહેવા દઈ—અત્યારનું જે સર્વાનુમતે કર્તવ્ય પ્રાપ્ત થયું છે તે કરવા મચી પડવું જોઈએ.

[ 'વસન્ત': વર્ષ ૬, અંક ૧૨; પૌષ, સંવત્ ૧૯૬૪ ]

## હાલનું શિક્ષણ

મુંબાઈના નામદાર ગવર્નર સર જ્યોર્જ ક્લાર્ક—એમણે મુંબાઈ યુનિવ્હર્સિટિના ચૅન્સેલર તરીકે કૉન્વોકેશન વખતે આપેલું ભાષણ આપણી કેળવણીના પ્રશ્ન વિષે બહુ વિચારવા લાયક સૂચનાઓથી ભરેલું હતું. નતુપમાં લોર્ડ મૅકોલેએ આપણા દેશની પ્રાચીન વિદ્યાનો ઉપહાસ કરી, અંગ્રેજી કેળવણી માટે ભલામણ કરી હતી એ વાત

સુપ્રસિદ્ધ છે. એ ઉપર ચેન્સેલરે સખ્ત ટીકા કરી, અને દરેક પ્રજાની ખાસિયતો ધ્યાનમાં રાખીને કેળવણીની યોજના ઘડાવી જોઈએ એમ પ્રતિપાદન કર્યું. હિન્દુસ્થાનના મગજ અને હૃદયને વિલાયતી [ અંગ્રેજી ] બનાવી દેવાનો પ્રયત્ન અનિષ્ટ છે, તેમ તે કદી સફળ નીવડે પણ નહિ એમ એમણે બતાવ્યું.

હિન્દુસ્થાને એની આજ પર્યન્ત ચાલતી આવેલી રૂઢિએ જ ચાલ્યાં કરવું–એમ ઉપદેશ દઈ, ઘણા અધિકારીઓ આપણી હાલની કેળવણીની પદ્ધતિમાંથી ઇંગ્લંડનો ઇતિહાસ શાસ્ત્ર આદિ વિષયો કમી કરવાનું સૂચવે છે, પણ સર જ્યોર્જ ક્લાર્કનો આવો આશય જણાતો નથી; એમણે સ્થળે સ્થળે ઉપનિષદ્, ભગવદ્ગીતા આદિ આપણા પ્રાચીન પૂજ્ય ગ્રન્થોમાંથી ઊતારા મૂક્યા છે તે જોતાં એમનો હેતુ આપણા દેશના પ્રાચીન સાહિત્ય માટે આપણા મનમાં માન ઊપજાવી, એમાં પ્રતિપાદન કરેલા ભવ્ય નીતિના નિયમો તરફ આપણું લક્ષ ખેંચવું–એટલો જ જણાય છે. સાયન્સ માટે એમને બહુ આગ્રહ છે, અને તે બાબત માત્ર વિદ્વત્તાભર્યા વિચારો દર્શાવવાનો યત્ન ન કરતાં, કેટલીક વ્યવહારૂ સૂચના કરી છે. જાપાનનો દાખલો બતાવી હાલ કરતાં વધારે વહેલું સાયન્સનું શિક્ષણ શરૂ કરવાનું એ કહે છે, અને તે ચાલતી દેશી ભાષામાં આપવું જોઇએ એમ પોતાનો સ્પષ્ટ મત જણાવે છે. સર જ્યોર્જ ક્લાર્કનો આ વિચાર જલદી અમલમાં મૂકાય એમ અમે ઇચ્છીએ છીએ. પણ તે જ સાથે અમે અમારા સ્વદેશબન્ધુઓની જરૂરિયાતો પરદેશી વિદ્વાનો કરતાં પણ વધારે સારી રીતે સમજતા હોઈ એટલું ઊમેરીએ છીએ કે–સાહિત્ય, ઇતિહાસ, તત્વજ્ઞાન એ વિષયનો અભ્યાસ, ખાસ સાયન્સનો વિષય લેનારા વિદ્યાર્થીઓ માટે, ભલે ઓછો થાય; પણ તેઓને માટે પણ તે સર્વથા કાઢી નાંખવો તો ન જ જોઇએ. તેનું કારણ એ કે હિન્દુસ્થાનનો ઉદ્ધાર માત્ર ઔદ્યોગિક કેળવણી દ્વારા થવાનો નથી; આ દેશની રાજકીય, સામાજિક, કૌટુમ્બિક, અને ધાર્મિક

સ્થિતિમાં પણ ઘણો ઘણો સુધારો કરવાની જરૂર છે. અને કેળવણીનો વિસ્તાર એવો થોડો છે કે સઘળા વિદ્યાર્થીઓ સાયન્સ તરફ જ વળશે તો ઉપરના સુધારા કરવા માટે જોઈતું વિચારબળ મળી શકશે નહિ—અને એટલું તો અમારે બેધડકપણે કહેવું જોઈએ કે પ્રજામાં નવા અર્થમાં વૈશ્યોની જરૂર તો છે જ, પણ બ્રાહ્મણોની જરૂર પણ થોડી નથી; સેનેકા કરતાં મોચીને વધારે ઉપયોગી કહેનાર મેકોલેનું વચન કોણે માન્ય ગણ્યું છે? પ્રજામાં કેવળ ધનસંપાદન કરવાનાં સાધનો વધારી આપવાથી પ્રજા સુખી થશે એમ માનવું વૃથા છે. ધન તો માત્ર સુખનું એક—અનેકમાંનું એક—સાધન છે; એ સાધનનો ઉપયોગ થવો એ બીજી જ વસ્તુઓ ઉપર આધાર રાખે છે. ધનાઢ્ય પુરુષને જાતે ખરું સુખ ભોગવી જાણવાની શક્તિ હોવી જોઈએ, તેમ જ કુટુમ્બમાં સમાજમાં સુખ વિસ્તારવાની એનામાં બુદ્ધિ અને ઇચ્છા હોવી જોઈએ. આ અને આવા અનેક માનસિક ગુણો કેળવવા માટે સાહિત્ય, તત્ત્વજ્ઞાન વગેરેના અભ્યાસની જરૂર છે. તેમ આપણા દેશની અને સામાજિક સ્થિતિ પણ એવી છે કે અન્ય દેશના ઇતિહાસ, રાજ્યબન્ધારણ, સમાજબન્ધારણ વગેરેનું અવલોકન કર્યા વિના સુધારો કરવાની વૃત્તિ અને એનાં ખરાં તત્ત્વોનું જ્ઞાન પ્રાપ્ત થવાં અશક્ય છે. અમારું તાત્પર્ય સમજવામાં ભૂલ ન થાય માટે ફરી જણાવીએ છીએ કે સાયન્સના અભ્યાસની આપણા દેશમાં મ્હોટી ખોટ છે અને તે પૂરવાના બહુ મ્હોટા યત્નો થવા જોઈએ એમ અમારું પણ માનવું છે જ.

[ 'વસન્ત' : વર્ષ ૬, અંક ૧૨; પૌષ, સંવત્ ૧૯૬૪ ]

# હિંદી સંસારસુધારા સમાજ–૨

"These are your ideals—"Children of Light" that you were sanctify yourselves as a people consecrated to the cause of the Social Conference because it draws its inspiration from the genuine **Sanatana Dharma** of the Rishis and is broad-based upon the great truth, illustrated by the rise and fall of nations."

—Mr. Justice Chandavarkar

"The duty of the educated classes who are naturally expected to take the lead in such matters is manifest. They must try to educate public opinion and should gently help their backward brethren to see where reform is badly needed. In effecting this, success cannot be hoped for by harsh and violent urging of unpleasant truths so much as by gradually leading the backward classes to evolve the ideas so to speak out of their own minds. Such is the perversity of human nature that-what it can be persuaded to believe is the outcome of its own deliberations is always acceptable-what is supposed to be the opinion of another is always viewed with doubt and misgiving."

—Pandit Jwalaprasad

હિન્દી સંસારસુધારાસમાજનો ઓગણીસમો મેળાવડો હિંદી રાજકીય સમાજની સાથે બનારસમાં મળ્યો હતો. એ પ્રસંગે થએલાં સર્વ ભાષણોમાં ન્યા. ચંદાવરકરનું સમાજના સામાન્ય મંત્રી તરીકેનું, અને પંડિત જ્વાલાપ્રસાદનું એ મેળાવડાના પ્રમુખ તરીકેનું—એ બે સારી રીતે મનન કરવા જેવાં છે.

ન્યા. ચંદાવરકરનાં ભાષણોમાં મહર્ષિ રાનડેના ભાષણ જેવું અર્થગૌરવ, ભાષાની પ્રૌઢતા, કે વિચારની ગંભીર વ્યાપકતા જોવામાં આવતી નથી. તેમ આત્મામાં સતત ઘોળાયાં કરવાથી, તથા જગત્‌ના ઇતિહાસના નિત્ય ચિંતનથી, રાનડેના વિચારમાં જે પરિપાક નજરે પડતો હતો તે પણ મિ. ચન્દાવરકરનાં ભાષણોમાં પ્રતીત થતો નથી. પરંતુ એકાદ સુંદર વિચાર લઇ એને વિવિધ સુભાષિતોથી ચમત્કૃતી છટાદાર ભાષામાં શ્રોતાઓ આગળ મૂકવાની એમનામાં સારી શક્તિ છે. આ વખતે મેળાવડાનું સ્થાન બનારસ હોવાથી, બનારસને શોભતા "સનાતન ધર્મ"નો વિચાર એમને સ્ફુરી આવ્યો હતો, અને એ "સનાતન ધર્મ"નું ખરૂં રહસ્ય શું છે ?–એ બહુ અસરકારક રીતે એમણે બતાવ્યું હતું. તથા એ "સનાતન ધર્મ" ઉપર સંસારસુધારાસમાજની પ્રવૃત્તિ રચાએલી છે એમ પ્રતિપાદન કર્યું હતું. એમના ભાષણનો સાર નીચે આપીએ છીએ.

મિ. જોન મોર્લિએ એક પ્રસંગે કહ્યું છે કે પ્રાચીન જગત્ માનતું કે માણસ રાજ્ય માટે છે અને અર્વાચીન સમયમાં આપણે માનીએ છીએ કે રાજ્ય માણસ માટે છે. એમ કહેવાય છે કે એરિસ્ટોટલને રાજ્યના એક અવયવ તરીકે જ માણસના કર્તવ્યનું ભાન હતું. જો કે મનુષ્યસામ્રાજ્યની નીતિ તરફ સોક્રેટિસે પ્રયાણ કર્યું હતું ખરૂં, તો પણ માણસનો સમસ્ત મનુષ્યજાતિ સાથે, બલ્કે જે વિશ્વનું મનુષ્યજાતિ પણ એક અવયવ છે તેની સાથે, સંબન્ધ છે એ વાત પ્રાચીન જગત્‌ના નીતિ વિષેના વિચારમાં સાધારણ રીતે આવી ન હતી. અર્વાચીન સમયના બીજા વિદ્વાનો પણ પ્રાચીન

કાળના નીતિવિચાર વિષે આવો જ મત ધરાવે છે. મિ. બર્નાર્ડ બોસાંકવે પણ " ફિલનિટિની જનસંસ્કૃતિ" નામના પુસ્તકમાં લખે છે કે મનુષ્યસમષ્ટિની ભાવના, મનુષ્યનો મનુષ્ય તરીકે આજન્મ-સિદ્ધ અધિકાર એ વાત તદ્દન અર્વાચીન છે; અને તે એવા નિશ્ચય-માંથી ઉદ્ભવેલી છે કે—વિશ્વમાં વ્યાપી રહેલી પ્રકૃતિના મૂળમાં એક જ તત્ત્વ—ઇચ્છાશક્તિ—વસેલી છે, અને તે જ મનુષ્યના વિચારમાં અને આચારમાં પ્રકટ થાય છે; અને એ નિશ્ચય દરેક ઉચ્ચગામિની પ્રજાના વિચારમાં અને આચારમાં પ્રાણ પૂરે છે.

આ વિવેચન વાંચી પ્રશ્ન થાય છે—જે સંસારસુધારાના કાર્યમાં ગૂંથાએલા સર્વજનોએ વિચારવા જેવો છે—તે એ કે મિ. જોન મોર્લિ અને મિ બર્નાર્ડ બોસાંકવેએ પ્રાચીન વિચારના સ્વરૂપનું જે વર્ણન આપ્યું તે અસલના હિંદુઓને પણ લાગુ પડે છે કે કેમ ? આમ પ્રશ્ન ઊઠાવી મિ. ચંદાવરકર એનો ઉત્તર કરે છે કે—અત્યારે આપણી અભિમાનવૃત્તિને ગમે એવું છે તેટલા માટે પ્રાચીન હિન્દુ-સ્થાનનાં વખાણ કરવામાં ગાંડો બની જાઉં કે એને અતિશયોક્તિના રંગથી ચીતરૂં એવો હું માણસ નથી. પણ શાન્તિથી વિચાર કરતાં તથા કેટલીક ખામીઓ માટે યોગ્ય છૂટ મૂકતાં, મને લાગે છે કે—પ્રાચીન ઋષિઓ, જેમણે આપણાં ધર્મશાસ્ત્રો રચ્યાં છે અને જેમણે કરેલા વિચારમાંથી પ્રાચીન હિન્દુજનસમાજ ઉદ્ભવ્યો હતો, તેઓને મનુષ્યજીવનના ઊંડા પાયા રૂપે મનુષ્યસમષ્ટિની ( મનુષ્ય માત્રને મનુષ્ય તરીકે લાગુ પડતી એવી ) નીતિનો, મનુષ્યના આ-જન્મસિદ્ધ અધિકારનો વિચાર હતો. આજ કાલ જે આપણને "Eternal verities" ને નામે—અથવા તો કાર્લાઈલની સુવા-ચક ભાષામાં, "the Everlasting Yea" અને "the Everlasting Nay" "નિત્ય હકાર" અને "નિત્ય નકાર" એટલે કે ત્રિકાલાબાધ વિધિનિષેધને નામે—પરિચિત છે, તેનું પ્રાચીન ઋષિઓએ બહુ અસરકારક ભાષામાં નિરૂપણ કર્યું છે. તેઓને

મનુષ્યના આચારવિચારમાં, તેમ જ પ્રકૃતિના હૃદયમાં અને ક્રિયામાં જે એક સર્વવ્યાપી તત્ત્વ વસેલું છે તેમાં અશ્રાન્ત શ્રદ્ધા હતી. એને તેઓ “**સનાતન ધર્મ**” અથવા તો “**શાશ્વત ધર્મ**” કહેતા. “વર્ણાશ્રમ ધર્મ” કે જેમાં અમુક વર્ણના અને આશ્રમના લોકો માટે ધર્મ બતાવ્યા છે તેનાથી આ “સનાતન” યા “શાશ્વત” ધર્મને જુદો પાડયો છે; અને એમાં સર્વ વર્ણ આશ્રમ અને પંથના લોકોને લાગુ પડે એવો, સર્વવ્યાપક ચૈતન્યનો ધર્મ બતાવ્યો છે. મહાભારતના શાન્તિપર્વમાં આપદ્ધર્મ પ્રકરણમાં, “सत्य” ને સનાતન ધર્મ કહ્યું છે,+ અને એ सत्यમાં સમતા, દમ, અમાત્સર્ય, ક્ષમા, હ્રી, તિતિક્ષા, અનસૂયતા, ત્યાગ, ધ્યાન, આર્યત્વ, ધૃતિ, દયા અને અહિંસાનો સમાવેશ કરવામાં આવ્યો છે. અને શ્રીમદ્‌-ભગવદ્‌ગીતામાં ભગવાન “ગુણ અને કર્મ પ્રમાણે”—જન્મની જાતિ પ્રમાણે નહિ, હો !—“ચાર વર્ણના ધર્મ મેં સર્જ્યા છે” એમ કહી, આગળ જણાવે છે કે “શાશ્વત ધર્મનો સ્થાપક હું છું.” એમર્સન પણ સ્વીકારે છે કે સર્વસામાન્ય ધર્મના સર્વોત્તમ શુદ્ધ અને ભવ્ય સૂરો વેદ ભગવદ્‌ગીતા અને વિષ્ણુપુરાણમાં સંભળાય છે. સ્મૃતિકારો પણ એની નોંધ લેતા, એમ યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ ઉપર-થી જણાય છે.

મનુષ્યમાત્રનો એક સામાન્ય ધર્મ છે એ વિચારથી ઉપક્રમ કરી, ઋષિઓએ મનુષ્યને જગતના આધ્યાત્મિક હિતનું રક્ષણ કરવા

---

\+ अविकारितमं सत्यं सर्ववर्णेषु भारत ।
सत्यं नामाव्ययं नित्यमविकारि तथैव च ॥
सत्यं सत्सु सदा धर्मः सत्यं धर्मः सनातनः ।
सत्यं च समता चैव दमश्चैव न संशयः ॥
अमात्सर्यं क्षमा चैव ह्रीस्तितिक्षाऽनसूयता ।
त्यागो ध्यानमथार्यत्वं धृतिश्च सततं दया ।
अहिंसा चैव राजेन्द्र सत्याकारास्त्रयोदश ॥

ઊભો રહેલો સ્વતંત્ર આત્મા માનેલો છે. આસપાસના જગત્ સાથે મનુષ્યનો શો સંબંધ છે એ વિષેનાં એમનાં ઉત્તમોત્તમ વર્ણનોના હાર્દમાં ઉતરશો અને એમની પ્રવૃત્તિઓના અને વૃત્તિઓના તેઓએ કરેલા સૂક્ષ્મ વિવેચનનું મનન કરશો—તો તમને જણાશે કે તેઓ માણસને જનસમાજનો ફક્ત એક ટુકડો માનતા નહિ; મિ. મોર્લિના ધારવા પ્રમાણે પ્રાચીન ગ્રીક અને રોમન લોકો માણસને જેમ સમાજ-રૂપી યંત્રનું એક ચક્ર જ માનતા તેમ એ ઋષિઓ માનતા નહિ—પણ તે સમાજ અને રાજ્યનું એક સારભૂત અધ્યાત્મસ્વરૂપ છે એમ માનતા. તેથી આપણી પ્રાચીન સ્મૃતિઓ રાજા પ્રજાના ધર્મોથી અથવા તો ન્યાય–વ્યવહારના નિયમોથી શરૂ ન કરતાં, આત્મા( વ્યક્તિ )ના અને કૌટુમ્બિક જીવનના ઉત્કર્ષને પ્રથમ સ્થાન આપે છે. આ ક્રમનો ઊંડો અર્થ એ છે કે પ્રાચીન ઋષિઓના મત પ્રમાણે નીતિની ભાવના એ સમાજરૂપે વ્યક્તિઓને એકત્ર બાંધનાર ગ્રન્થિ છે, તથા આધ્યાત્મિક સમાજનો અને રાજ્યનો ઉદ્દિષ્ટ હેતુ છે; અને નીતિની ભાવના સિદ્ધ કરવા રૂપી જે ઉત્કર્ષ તે વ્યક્તિ અને કુટુંબ દ્વારા પ્રાપ્ત કરવાનો છે.

તેથી વ્યક્તિના કલ્યાણ ઉપર ઋષિઓનું પ્રથમ લક્ષ ચોંટ્યું છે. તેઓ એમ કહેતા જણાય છે કે "પહેલું વ્યક્તિનું શ્રેય કરો એટલે સમાજનું અને રાજ્યનું શ્રેય એની મેળે થઈ જશે." તે માટે તેઓએ બ્રહ્મચર્યના, ગૃહસ્થાશ્રમના અને વૃદ્ધાવસ્થાના સમયના નિયમો રચ્યા. આ નિયમ કેટલીક બાબતોમાં આપણને બહુ ઝીણા અને કંટાળો ઉપજાવે એવા લાગશે, પણ કોઇ પણ પ્રજાની સંસ્કૃતિ વિષે, એની અભિવૃદ્ધિના અમુક સમય માટે કરેલા નિયમોની વિગત ઉપરથી, વિચાર બાંધવાનો નથી. મુદ્દાની વાત, એ વિગતની મધ્યમાં રહેલો મુખ્ય વિચાર શો છે એ શોધી કાઢવાની છે. તે તે વખતે જીવનના જે વ્યવહારો હતા તેને પૂર્વોક્ત ભાવના લાગુ પાડવા માટે એ નિયમો કરવામાં આવ્યા હતા. એ નિયમો ફક્ત બહારનો આકાર—

અમુક કામ કરવા માટે ઊભા કરેલા સાંચા જ હતા. આ બાહ્ય સ્વરૂપ અને સાંચા ક્ષણિક છે એમ તેઓ જાણતા હતા; અને એના મધ્યમાં વિરાજતી મનુષ્યઉત્કર્ષની મૂલભૂત જે વિચારભાવના તે જ શાશ્વત છે એમ તેઓ સમજતા.

ત્યારે માણસને માથે ઋષિઓના મત પ્રમાણે યંત્રના મધ્યબિન્દુ સ્થાને રહેલો વિચાર શો હતો? નિયમસર વિવિધ ધર્મક્રિયાઓ કરવાની કહી છે તેમાં સ્તુતિ-પ્રાર્થના—"**ज्योतिः**" ની લિપ્સા એ સૌથી ઉપર તરી આવે છે. **गायत्री** જેનો નિત્ય સવાર સાંજ જપ કરવાનો કહ્યો છે એ મનુષ્ય આત્માની "**भर्ग**" એટલે કે જ્યોતિ માટેની અભિલાષા છે. એમાં ઈશ્વર પોતાનું તેજ મનુષ્ય આત્મા ઉપર પાડી એને પ્રકાશિત કરે એવી પ્રાર્થના છે. એ આખી પ્રજાની પ્રાર્થના છે, કારણ કે તે દરેક વ્યક્તિને વિહિત છે. એમાં અન્નની માગણી કરવાનું આપણને ઉપદેશેલું નથી, કારણ કે "માણસ ફક્ત ખાવા માટે જ જન્મેલો નથી," પણ પરમાત્મા જ્યોતિ જ્યાં હોય ત્યાં જવાને જન્મેલો છે. પૂર્વ સમુદ્રમાંથી નિત્ય નીકળતા જ્યોતિના પ્રભાતમાં ન્હાવા, અને જ્યોતિનાં બાલકો થવા આપણે સર્જાએલાં છીએ એમ એ ઉપદેશ કરે છે. માત્ર ગાયત્રી કે સન્ધ્યામાં જ આ ભાવનાનો અભિલાષ જોવામાં આવે છે એમ નથી. ઉપનિષદો પણ એ જ વસ્તુ ઉપર ભાર મૂકે છે—અને હંમેશાં સત્યના પ્રકાશ માટે પ્રાર્થવાનું એમાં કહેલું છે: "**असतो मां सद् गमय तमसो मां ज्योतिर्गमय**" "અસત્‌માંથી મને સત્‌માં લઈ જાઓ, અન્ધકારમાંથી પ્રકાશમાં લઈ જાઓ" એમ પ્રાર્થના કરવામાં આવી છે. પ્રકાશ માટે તેઓ એટલા તલસતા હતા કે ભગવદ્‌ગીતા પ્રમાણે:—

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥

"અગ્નિ, જ્યોતિ, દિવસ, શુકલપક્ષ, અને ઉત્તરાયણના છ માસ એમાં મરણ પામેલા બ્રહ્મજ્ઞાની જનો બ્રહ્મને પામે છે." ભગવાને

અર્જુનને પોતાનું વિશ્વરૂપ દેખાડ્યું ત્યારે પણ "તેજોરાશિ"રૂપે પોતે દેખાયા હતા. અને સત્યના નિરૂપણમાં પ્રતીક (symbol) ની કિંમત ધ્યાનમાં લઈ ઋષિઓએ કર્મકાંડ રૂપે આ ભાવના ગોઠવી હતી. યજ્ઞોપવીત સંસ્કાર અગ્નિ એટલે કે જ્યોતિના એક પ્રતીકની સાક્ષીએ કરવામાં આવે છે. એમાં એવો ઉપદેશ રહેલો છે કે વિદ્યાર્થીએ જ્યોતિના બાલક થવું. લગ્નવિધિ પણ અગ્નિની જ સાક્ષીએ કરવામાં આવે છે. અને જે અગ્નિ સમક્ષ પતિપત્ની પરસ્પર જોડાયાં છે તે અગ્નિને "અગ્નિહોત્ર"માં નિત્ય ઉપાસવાનું કહેલું છે. આ રીતે કુટુમ્બજીવનને આખા સમાજતંત્રનું મધ્યબિન્દુ ગણવામાં આવતું. ગૃહ એ એક મન્દિર છે, વિશ્રામસ્થાન છે, અને એમાં પરમાત્મા વસે છે કારણ કે એમાં અગ્નિનું તેજ પ્રકાશે છે—આવી આપણા પ્રાચીન ઋષિઓની સમજણ હતી.

પ્રકાશ માટે આ અભિલાષનો અર્થ એવો થાય છે કે આપણે વિદ્યા અનુભવ અને બનતા બનાવોના પ્રકાશથી હંમેશાં વખતની સાથે ચાલવું જોઈએ, જડની માફક ઊભા થઈ ન રહેતાં આગળ વધ્યાં કરવું જોઈએ. આનું નામ જ "આર્ષ જ્યોતિ" (light of the star)–ઋષિની અન્તર્દૃષ્ટિ (insight) અને રાજ્યતન્ત્રની પુરોદૃષ્ટિ (foresight). અત્યારે આપણે જ્યોતિના ઉપાસક છીએ ? પ્રાચીન ઋષિઓએ પોતાના સમયાનુસાર એ જ્યોતિના પ્રકાશમાં રહી તે તે સંસ્થાઓ અને ધારાઓ બાંધ્યા હતા—અત્યારે આપણે પણ એ જ જ્યોતિના પ્રકાશથી આપણા સમયની જરૂરિયાતો અને ભાવનાઓ સમજવી જોઈએ. તેમ ન કરતાં આપણે અન્ધ રૂઢિને વળગી રહીએ છીએ—એનો અર્થ એ કે આપણે અન્ધકારના ઉપાસક થઈએ છીએ. આપણું જીવન એક કૃત્રિમ ઘટમાળ જેવું થયું છે, અને ચૈતન્યની પવિત્રતા—જે પ્રજાની મહત્તા અને અભિવૃદ્ધિ ઊપજાવે છે—તે અસ્ત થઈ ગઈ છે. ઋષિઓ તેજની ઉપાસના કરવાનું કહેતા, અને તદનુસાર પ્રાચીન કાળમાં હિન્દુઓ પરદેશ મુસાફરીએ જતા,

સંસ્થાઓ સ્થાપતા, ધર્મ પ્રસારતા, અને પહેલાં કરતાં અધિક પ્રેમથી ઘેર પાછા આવતા. ઘરકુકડી માણસ કેવો અન્ધકારથી ભરેલો હોય છે એ આપણે સહુ કોઈ જાણીએ છીએ. પણ આપણે તો પરદેશની મુસાફરીને અટકાવી બેઠા છીએ! ઋષિઓ કહેતા કે પતિ–પત્ની એ બે એક જ શરીર છે, અને સત્ય સમતા અને અહિંસાનો પ્રકાશ બંનેએ એકઠાં રહી પ્રાપ્ત કરવાનો છે. તેથી બંને–એકઠાં ઉપર ગૃહાગ્નિની ઉપાસના કરવાનું મૂકયું છે. બન્નેના આ "સહધર્મચાર" માટે ઋષિઓનો એટલો બધો આગ્રહ હતો કે એક પત્ની ગુજરી ગઈ હોય તો બીજી પરણીને પણ પતિ–પત્નીએ એકઠાં થઈને જ અગ્નિની ઉપાસના કરવી એમ વિધિ કર્યો. પણ તે સાથે પહેલા ઘરનો પુત્ર હોય તો ફરી ન પરણવું એમ નિયમ પણ બાંધ્યો. પણ હવે આ "ગૃહાગ્નિ"ની કોણ દરકાર કરે છે? હવે તો મ્હોટા મ્હોટા છોકરાઓવાળો બુઢ્ઢો મસાણમાં જતાં જતાં પણ એકાદ કુમળા વયની બાલિકાને પરણી લે છે–અને એમ કરવું તે "સનાતન ધર્મ" કહેવાય છે! અહિંસા એ સનાતન ધર્મનું પ્રથમ અંગ છે, છતાં રૂઢિએ કરી નીચી ગણાતી જાતિના ઉદ્ધાર અર્થે આપણે કાંઈ જ કરતા નથી. "સનાતન ધર્મ"માં અહિંસા અને સમતાનું આટલું મહત્ત્વ છતાં, નીચે પડેલાઓની આપણે અવજ્ઞા કરીશું, બાલવિધવાઓને આખો જન્મારો દુઃખમાં નાંખી મૂકીશું? જે પ્રજાના પૂર્વજોએ તેજની પ્રાર્થનાને એના હંમેશના જીવનનું તત્ત્વ કરી મૂકયું છે, અને એ તેજના પ્રકાશે રહી વર્તમાન જનોત્કર્ષના પાયારૂપ સર્વસામાન્ય ધર્મની અને મૈત્રી (સર્વ જન્તુ ઉપર પ્રેમ)ની ભાવના કલ્પી છે, તે પ્રજાને પહેલાંની સ્થિતિ પ્રાપ્ત કરવામાં બહુ મુશ્કેલ પડવી ન જોઈએ–માત્ર એટલું કે એના કેળવાએલા જનોએ સમસ્ત પ્રજા માટે જ્યોતિની લિપ્સા કરવી જોઇએ, અને '**सनातन धर्म**'એ પવિત્ર શબ્દો જેમ તેમ ન વાપરતાં એના ગંભીર અર્થમાં વાપરવા જોઇએ, અને જાતજાતની સાંકડી રૂઢિઓને એ લગાડવો ન જોઇએ. પણ જ્યાંસુધી કુટુમ્બજીવન

એટલે કે ગૃહિણી સાથે સહચાર અને ગૃહસ્થાશ્રમ એ આખા જનસમાજનું અને રાજ્યનું ઉપાદાનકારણ છે—એનાં જ જનસમાજ અને રાજ્ય બનેલાં છે—એ સત્ય આપણે નહિ સમજીએ, ત્યાંસુધી આપણે એ પ્રાચીન ભાવના સિદ્ધ કરી શકીશું નહિ. આપણે સંસારસુધારકો એ જ ખરા "સનાતન ધર્મ" તરફ વળવાનું કહીએ છીએ—આપણે કાંઈ નવું જોઈતું નથી; માત્ર નવા સમયનાં બીબાંમાં જૂની ભાવના ઢાળવા માગીએ છીએ.

માણસે પોતાને સત્ય લાગે તેમ કરવું, પણ રૂઢિને તાબે થઈ રહેવું—પછી તે ભલે ખરાબમાં ખરાબ હોય—એ હિન્દને છાજતું નથી.

આપણા હિન્દુશાસ્ત્ર—ભગવદ્ગીતામાં કહેલું છે કેઃ—

सांख्ययोगौ पृथग् बालाः प्रवदन्ति न पण्डिताः ।

"વિચાર અને આચારને અણસમજુ લોક છૂટા પાડે છે. વિદ્વાન છૂટા પાડતા નથી." આ તમારી ભાવના છે. તમે "જ્યોતિ"ના ઉપાસકો છો. પ્રાચીન ઋષિઓએ પ્રતિપાદન કરેલું સનાતન ધર્મનું મહાન સત્ય, જે પ્રજાના ઉદયાસ્તનું સાક્ષી છે એ ઉપર સંસારસુધારાસમાજ રચાએલી છે. એ ખરા "સનાતન ધર્મ" નો પ્રાણ સંસારસુધારાસમાજમાં ઉતર્યો છે; એ સમાજના કાર્યની દીક્ષા ધરો અને પવિત્ર થાઓ.

આ રીતે મિ. ચન્દાવરકરે સંસારસુધારાસમાજના મન્ત્રી તરીકે પ્રસ્તાવના રચ્યા બાદ—પંડિત જ્વાલાપ્રસાદે પ્રમુખ તરીકે ભાષણ આપ્યું. પ્રમુખ પંડિત જ્વાલાપ્રસાદનું ભાષણ શ્રોતાજનના વિચારને ઉચ્ચ ભૂમિકા ઉપર લઈ જાય, કે એની પ્રતિભાચક્ષુને ઉઘાડી દે, તેવું ન હતું. પણ જેમ મિ. ચંદાવરકરે સંસારસુધારાની પીઠિકા રૂપે ખરા સનાતન ધર્મની ભવ્ય ભાવનાનો અંગુલિનિર્દેશ કર્યો, તેમ મિ. જ્વાલાપ્રસાદે દરેક સંસારસુધારકે પોતાના કાર્યમાં યાદ રાખવા જેવી બે ડહાપણની સલાહ આપીઃ—(૧) જેઓ જ્ઞાતિનાં

મંડળો દ્વારા સંસારસુધારો કરવામાં નુકશાન માને છે તેઓ ભૂલ કરે છે; હિન્દુસ્થાનના જનસમાજનું બંધારણ જ જ્ઞાતિઓનાં મંડળનું છે, એટલે એ મંડળોને જગાડીને એના બળથી સંસારસુધારાનું કાર્ય સિદ્ધ કરવું ઇષ્ટ છે. (૨) કોઇ પણ સુધારો પૂરેપૂરો થાય અને હંમેશ માટે ટકે તેટલા માટે કેળવાએલા વર્ગનું કર્તવ્ય એ છે કે લોકના **નિશ્ચયો ફેરવવા;** આપણા સ્વદેશબંધુઓને સુધારાની ક્યાં કુયાં ખરી જરૂર છે એ, **કોમળતાથી, જોતા કરવા;** કડવાં સત્યો સખ્ત રીતે કહેવાથી ફતેહમંદ થવાનું નથી—અજ્ઞાન લોકોને જાણે પોતાના હૃદયમાંથી એ વિચારો ઉદ્ભવતા હોય એમ કરી આપવું જોઇએ. કારણ કે મનુષ્યસ્વભાવ એવો છે કે જ્યાંસુધી અમુક મત બીજાનો છે એમ એને લાગે છે ત્યાંસુધી એ તરફ માણસ શંકાની દૃષ્ટિએ જુવે છે; જે એના પોતાના મનમાં ઉદય પામે છે તે જ એ માને છે.

અમે આમાં એટલું ઉમેરીશું કે માત્ર **યુક્તિ તરીકે** મીઠા શબ્દો બોલવાથી કે પ્રાચીન સનાતન ધર્મની મ્હોંએ પ્રશંસા કરવાથી ફળ નથી. (મિ. ચન્દાવરકરે એમ કહેલું છે એવું અમારૂં કહેવું નથીઃ એમનામાં પ્રાચીન ભાવના માટે અમે કાંઇક સાચી લાગણી જોઈએ છીએ) પણ મિ. ચન્દાવરકરે એમના ભાષણના અંતભાગમાં વિચાર અને આચારની જે એકતા ઉપદેશી છે તદનુસાર પ્રાચીન ઋષિઓના વચન માટેનું માન એક બે ઘડીના વિચારમાં પુરાઈ ન રહેતાં આચારમાં પરિણમશે અને સંસારસુધારકો પ્રાચીન ઋષિઓનાં વાક્યો તરફ પૂર્ણ માનથી વર્તશે, અને એ જ વચનોનો ઉદ્ઘોષ ખરા ભાવથી આખા દેશમાં ફેલાવશે તો સંસારસુધારાના તત્ત્વનો જય સમીપમાં છે. પણ સંસારસુધારકો એમ કરશે ખરા?

(વસન્ત : વર્ષ ૫, અંક ૧; માઘ, સંવત્ ૧૯૬૨)

# કેળવણી સંબન્ધી થોડુંક પ્રસંગોપાત્ત

## (ભાવનગરના 'વિદ્યાર્થીભવન'માં આપેલું ભાષણ)

સજ્જનો !

આપના મંડળ તરફથી આપના મિ. રા. રા. રણજીતરામે આ શુભ પ્રસંગે "હરિ ૐ" ના બે શબ્દો ઉચ્ચારવા મને માગણી કરી, ત્યારે સ્વાભાવિક રીતે મને આશ્ચર્ય સાથે પ્રશ્ન થયો કે—આપના નગરમાં અનેકવિદ્યાવિભૂષિત મારા ગુરુવર પ્રિન્સિપાલ સંજાણા સાહેબ બિરાજે છે, અને મારા સાહિત્યવિલાસી મિત્ર અને શિક્ષણના ઇતિહાસ સંબન્ધી એક ઉત્તમ ગ્રન્થના કર્તા આપનું નિમન્ત્રણ રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ પોતાની વિદ્વત્તાનો બહુ રસિક રીતે લાભ આપી શકે એમ છે, છતાં મને આ કાર્ય માટે નિમન્ત્રણ કરવાનું શું કારણ? વિચાર કરતાં આ પ્રશ્નનો ઉત્તર મને બે જ શબ્દમાં મળી ગયો: આપનું નગર, બલ્કે આપનો પ્રાન્ત, અતિથિસત્કારનો પ્રસંગ મેળવવા સદા ઉત્સુક રહે છે, અને રા. રણજીતરામ વગેરે આપના અગ્રેસર જનો મારા ઉપર હંમેશાં અતિશય પ્રેમજન્ય પક્ષપાત રાખતા આવ્યા છે. આજના કાર્ય માટે મારી કાંઈ જ ખાસ યોગ્યતા નથી એ હું જાણું છું. છતાં, આપે મને આપની સમક્ષ મારા અલ્પ વિચારો રજુ કરવા જે અધિકાર આપ્યો છે તે માટે હું આપનો ઉપકાર માનું છું. અને મને ખાસ આનન્દ તો એટલા માટે છે કે આ નિમિત્તે આજ બહુ વર્ષે મને આ નગરમાં મારા જૂના મિત્રોને મળવાનો લાભ થશે, નવા મિત્રો બંધાઈ મારા સ્નેહનો પ્રદેશ વિસ્તરશે.

આ પ્રસંગે હું શા ઉપર બોલું ? શું બોલું ? કેવી ભાષામાં બોલું ? એક તરફ વિદ્વત્સમાજ બેઠો છે, બીજી તરફ વિદ્યાર્થીઓની મ્હોટી સંખ્યા મારી નજર આગળ વિસ્તરેલી છે. ઉભય અત્યારે

**ભાષણનું સ્વરૂપ**

મારા શ્રોતાજનો છે, અને ઉભયને અનુકૂળ વાણીમાં મારે બોલવું એ કર્તવ્ય છે. પણ તે શી રીતે બોલવું ? "Three-in-one" જેવાં ચિત્રો થાય છે: તેમાં એકમાં ત્રણ ચિત્રો–દાખલા તરીકે સિંહ, હાથી અને ઘોડાનાં ચિત્રો–જુદા જુદા દૃષ્ટિબિન્દુએથી દેખાય છે, અને એક સંસ્કૃત કવિએ "રામકૃષ્ણવિલોમકાવ્ય" નામનું કાવ્ય રચ્યું છે તે એક છેડેથી વાંચીએ તો રામને અને બીજે છેડેથી વાંચીએ તો કૃષ્ણને લાગુ પડે છે ! આવી કોઈક કલા મને આવડતી હોત તો ઉભય વર્ગના શ્રોતાજનોનું સન્માન થાય એવા પ્રકારનું હું ભાષણ રચત પણ એ જાતનો આવડ મારામાં નથી. તો હવે, આ ઉત્સવ ખાસ વિદ્યાર્થીઓનો જ છે એ વિચારી, એઓને જ ઉપયોગી થાય એવું કાંઈક બોલું તો કેમ? પણ આમ વિચાર કરૂં છું ત્યાં મને મિ ચેસ્ટર્ટનનો એક ફકરો યાદ આવે છે. વિવિધ વિષય ઉપર વિચિત્ર શૈલીમાં ગંભીર સત્યો પ્રકટ કરનાર એ અંગ્રેજી વિદ્વાન "What's wrong with the world ?" નામના પુસ્તકમાં કહે છે: —

"......Unless yon can save the fathers, you cannot save the children,......at present we cannot save others for we cannot save ourselves. We cannot teach citizenship, if we are not citizens......Education is only truth in a state of transmission; and how can we pass on truth if it has never come into our hand ?......By hypothesis we are teaching them (children) to be men, and how can it be so simple to teach an ideal manhood to others if it is so vain and hopeless to find

one for ourselves ?"

યથાર્થ છેઃ વિદ્યાર્થીના હિતનો પ્રશ્ન કેળવણીના વિશાળ પ્રશ્ન થકી, કેળવણીનો વિશાળ પ્રશ્ન દેશોદ્ધારના વિશાળતર પ્રશ્ન થકી, અને દેશોદ્ધારનો પ્રશ્ન મનુષ્યજીવનના સર્વવ્યાપક પ્રશ્ન થકી શી રીતે આપણે છૂટો રાખી શકીશું ? તેથી મારું આજનું ભાષણ કોઇ કોઇવાર વિદ્યાર્થીજીવનના સાંકડા પ્રદેશની બહાર જાય તો તે આપ ક્ષમા કરશો.

વળી કેળવણી એ શું એ આપણે સમજીએ, એટલું જ નહિ પણ જાતે એ કેળવણી લઇએ, ત્યારે જ બાળકને યથાર્થ રીતે કેળવવાનું કામ આપણે કરી શકીએ. બેશક એ કેળવણી લેવા અત્યારે સામાન્ય શાળામાં આપણે જઇ શકીએ એમ નથીઃ આપણા જેવાની (મારા અને મારા કરતાં મ્હોટી ઉમરના જનોને લક્ષીને હું બોલું છું) પાકી કોઠી પર સામાન્ય શાળામાં કાના ચોટી શકે એમ નથી. પણ આપણે જગતરૂપી મહાશાળા પડી છે, એમાં ભણવાનો વખત કદી જતો રહેતો નથી, કદી સમાપ્ત થતો નથી—એ વાત સ્મરણમાં રાખી, જગત્ પર નજર ફેરવી દેશકાળને ઘટતી કેળવણી આપણાં બાળકોને આપીએ ત્યારે જ આપણે આપેલી કેળવણી લાભકારક થાય.

બન્ધુઓ ! કેળવણી એ સર્વ દેશોમાં અને સર્વયુગમાં મહત્ત્વનો વિષય છે. પણ આપણા દેશમાં અને આ યુગમાં એ વિષય ખાસ મહત્ત્વનો થયો છે. કારણ કે આપણો દેશ બીજા સુધરેલા દેશો કરતાં અત્યારે પછાત પડયો છે, અને એને એ દેશોની હારમાં આવી જવા માટે, બલ્કે આ જમાનાની ક્રૂર હરીફાઇમાં જીવી શકવા માટે, એને કેળવણીની ઘણી જરૂર છે. તેમાં પણ આ યુગમાં તો એ હરીફાઇ એવી તીવ્ર થઇ છે કે એના જીવનની સઘળી આશા અત્યારે કેળવણી ઉપર જ બંધાઇ રહી છે, અને એ કેળવણી નવા જમાનાને યોગ્ય કરવી એ એનો મહાન યુગધર્મ છે. છેલ્લી સદી થી હિન્દુસ્થાનમાં

**ગયા શતકની કેળવણી**

કેળવણીનો—અર્થાત્ પાશ્ચાત્ય કેળવણીનો—સંચયકાળ હતો;—એવો વિમર્શકાળ હજી હવે જ શરૂ થાય છે, ૧૮૧૭ માં રાજા રામમોહન રાયે એમના અંગ્રેજ મિત્રો મિ. ડેવિડ હેર અને સર એડવર્ડ હાઇડ–ઇસ્ટની મદદથી કલકત્તામાં "હિન્દુ કૉલેજ" સ્થાપી તે દહાડાથી તે લૉર્ડ કર્ઝનનો યુનિવર્સિટિ ઍક્ટ પસાર થયો ત્યાં સુધી, પાશ્ચાત્ય કેળવણી લેવી એટલું જ આપણે સમજતા હતા—એ કેળવણીના ગુણદોષ સંબન્ધી, એની વિષયવ્યવસ્થા કે ગ્રહણ-પદ્ધતિ સંબન્ધી, કે એની અપૂર્ણતા સંબન્ધી, આપણે કાંઈ પણ વિચાર ભાગ્યે જ કર્યો હતો. માત્ર એક વખત લૉર્ડ મેકોલેએ એ વિચાર ઊઠાવ્યો હતો, અને એનો નિર્ણય પણ અદ્દભુત અજ્ઞાનપણે કરી દીધો હતો. પણ દેશને પ્લાસી અને ખડકીના યુદ્ધ પછી અંગ્રેજી કેળવણી વિષે એટલો આદર ઊપજ્યો હતો, અને ૧૮૫૬ના બળવામાં અંગ્રેજોની નીતિ બુદ્ધિ અને કાર્યશક્તિનો જય થયો એ વાતે એ આદરમાં એટલો બધો ઊમેરો કર્યો હતો કે—લાંબા વખત સુધી અંગ્રેજી કેળવણી લેવી એ જ આ દેશની પરમ ભાવના હતી. પણ આમ કહું છું તેથી અંગ્રેજી કેળવણી અનિષ્ટ છે અગર તો એ યુગની કેળવણી તદ્દન ભૂલભરેલી અને વગર–વિચારની હતી એમ કહેવાનું મારૂં તાત્પર્ય નથી. જે ખાણમાંથી આપણા ઇલાકામાં ડૉ. ભાંડારકર, રાનડે, તેલંગ, બદરૂદ્દીન, સર ફિરોજશાહ મહેતા અને ગોખલે જેવાં વિદ્વત્તા અને દેશહિતચિન્તનનાં રત્નો પેદા થયાં છે, એ ખાણ ખોટી ખોદાઈ હતી એમ કોણ કહેશે? પણ દરેક યુગની જરૂરિયાતો જુદી હોય છે, અને તેથી આ નવીન યુગમાં કેળવણીએ જે નવું સ્વરૂપ લેવા માંડ્યું છે તે વિચારવા જેવું છે. આ નવું સ્વરૂપ

**કેળવણીનો નવો યુગ**

તે માત્ર રાજ્યાધિકારીઓની સત્તાનું કે વિદ્વાનોના ઊહાપોહનું જ પરિણામ નથી. દેશમાં આજકાલ જે નવું ચૈતન્ય આવ્યું છે તે પણ કેળવણીના આ પરિવર્તમાં એટલું જ,

બલ્કે વધારે, કારણભૂત છે. દરેક પ્રજાના ઇતિહાસમાં એવો સમય આવે છે કે જ્યારે કેળવણીનો પ્રશ્ન અન્ય સર્વ પ્રશ્નો કરતાં આગળ પડતો થાય છે. સોક્રેટિસે તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં જે નવો યુગ દાખલ કર્યો તે કેળવણીના પ્રશ્નને અંગે જ કર્યો હતો, અને આપણે ત્યાં ઇતિહાસ અને પુરાણરૂપી 'પાંચમો વેદ' રચાયો તે પણ પ્રજાજીવનના એક મહાન પરિવર્ત સાથે નિકટ સંબન્ધ ધરાવે છે. કેળવણી એ દરેક પ્રજાની જીવનભાવનાનું દર્પણ છે. અને તેથી જેવી જીવનભાવના તેવી એની કેળવણી. જીવનમાં જેમ ફેરફાર થાય,

**કેળવણી અને જીવનનો સંબંધ**

જેમ એ ઊંડું અને વિસ્તૃત થતું જાય, તેમ કેળવણીના સ્વરૂપમાં પણ એ ઘટતો ફેરફાર માગી લે. જ્યારે કોઈપણ પ્રજાના જીવનમાં નવું ચૈતન્ય આવી, અથવા તો અપૂર્વ અનુભવો થઈ, એ જીવન અસાધારણ નવીનતા પ્રાપ્ત કરે છે, ત્યારે એની કેળવણી જે અત્યાર સુધી પાછળ પડી ગએલી હોય છે તે નવા જીવન સાથે સુઘટિત (adjust) થવા જાય છે, તે માટે જોઈતું રૂપાન્તર ગ્રહણ કરે છે. જીવન બદલાતાં પણ કેળવણી એની એ રહે તો એ જીવન આંધળું સમજવું; અને જીવનના ફેરફાર સાથે કેળવણી પણ ફરે એ સ્વાત્મદર્શી—દેખતા—જીવનની નિશાની છે. છેલ્લાં પાંચ સાત વર્ષમાં હિન્દુસ્થાને પાસું બદલ્યું અને આંખ ઉઘાડી—ની જ સાથે એની કેળવણીનો પ્રશ્ન પણ એના આગળ ખડો થઈ ગયો. હિન્દુસ્થાનની પ્રજા પોતાના રાજ્યવહીવટમાં ભાગ લેવા માગશે, ભાગ લેશે—અને છતાં એની પોતાની વસ્તુ શું અક્ષરસ્થ ય રહેશે? હિન્દુસ્થાનની પ્રજા સ્વદેશી માલ વાપરવાની પ્રતિજ્ઞા કરશે, અને છતાં એની કેળવણીમાં વ્યાપાર અને ઉદ્યોગનું શિક્ષણ યોગ્ય પ્રવેશ નહિ પામે? હિન્દુસ્થાન સ્વાત્મમાન તે શું એ સમજશે, અને છતાં એનાં પ્રાચીન સાહિત્ય કળા, ધર્મ અને તત્ત્વજ્ઞાનનું નિરૂપણ એ પરદેશી વિદ્વાનોને હાથે જ થવા દેશે? આ અને આવી અનેક જીવનની નવી અભિ-

ભાષાઓએ અને નવી પરિસ્થિતિઓએ કેળવણીના પ્રશ્નને આપણા કાલના સમયમાં ખાસ મહત્ત્વ આપ્યું છે. અને આ મહાપ્રશ્નનું ગૌરવ સમજી સનાતન સત્યો પકડી રાખીએ, ત્યારે આપણે આપણા પ્રત્યે—આપણા દેશ પ્રત્યે, અને આપણા મનુષ્યત્વ પ્રત્યે, કર્તવ્ય કર્યું ગણાય.

આ કેળવણી કેવી હોવી જોઈએ એ પ્રશ્નનો સંપૂર્ણ વિચાર તો 'વિદ્યાર્થી ભવન' કરતાં વધારે વિશાળ સંસ્થાને કામનો છે. પણ એ સંબન્ધી થોડાંક સામાન્ય દૃષ્ટિબિન્દુઓ દરેક કેળવણીની સંસ્થાએ, બલ્કે દરેક માબાપે, યાદ રાખવા જેવાં હોઈ હું આપની આગળ રજૂ કરવા માગું છું.

## ગયા જમાનાની કેળવણીની ખામીઓ

પ્રથમ તો કેળવણી પરત્વે આપણા નવા યુગની જરૂરિયાતો શી છે, અને સદીની કેળવણીમાં શી શી ખામીઓ જણાય છે, એ વિચારીએઃ

(૧) વ્યક્તિવાદ (Individualism) એ ગયા જમાનાનું ભૂષણ તેમજ દૂષણ હતું: શાળામાં વિદ્યાર્થીઓને અમુક પુસ્તકો વંચાવવામાં આવતાં, અને વર્ષ આખરે તેઓની પરીક્ષા લેવાતી. શારીરિક કેળવણી લેવી હોય તેને તે લેવાની છૂટ હતી. કલબો અને સોસાઈટિઓ સ્થાપી નિબન્ધો વાંચવાની કોઈ ના ન પાડતું, અને સ્વાશ્રયબળથી દુનીઆનું જ્ઞાન મેળવવું હોય તો તે માટે કોઈ પણ પ્રકારનું બન્ધન ન હતું. આ પદ્ધતિથી સ્વતન્ત્રતા અને સ્વાશ્રયવૃત્તિ કેળવાતી એ એનું ભૂષણ હતું. પણ તેની સાથે એનું દૂષણ એ હતું કે આ પદ્ધતિ જેને કેળવણીની 'Laissez-faire' પદ્ધતિ કહી શકાય—એ મનુષ્યની પરસ્પર સહાયક વૃત્તિની અવગણના કરીને પ્રવર્તે છે; શારીરિક કેળવણીની માત્ર છૂટ આપવા કરતાં, એ કેળવણીની બાબતમાં શાળાએ ઘણું વધારે કરવાનું છે. કલબો અને સોસાઇટિઓ સ્થાપવાની મનુષ્યની સ્વાભાવિક વૃત્તિનો લાભ લઈ, વિદ્યાર્થીઓ પાસે શાળાના અધિકારીઓ ઘણાં ઉત્તમ કાર્યો કરાવી શકે એમ છે. દુનીઆનું જ્ઞાન પણ જેનાથી જેટલું બને તેટલું તે

થઈ લે, તે કરતાં વિદ્યાર્થીઓમાં એ જ્ઞાન પ્રસારવાની કેટલીક ખાસ યોજનાઓ થઈ શકે એમ છે. ટૂંકામાં, કેળવણી પરત્વે અત્યાર સુધી શાળાને શિર ઘણી થોડી જવાબદારી રહેતી, તે આ નવા યુગમાં વધારી લેવાની જરૂર છે.

(૨) ગઈ સદીની કેળવણીની બીજી એક ખામી એ હતી કે શાળા અને પુસ્તકો એ જ કેળવણીનું સાધન હતું, અને પરીક્ષા એ જ એની કસોટી હતી. વિદ્યાર્થીની આસપાસ કેળવણીનું વાતાવરણ ઉત્પન્ન કરવું એ આપણી નવી પદ્ધતિનું લક્ષ્ય છે. પશ્ચિમનો વિદ્યાર્થી અમુક વિદ્યાનાં ઓછાં પુસ્તકો વાંચ્યા છતાં પશ્ચિમની વિદ્યામાં હિન્દુસ્થાનના વિદ્યાર્થી કરતાં આગળ પડે તેનું કારણ એ વિદ્યાનું વાતાવરણ છે. આપણી પ્રાચીન કેળવણીમાં આ વાતાવરણના તત્ત્વનો પૂર્ણ લાભ લેવાતો, અને તે લેવા માટે ગુરુકુલ, કુલપતિના આશ્રમ, મહાત્માઓનો સંગ વગેરે સંસ્થાઓ હતી.

(૩) ગઈ સદીની કેળવણીમાં ત્રીજી મ્હોટી ખામી મ્હને એ લાગે છે કે એ કેળવણી બુદ્ધિપ્રધાન હતી: મિલ અને બર્કલની ઉપાસનાની છાયા એ કેળવણી ઉપર પડેલી સ્પષ્ટ દીસી આવે છે. હું આથી એમ કહેવા માગતો નથી કે બુદ્ધિ સિવાયનાં બીજાં તત્ત્વો કેળવાય એવું એ કેળવણીમાં કાંઈ ન હતું, અગર તો એ સમયના કેળવાએલા જનોમાં બુદ્ધિ સિવાય અન્ય તત્ત્વો ખીલ્યાં ન હતાં. પણ બુદ્ધિની પાછળ—બુદ્ધિને પવિત્ર અને સમર્થ અને સાર્થક બનાવનાર જે નીતિ અને ધર્મનાં તત્ત્વો મનુષ્યઆત્મામાં રહેલાં છે, એનું મહત્ત્વ—મને લાગે છે કે એ યુગમાં જોઈએ તેવું કળાયું ન હતું. આનું પરિણામ આપણે એ જોઈએ છીએ કે—સંસાર-સુધારો અને ધાર્મિક જીવન તે સમયના નેતાઓને બહુ સારે રૂપે ભાસતાં હતાં—પણ ધર્મના તન્તુઓ ઘણા રંગબેરંગી અને ગાઢ વણાએલા છે, અને ઉભયની પાછળ હિન્દુ પ્રજાનું પોતાનું સત્વ વિરાજમાન છે,

એ સત્ય યથાર્થ સમજીને વર્તન કરવું એ નવા જમાનાનું કર્તવ્ય છે.

(૪) ગયા જમાનાની કેળવણીની ચોથી એક ખામી એ હતી કે એ કેળવણી ઘણે ભાગે સરકારી નોકરો, વકીલો અને દાક્તરો તૈયાર કરવામાં જ સમાપ્ત હતી. મનુષ્યજીવન અને સંસારવ્યવહારનું વિશાળ ક્ષેત્ર એનાથી વ્યાપી શકાયું ન હતું—અને જે જમાનામાં પૂર્વોક્ત ધન્ધા મધ્યમ વર્ગના લોકોને આજીવિકા સારૂ બસ થતા, તે જમાનામાં, સંસારવ્યવહારની દૃષ્ટિએ પણ, એ કેળવણી પણ અપૂર્ણ છે એમ ભાગ્યે જ કોઈને લાગતું. અત્યારે આપણો દેશ, જગતના બીજા સમૃદ્ધ દેશો જોડે પહેલાં કરતાં બહુ વધારે સંબન્ધમાં આવ્યો છે, અને એ દેશની સાથે માન અને ટેક જાળવીને રહેવા માટે એને દ્રવ્યની અપેક્ષા પડી છે. તેથી એ મેળવવા માટે ઉદ્યોગ, વ્હેપાર, હુન્નરકળા વગેરેનું શિક્ષણ દેશમાં વધારવાની નવા યુગમાં એક મ્હોટી ફરજ પ્રાપ્ત થઈ છે. આ ફરજ તે આ દેશની પ્રાચીન ભાવનાથી વિરુદ્ધ નથી. હિન્દુસ્થાન તો એક યોગી જેવું છે, એની પાસેથી હજારો લશ્કર ધમ ધમ કરતાં જાઓ, પણ પોતે માત્ર ક્ષણવાર નેત્ર ઊઘાડી પાછું યોગનિદ્રામાં લીન થાય છે—એ ચિત્ર વાસ્તવિક નથી. હિન્દુસ્થાને ધર્મ અને તત્ત્વજ્ઞાનના ઊંડા પ્રશ્નોનું અદ્‌ભુત મનન કર્યું છે, અને જીવનના નકશામાં એ મહા વિષયોને અન્ય કોઈ દેશે ન આપેલું એવું યોગ્ય સ્થાન આપ્યું છે, તે ઉપરથી હિંદુસ્થાન તે માત્ર ધર્મ અને તત્ત્વજ્ઞાનનો જ દેશ છે એવી ભ્રાન્તિ ઉદ્‌ભવી છે. પણ વસ્તુતઃ આ દેશની જીવનભાવનામાં ચારે વર્ણ અને ચારે આશ્રમને પોતપોતાના અધિકાર અર્થાત્ યોગ્યતા મુજબ સ્થાન છે. પ્રાચીન કાળમાં ધર્મ અને તત્ત્વજ્ઞાનની સાથે ઉદ્યોગ અને વ્હેપારની વૈશ્યભાવના પણ આ દેશમાં પુષ્કળ ખીલી હતી એ બતાવવા માટે સ્વતન્ત્ર પ્રમાણો રજુ કરવા જેટલો અત્યારે અવકાશ નથી, પણ વિન્સેન્ટ સ્મિથ અને રાધાકુમુદ મુકરજીનાં પુસ્તકો તરફ હું આપનું લક્ષ ખેંચું છું: એ પુસ્તકો આ બાબત આપને સંપૂર્ણ ખાતરી કરી આપશે.

## કેળવણીનું ખરૂં સ્વરૂપ તથા હેતુ

**આમ જૂના યુગની કેળવણીમાં શી ખામી હતી અને નવા યુગમાં એ કેવી પૂરી પાડવાની છે એ બતાવી, હવે કેળવણીના સનાતન સ્વરૂપ ઉપર હું આવું છું.**

કેળવણીનું સ્વરૂપ શું? એનો હેતુ શો? આ પ્રશ્નો હંમેશાં વિચારવા જેવા છે. અંગ્રેજી 'Education' માટે 'કેળવણી' એ આપણો નવો યોજેલો શબ્દ છે. એના જૂના શબ્દ 'શિક્ષણ' અને 'વિનય' છે. 'શિક્ષણ' શબ્દ **शिक्ष्** ધાતુ ઉપરથી થયો છે, અને **शिक्ष्** ધાતુ એ મૂળ ધાતુ નથી, પણ **शक्**નું રૂપ છે, અને એનો મૂળ અર્થ શક્તિ આપવી એવો થાય છે. 'વિનય' એ 'Education' માટે એક બીજો ઘણો પ્રાચીન શબ્દ છે. 'વિનય' એટલે એક અમુક વિશિષ્ટ ('**वि**') મન્તવ્ય તરફ દોરવું ('**नी**'). હવે એ મન્તવ્ય અર્થાત્—પ્રયોજન—શું હોવું ઘટે છે એ વિચારીએ. કેળવણીનું એક સાંકડું પ્રયોજન એ દીસે છે કે શરીર—ઇન્દ્રિયાદિકનાં સુખ પ્રાપ્ત કરવાં, અને સગાંસંબન્ધીઓનું પોષણ કરી શકાય એવી સાંસારિક સ્થિતિ મેળવવી. પણ જનસમાજ સાથે પોતાના સંબન્ધનો અને એ સંબન્ધમાંથી ઉત્પન્ન થતાં કર્તવ્યનો વિચાર કરનાર માનસને આ હેતુ અસન્તોષકારક લાગ્યા વિના રહેશે નહિ. 'Citizen' એટલે કે શહેરી અને પ્રજાજન તરીકે સઘળાં કર્તવ્ય કરતાં શીખવું એ કેળવણીનો વધારે વિશાળ હેતુ છે. પણ વસ્તુતઃ આ દૃષ્ટિ પણ 'State' યાને રાષ્ટ્ર કરતાં વધારે પ્રદેશમાં વ્યાપી શકતી નથી. અને તેથી એ દૃષ્ટિએ રચાએલી કેળવણી પણ મનુષ્યના એકદેશી સ્વરૂપને જ કેળવવા સમર્થ થાય છે. કારણ કે વાસ્તવિક રીતે મનુષ્યનું સ્વરૂપ ગૃહ કે રાષ્ટ્રના એક અંગ તરીકે ફરજ બજાવવામાં જ સમાપ્ત થતું નથી. મનુષ્ય, ગૃહ કે રાષ્ટ્રનો જ વતની નથી—પણ બુદ્ધ ભગવાન જેને 'ધર્મચક્ર' કહે છે અને મહાયાની બૌદ્ધો જેને 'ધર્મકાય'ને નામે ઓળખે છે તેનો વતની, તેનું અંગ છે. અને તેથી મનુષ્યે

મનુષ્યનું સમગ્ર સ્વરૂપ સમજવું; અને આ લોક તેમ જ પરલોક સાથે પોતાનો સંબન્ધ સમજી એને અંગે ઉત્પન્ન થતાં વ્યવહાર અને પરમાર્થનાં સર્વ કૃત્યો સારી રીતે બજાવી શકવા માટે સામર્થ્ય પ્રાપ્ત કરવું—એ **કેળવણીનો મહાન ઉદ્દેશ** છે. આ ઉદ્દેશનું યથાર્થ ગ્રહણ કરી આ 'વિદ્યાર્થીભવન'ની સંસ્થાએ પોતાના વર્તન માટે જે સૂત્રો ઘડ્યાં છે તેમાં 'મનુષ્યત્વ'ની કેળવણીને યોગ્ય પદ આપ્યું છે. એ આ સંસ્થાના ભવિષ્ય માટે બહુ આશાજનક સ્થિતિ છે.

'મનુષ્ય' શબ્દ બેશક એક પવિત્ર શબ્દ છે. 'મન્' ધાતુ ઉપરથી નીકળેલો આ શબ્દ એક જૂનો આર્ય શબ્દ હોઇ જગતની બીજી પ્રજાઓ સાથે આપણને જોડે છે; એટલું જ નહિ પણ મહનશીલતાના અર્થ દ્વારા અન્ય પ્રાણીઓ કરતાં આપણી શ્રેષ્ઠતા સૂચવનાર આ એક મહાન શબ્દ છે. પણ આ મહાન શબ્દની મહત્તાનો લોપ કર્યા વગર, હું એટલું ઉમેરવાની છૂટ લઉં છું કે—'મનુષ્ય' શબ્દ જો મહાન છે, તો એ કરતાં પણ એક શબ્દ વધારે મહાન છેઃ એ શબ્દ તે 'બ્રાહ્મણ'–શબ્દ છે. અને એ શબ્દના ગૂઢ અન્તરમાં રહેલી 'બ્રાહ્મણ'—ભાવના કેળવવા હું આપણા વિદ્યાર્થીઓને અન્તઃકરણપૂર્વક આગ્રહ કરૂં છું. કારણ કે વિદ્યાર્થીકાળ એ 'બ્રાહ્મણ' કાળ છે—આમ 'બ્રાહ્મણ'–શબ્દ પ્રયોજવામાં મારૂં તાત્પર્ય શું છે એ આપ સમજ્યા વિના નહિ જ રહ્યા હો–છતાં હું એનું સ્પષ્ટીકરણ કરૂં છું. બ્રાહ્મણ'–શબ્દથી મને કોઈ જ્ઞાતિ વિવક્ષિત નથી. **'ब्राह्मण'**–શબ્દ **'ब्रह्मन्'** શબ્દનું રૂપાન્તર છે—અને **"बृह्–वृद्धौ"** ધાતુ ઉપરથી નીકળી એ શબ્દ, વૃદ્ધિ અને બૃહત્તાના–વિશાળતાના તત્ત્વનું સૂચન કરે છે. આ વિશ્વમાં જે વૃદ્ધિ (progress) અને વિશાળતા (breadth)નું તત્ત્વ રહેલું છે તે જેમાં મૂર્તિમન્ત થાય તે જ 'બ્રાહ્મણ'. અને એ તત્ત્વ સંપાદન કરવા માટે જે કેળવણી તે જ ખરી કેળવણી. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં આ **'ब्राह्मण'**–શબ્દના વિરોધમાં **'कृपण'** શબ્દ પ્રયોજ્યો છેઃ

यो वा एतदक्षरं गार्ग्यविदित्वाऽस्माल्लोकात् प्रैति स कृपणः। अथ य एतदक्षरं गार्गि विदित्वाऽस्माल्लोकात् प्रैति स ब्राह्मणः।—

આ વચન ઉપરથી 'બ્રાહ્મણ' શબ્દ વડે ઉપનિષદ્‌ના સમયમાં શું વિવક્ષિત હતું એ સમજાય છે. મહાવીર સ્વામી અને ગૌતમ બુદ્ધને પણ આ બ્રાહ્મણત્વની ઉચ્ચ ભાવનાનું વિસ્મરણ થયું ન હતું. 'બ્રાહ્મણ' એટલે શું, એમાં કેળવણીની ઉત્તમમાં ઉત્તમ ભાવના કેવી મૂર્તિમન્ત થાય છે, એ સમજવા માટે 'સોણદંડ સુત્ત' નામના એક બૌદ્ધ ગ્રન્થની આખ્યાયિકા હું આપને સંભળાવું છું એ આપ કૃપા કરી લક્ષ દઈ સાંભળશો—કારણ કે મારા કેળવણી સંબન્ધી સઘળા વિચાર ટુંકામાં એ એક સંવાદ દ્વારા જ હું આપને નિવેદન કરી દઈશ.

એ બૌદ્ધ ગ્રન્થ કહે છે કે ચંપાનગરીમાં સોણદંડ નામે એક ધનિક વિદ્વાન અને સુશીલ બ્રાહ્મણ રહેતો હતો. સેંકડો વિદ્યાર્થીઓ એની પાસે ભણતા અને એને માન આપતા. એક વખતે બુદ્ધ ભગવાન વિહાર કરતા કરતા ચંપાનગરીની બહાર આવીને રહ્યા. એમનો ઉપદેશ સાંભળવાને આખી નગરીના બ્રાહ્મણો ત્યાં જતા હતા. તેમને જોઇ સોણદંડે કહ્યું: "ભાઇઓ, તમે ન જશો; મને જવા દો." બ્રાહ્મણોએ કહ્યું: "મહારાજ! તમારા જેવા વિદ્વાને એ તરફ જવું યોગ્ય નથી. એમ કરવાથી તમારી પ્રતિષ્ઠાને હાનિ પહોંચશે" પણ સોણદંડ નમ્ર અને વિનયી હતો, અને ગૌતમ બુદ્ધનું માહાત્મ્ય જાણતો હતો, તેથી તેણે એમની યોગ્યતાની પ્રશંસા કરી અને કહ્યું કે "એ એવા મહાત્મા છે કે મારે જ એમની પાસે જવું જોઇએ" એમ કહી સોણદંડ તથા બીજા બ્રાહ્મણો ગૌતમ બુદ્ધ પાસે ગયા, અને ત્યાં બ્રાહ્મણત્વ શેમાં રહેલું છે એ વિષે ચર્ચા ચાલી.

ગૌતમ બુદ્ધે સોણદંડના મનનો પ્રશ્ન જાણી જઇને પૂછ્યું:—

"સોણુદંડ! એવી કયી વસ્તુઓ છે કે જે હોય તો બ્રાહ્મણ 'હું બ્રાહ્મણ છું' એમ યથાર્થ રીતે કહી શકે?"

સોણુદંડ—"ગૌતમ! પાંચ વાનાં હોય તો બ્રાહ્મણ 'હું બ્રાહ્મણ છું' એમ યથાર્થ રીતે કહી શકેઃ—

(૧) એક તો એ માતા અને પિતા ઉભયવંશ–વિશુદ્ધ હોવો જોઇએ.

(૨) એ ત્રણ વેદમાં અને એને લગતાં અન્ય શાસ્ત્રોમાં કુશળ હોવો જોઇએ.

(૩) વળી એ સુન્દર, ગોરો, દીઠે પ્રિય લાગે એવો, અને ભવ્ય હોવો જોઇએ.

(૪) શીલ–ચારિત્ર્ય–વાન હોવો જોઇએ.

(૫) પ્રજ્ઞાવાન (બુદ્ધિમાન) હોવો જોઇએ."

બુદ્ધ ભગવાને પૂછ્યું: "પણ સોણુદંડ! આ પાંચ–રૂપ, કુળ, શ્રુત, શીલ અને પ્રજ્ઞા એમાંનું કોઇ એક ન હોય તો ચાલે?"

સોણુદંડ—"હા, રૂપ ન હોય તો ચાલે. બાકીના ચાર હોય તો બસ."

બુદ્ધઃ—"પણ એ ચારમાંનું કશું ન હોય તો ચાલે?"

સોણુદંડ—"શ્રુત (વિદ્યા) ન હોય તો ચાલે."

બુદ્ધ—"બાકીનાં ત્રણમાંનું એકાદ ન હોય તો ચાલે?"

સોણુદંડઃ—"હા કુળ ન હોય તો પણ ચાલે."

આ સાંભળી બ્રાહ્મણો ચમકયા; પણ એમને સોણુદંડે કહ્યું–"બાંધવો! હું કાંઇ આપણા રૂપ, કુળ કે શ્રુત (વિદ્યા)ને નિન્દતો નથી. બ્રાહ્મણત્વમાં શું આવશ્યક છે એ જ કહું છું." આમ કહી તેઓને ઠંડા પાડયા.

બુદ્ધ—"બાકી બે રહ્યાંઃ શીલ અને પ્રજ્ઞા—એમાંનું એક ન હોય તો ચાલે?"

સોણુદંડ—"ના. જેમ બે હાથ કે બે પગ એક બીજા સાથે ઘસીને ધોવાય છે, તેમ શીલ અને પ્રજ્ઞા એક બીજાથી શુદ્ધ થાય છેઃ શીલવાનને પ્રજ્ઞા પ્રાપ્ત થાય છે, પ્રજ્ઞાવાનમાં શીલ આવે છે."

બુદ્ધ—"આ શીલ અને પ્રજ્ઞા તે શું એ તમે જાણો છો?"

સોણુદંડ—"ના, ગૌતમ; એ જ હું આપની પાસે જાણવા માગું છું." પછી ગૌતમે પોતાના ધર્મોપદેશનાં બે મુખ્ય તત્ત્વો શીલ અને પ્રજ્ઞા—એનું સ્વરૂપ સમજાવ્યું.

બુદ્ધ ભગવાન બ્રાહ્મણના વિદ્વેષી ન હતા, પણ બ્રાહ્મણને પોતાની યથાર્થ ભાવનાનું ભાન કરાવનાર વિષ્ણુનો અવતાર હતા. તેથી આપણે બુદ્ધ ભગવાનનો ઉપદેશ સ્વીકારીશું કે "બ્રાહ્મણ"નાં પંચ લક્ષણમાં શીલ અને પ્રજ્ઞા એ જ મુખ્ય છે. અને આપણા વિદ્યાર્થીઓની કેળવણીમાં પણ એ બે જ મુખ્ય વસ્તુ ઉપર આપણું વધારેમાં વધારે લક્ષ રહેવું ઘટે છે. તેમાં પણ, જો કે બુદ્ધદેવ કહે છે તેમ બે હાથ એકઠા કર્યા વિના હાથ ધોવાતા નથી, તો પણ શીલ (character) એ જમણો હાથ છે અને પ્રજ્ઞા (wisdom) એ ડાબો હાથ છે એટલું તારતમ્ય આપણે રાખીશું. છતાં પરિપૂર્ણ કેળવણી યાને પરિપૂર્ણ 'બ્રાહ્મણત્વ' પ્રાપ્ત કરવા એ પાંચે લક્ષણ જોઈએ એ ભૂલીશું નહિ.

## બ્રાહ્મણનાં પાંચ લક્ષણઃ કેળવણીનાં પાંચ તત્ત્વો

[૧] પ્રજાનો ઉત્કર્ષ ગૃહની વિશુદ્ધિ ઉપર આધાર રાખે છે અને તેથી એ વિશુદ્ધની ભાવના પ્રેરાય એવું સાહાર્દ અને મનોબળનું શિક્ષણ ન્હાનપણથી જ બાળકોને આપવું.

[૨] સુન્દર રમ્ય મહાનુભાવ અને વિશ્વાસજનક આકૃતિ એ બીજું મહત્ત્વનું લક્ષણ છે. તે માટે શરીરની તંદુરસ્તી જોઈએઃ જ્યાં તંદુરસ્તી ત્યાં જ રમ્યતા છે. આ તંદુરસ્તી પ્રાપ્ત કરવા માટે આપણા વિદ્યાર્થીભવનમાં શારીરિક કેળવણી દાખલ કરી છે. શારીરિક કેળવણી

એટલે શરીરને માત્ર ગમે તેવી રીતે કસરત આપવી એટલું જ નહિ; પણ ચિત્ત પ્રસન્ન રહે અને નૈતિક ગુણો કેળવાય એ જાતની યોગ્ય કાળે યોગ્ય સ્થળે અને યોગ્ય માપમાં કસરત કરવી, તથા કસરતી રમતો રમવી. વળી શારીરિક છૂટાપણું અને સ્વાશ્રય એ પણ આમાં ખાસ લક્ષ રાખવા જેવી બાબત છે. ક્રિકેટમાં સો રન કરી શકે, પણ એક ટેબલ અહીંઆંથી ઊપાડી ત્યાં મૂકવું હોય તો નોકરને બોલાવે એ વિદ્યાર્થીઓને શારીરિક કેળવણીની ખરી સમજણ નથી.

[૩] 'શ્રુત' યાને વિદ્યા એ બ્રાહ્મણનું ત્રીજું મ્હોટું લક્ષણ છે. અને એ વિદ્યામાં 'લોકાયત વિદ્યા'–યાને પરિદૃશ્યમાન જગત્ સંબંધી વિવિધ 'sciences' અર્થાત્ 'Nature-lore'નો પણ સમાવેશ કર્યો છે એ ધ્યાનમાં રાખવા જેવું છે. અસલ બ્રાહ્મણની વિદ્યા જપ પાઠ ઉચ્ચાપન જનોઇ અને લગ્નના ભાગ્યા તૂટયા મન્ત્રો ભણવામાં સમાપ્ત થતી ન હતી. અને તે જ પ્રમાણે, આપણી હાલની શાળાઓમાં પણ આપણે 'મીનિંગ', 'પેરાફ્રેઝ', 'હિસ્ટરીની ડેઈટ્સ' અને ઈંગ્લંડનાં 'કાઉંટિઝ' ગોખાવવામાં વિદ્યાર્થીઓનું જીવન એળે ન કાઢતાં, બાહ્ય જગત્ જોઈ એમનો સાક્ષાત્ સંબન્ધ કરી એની મદદથી સાયન્સનાં સત્યો જોતાં, સમજતાં, શોધી કાઢતાં શીખવવું એ નવા યુગની મ્હોટી જરૂરિયાત છે.

[૪] હવે એ શ્રુત જો પ્રજ્ઞા ઊપજાવે નહિ તો તે નિરર્થક છે. શ્રુત એ બુદ્ધિ ઉપર બહારથી નાખેલો ખોરાક છે, પ્રજ્ઞા એ ખોરાકને પચાવી એમાંથી નવાં તત્ત્વો ઉત્પન્ન કરનાર બુદ્ધિની જીવન-શક્તિ છે. શ્રુત અને પ્રજ્ઞા વચ્ચે આ ફેર બહુ ધ્યાનમાં રાખવા જેવો છે. અને શ્રુતમાંથી પ્રજ્ઞા કેળવવા માટે, આપણી શાળાના શિક્ષણની અને પરીક્ષાની પદ્ધતિમાં પુષ્કળ ફેરફાર થવો જરૂરનો છે. વિદ્યાર્થીઓનાં મગજ તે સૂકા જ્ઞાનનાં છોડીઆં ભરવાનો કોઠો નથી, અરે કિંમતી નાણાં ભરવાની તીજોરી પણ નથી. પણ એ કરતાં સહસ્રગણી કિંમતી નન્દનવનની ભૂમિ છે, જેમાં લીલા

જીવનરૂપી કલ્પવૃક્ષનાં બીજ વાવીને ફળ ઉતારવાનાં છે. હાલની શિક્ષણપદ્ધતિ સારામાં સારો વિદ્યાર્થી કાઇસ્ટની દૃષ્ટાંતરૂપ આખ્યાયિકામાં કહેલા ગુમાસ્તાની માફક સોંપેલાં નાણાં પૂરેપૂરાં ગણી આપે છે–એ નાણાંનો ઉપયોગ કરી વધારો કરવાની શક્તિ એનામાં ખીલે એવી એ પદ્ધતિમાં યોજના નથી. પ્રજ્ઞાનો મહિમા ગાતાં એક શિક્ષણશાસ્ત્રી લખે છે :

" Education--the best education—is a spiritual growth. The real purpose of school training is not to import facts and truths purely and simply, but it is to import facts and truths in such a way that the child may absorb them—make them a part of himself--That he may assimilate them, and so grow morally, spiritually, and aesthetically. He grows in Knowledge of his environment, in self-Knowledge. Education is in truth a development of self-consciousness, of self-control, of right judgement and will. True education is distinguished from a preudo-education by this growth of power, of self-resource, of liberty......Hence a school which does not develop this power of self-resource and liberty fails in its primary purpose. However successful it may be in imparting Knowledge, unless that Knowledge is truly translatable into action, it is useless. Another school which is satisfied with less Knowledge,

but where that is turned to immediate use, is fulfilling a higher purpose. It is only usable Knowledge that is of any use. As Thring said, "the idolatry of knowledge must perish or education cannot begin."—"*The Making of Citizens*"—R. E. Hughes.

અર્થાત્ શ્રુતમાંથી પ્રજ્ઞા ઉપજવી જોઈએ.

(૫) "બ્રાહ્મણ"નાં ચાર લક્ષણો યાને કેળવણીનાં ચાર તત્ત્વો ગણાવ્યાં. હવે બ્રાહ્મણનું પાંચમું લક્ષણ—કેળવણીનું પાંચમું તત્ત્વ તે સૌને શિખરે બિરાજતું શીલ છે. અને એ શીલને અંગે કેટલા બધા ગુણો આવે છે એ આ વિદ્વત્સમાજને અને જે સજ્જનોના હાથમાં આ વિદ્યાર્થિભવનનું તન્ત્ર છે તેમને સમજવું પડે એમ નથી. તથાપિ એટલું કહું છું કે શીલનું ખરું સ્વરૂપ અર્થશાસ્ત્રના કર્તા ચાણક્યના શબ્દમાં 'આત્મવત્તા' છે, અને એ જ (ચાણક્યના જ શબ્દમાં) 'વિદ્યાનું સામર્થ્ય' છે.

(વસન્ત : વર્ષ ૧૨, અંક ૫; જ્યેષ્ઠ, સંવત ૧૯૭૯)

# ગુરુકુલ

હવે આ જાતિની સર્વાંગસંપૂર્ણ કેળવણી યોગ્ય રીતે આપવા માટે સામાન્ય શાળા બસ નથી. પ્રથમ તો શાળા જ શી રીતે ઉત્પન્ન થઈ છે એ વિચારો: મનુષ્યના સ્વાભાવિક ગુરુ—માતા, પિતા, કુદરત અને જનસમાજ છે. સંપૂર્ણ કુરસદવાળાં માતાપિતા બાળકની કેળવણી હાથમાં લઈ શકે, તો પણ ઘણી બાબતોમાં એ કેળવણી અપૂર્ણ રહે એ ખુલ્લું છે. પણ સામાન્ય રીતે માબાપને કુટુમ્બના જીવનનિર્વાહ માટે જ જે વ્યવસાય કરવો પડે છે તેને લીધે બાળકની કેળવણી તેઓ બિલકુલ હાથ ધરી શકતાં નથી. અને સુધરેલા જનમંડળમાં જેમ દરેક ધંધા માટે ખાસ કુશળ જનોની જરૂર હોય છે, તેમ કેળવણીનું કામ પણ એ વિષયમાં ખાસ કુશળતા પ્રાપ્ત કરેલા જનો જ કરી શકે છે. આ રીતે માતાપિતાને સ્થાને અગર તે ઉપરાંત, શાળાના ગુરુની જરૂર ઉત્પન્ન થાય છે.

હવે જે કુદરતને ગુરુ કહી—તે પણ એટલી વિશાળ અને છૂટક છૂટક પથરાએલી છે કે એને વિદ્યાર્થીની નજર આગળ લાવવા માટે લૅબોરેટરિ જેવાં કૃત્રિમ વિજ્ઞાનગૃહો સ્થાપ્યા સિવાય ચાલતું નથી— એ ગૃહોમાં વિદ્યાર્થી, કુદરતની સાથે સંબંધમાં આવી, કુદરતને પ્રયોગોદ્વારા પ્રશ્નો પૂછી, ઉત્તર મેળવી શકે છે. જનસમાજ એ મનુષ્યનો ચોથો મ્હોટો ગુરુ છે—પણ મ્હોટી ઉમ્મરે એના સંબંધમાં આવી, મનુષ્ય નીતિ અને વ્યવહારની ભૂલો કરે, અને તેનાં ભયંકર પરિણામો નિવારવાનો એને ટૂંકી મનુષ્ય જીંદગીમાં અવકાશ ન રહે, તે માટે એને પહેલેથી જનસમાજના એક ન્હાના સ્વરૂપ સાથે પરિચય કરાવવો ઇષ્ટ છે—અને એ ન્હાનું સ્વરૂપ તે શાળાના વિદ્યાર્થીબંધુઓ છે.

પણ શાળામાં એ બન્ધુઓ માત્ર વિદ્યા અર્થે જ એકઠા થાય છે, એ બન્ધુઓનું સમસ્ત—મનુષ્ય સ્વરૂપ પ્રકટ થવા માટે શાળા

ઉપરાંત બીજી કોઈક સંસ્થા જોઈએ-તે પ્રાચીન કાળમાં ગુરુકુળ અને કુલપતિના આશ્રમો રૂપે મળતી. વિદ્યાર્થી એ "अन्तेवासी" કહેવાતો, કારણ કે એ ગુરુના અંતિકમાં—અર્થાત્ પાસે—વસતો, અને એ રીતે ફક્ત એની વિદ્યાનો જ નહિ, પણ એના સમગ્ર સ્વરૂપનો લાભ લઈ શકતો. ગુરુને ઘેર વિવિધ દેશોના વિવિધ પ્રકૃતિના અને વિવિધ જાતિના શિષ્યો એકઠા થતા, અને ત્યાં વિદ્યાર્થિજીવન કેવું હશે એનો ખ્યાલ વ્યાસ, વાલ્મીકિ, કાલિદાસ અને ભવભૂતિએ આલેખેલાં ચિત્રો ઉપરથી આપણને આવી શકે છે. આમાં એટલું યાદ રાખવાનું છે કે ગુરુકુલને સોલ્જરોના બૅરેક્સ જેવી કરવાથી એની ખરી ભાવના સિદ્ધ થતી નથી. ગૃહની કોમળતા અને મધુરતા એ વિદ્યાર્થીના આશ્રમમાં પણ જરૂરની છે, એટલું જ નહિ—પણ ગૃહમાં જેમ એકકુલભાવના—ભવભૂતિ જેને 'કુલધન' કહે છે—એ જાળવવાની સાથે, જુદા જુદા સ્વભાવનાં બાળકો પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ કેળવે છે, તેમ ગુરુકુલમાં—અને આ વિદ્યાર્થિભવનમાં પણ—આ ભવનની કોઈક ખાસ ભાવના સિદ્ધ કરવાની સાથે વિદ્યાર્થીઓ પોતપોતાની પ્રકૃતિને અનુસરી પોતપોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ ખીલવે એવી યોજના જોઈએ. આ માટે આ ભવનની કેળવણીમાં, શાળાના શિક્ષણમાં, તેમ જ વિદ્યાર્થિજીવનના સમગ્ર વ્યવહારમાં—પુષ્કળ વિવિધતા દાખલ કરવાની જરૂર છે. અને એ કાર્ય અઢળક દ્રવ્યની મદદ વિના બનવું અશક્ય છે. બેએક વર્ષ ઉપર આપના એક રિપોર્ટમાં મેં વાંચ્યું હોય એમ યાદ આવે છે કે—ઉત્તમ સંકલ્પને સિદ્ધ થવા માટે દ્રવ્યની કદી પણ ખોટ પડતી નથી. આ આપનું સૂત્ર કુબેરની તો અસંખ્ય કુંજરો આપને ઓળંગાવી દેવાને સમર્થ થશે એટલે એ ચિંતાથી મુક્ત થઈ, હું આપણાં પવિત્ર ગૃહ્યસૂત્રોમાં નિર્દેશેલા વિધિ પ્રમાણે ગુરુ શિષ્યને કહે છે તેમ હું આ ભવનને કહું છું કે: "ભગે તમારો હાથ ઝાલ્યો છે, સવિતાએ તમારો હાથ ઝાલ્યો છે., પૂષાએ તમારો હાથ ઝાલ્યો છે, અર્યમાએ

તમારો હાથ ઝાલ્યો છે......હે અગ્નિ ! આ બ્રહ્મચારી હું તને સોંપું છું. હે ઇન્દ્ર ! હે સૂર્ય ! હે વિશ્વદેવા ! આ બ્રહ્મચારી હું તમને સોંપું છું—આયુષ્ય, પ્રજા, બલ, સમૃદ્ધિ, વિદ્યા, કીર્તિ અને કલ્યાણ માટે.”

પણ મારા આ આશીર્વાદની ફલસિદ્ધિ મારા કરતાં અનન્તગણા મહાન આચાર્ય સુઆત્મા પુરુષ—તેની આજ્ઞાને આ ભવન કેટલું અનુસરે છે તેના ઉપર આધાર રાખશે. એ સુઆત્મા પુરુષ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે આ નવીન બ્રહ્મચારીને હૃદયે હાથ મૂકીને કહે છે:

“मम व्रते हृदयं ते दधामि मम चित्तमनु चित्तं ते अस्तु ।
मम वाचमेकव्रतो जुषस्व बृहस्पतिष्ट्वा नियुनक्तु मह्यम् ॥

તથાસ્તુ

( ‘વસન્ત’ : વર્ષ ૧૨, અંક ૫; જ્યેષ્ઠ, સંવત્ ૧૯૭૯ )

## આ યુદ્ધ સંબંધી આછા આછા વિચાર

મનુષ્યના કૃત્રિમ સંકેતો [Conventions] સાથે પરમાત્માની વાસ્તવિક સૃષ્ટિને કશો સંબન્ધ નથી. છતાં જાણે મનુષ્યમાં પરમાત્માનું જ ચૈતન્ય સ્ફુરે છે એને ચિહ્નરૂપે, એ સંકેતોમાં કેટલીક વાર કોઈક અદ્ભુત રીતે, વિશ્વ સાથે સંવાદ (મેળ) થતો દેખાય છે. મનુષ્યે કલ્પેલાં સંવત્સરનાં શતકો ઉપર આ વિશ્વની પ્રવૃત્તિનો શો આધાર હોઈ શકે ? છતાં કાલ–શરીરના એ કલ્પિત વિભાગો પણ જાણે વાસ્તવિક અવયવો જ હોય એમ, એ(કાલપુરુષ)ના વિરાટ્ સ્વરૂપનું એક પગલું બીજા પગલા જેવું જ કેટલીક વાર પડે છે. ૧૮૧૫માં વોટર્લૂનું યુદ્ધ થયું તેને સો વર્ષ થતાં, એ જ ભૂમિ ઉપર

એવું જ બીજું યુદ્ધ થાય એ જગતના ઇતિહાસને રસિક બનાવનાર એક અદ્ભુત સંવાદ (harmony–મેળ) નથી ?

× × × ×

આ યુદ્ધ એવડું જ નહિ–બે કે એવું જ. એપ્રન અને ફ્લાંડર્સનું યુદ્ધ વોટર્લુના યુદ્ધ કરતાં શતગણું મ્હોટું: વોટર્લુના સમરાંગણનો આયામ (લંબાઈ) નેપોલિયનની બાજુએ પોણા બે માઇલ અને વેલિંગ્ટનની બાજુએ એક માઇલ હતો—એપ્રન અને ફ્લાંડર્સની સમરભૂમિ લગભગ ચારસો માઇલ લાંબી છે; વોટર્લુમાં બે પાસ મળી માગ્યે દોઢ લાખ લશ્કર—આ યુદ્ધમાં માત્ર એક જ બાજુએ લગભગ કરોડ લશ્કર છે; વોટર્લુનું યુદ્ધ સવારથી શરૂ થઇ રાત પડતાં પતી ગયું હતું–આ યુદ્ધ સતત બે માસથી ચાલ્યાં જ કરે છે, અને એનો ક્યારે અન્ત આવશે એ સમજાતું નથી; ભીષણતાના વિષયમાં તો એની સરખામણી જ કરવાની નથી–એની વચમાં આખી ઓગણીસમી સદીનું સાયન્સ પડેલું છે ! આટલો બધો ભેદ છતાં, બે વચ્ચે એક વાતમાં અત્યન્ત સામ્ય છે: મનુષ્યસુધારાના મ્હોટામાં મ્હોટા પ્રશ્નો આ યુદ્ધમાં ઉપસ્થિત થયા છે, અને એ વડે એ સુધારાનું એક આખી–ઓગણીસમી–સદીનું પુનરાલોચન, અને નવી–વીસમી–સદીનું ભવિષ્યદર્શન થવા બેઠું છે.

× × × ×

आख्याहि मे को भवानुग्ररूपो नमोऽस्तु ते देववर प्रसीद ।

विज्ञातुमिच्छामि भवन्तमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥

(भ. गी.)

હે ભગવન્ ! મેં તો આજ સુધી તમને કોમળ સખારૂપે જ જાણ્યા હતા. કહો મને—આ ઉગ્રરૂપ તમે કોણ છો ? તમને નમસ્કાર કરૂં છું. હે દેવવર ! તમે પ્રસન્ન થાઓ. આ વિશ્વના આદિમાં વસતા એવા જે તમે–તેને હું વિશેષરૂપે જાણવા ઇચ્છું છું–તમારી પ્રવૃત્તિની મને ઠીક ઠીક સમજણ પડતી નથી.

શાન્તિના સમયમાં આપણે પ્રભુને વિસ્મરી જઇએ છીએ, અને સ્મરીએ છીએ ત્યારે પણ "हे कृष्ण! हे यादव! हे सखेति" એમ ઉપહાસપૂર્વક—એનું સંપૂર્ણ સ્વરૂપ ઓળખ્યા વિના જ—એની સાથે રમીએ છીએ. પણ એના 'વિશ્વરૂપ'નું દર્શન કરવું હોય તો યુદ્ધમાં પ્રકટ થતા એના 'દંષ્ટ્રાકરાલ અને ભયાનક' સ્વરૂપ ઉપર—કંપતાં કંપતાં પણ—નજર નાંખવી જોઇએ. એ સ્વરૂપ ભયાનક છે, પણ આસુર નથીઃ એની 'કરાલ દંષ્ટ્રા,' કરાલ છતાં, ગુલાબની કળીથી પણ કોમળ છે—એ વિભૂતિને સંબોધીને દેવોએ ઠીક જ કહ્યું છે કે "चित्ते कृपा समरनिष्ठुरता च दृष्टा त्वय्येव देवि ! वरदे भुवनत्रयेऽपि "—'ચિત્તમાં કૃપા અને યુદ્ધમાં નિષ્ઠુરતા એ આ ત્રણ લોકમાં તારામાં જ જોઈ—હે વરદાયિની દેવી!' 'કૌમુદી મુદપ્રદા', 'ઉષા મનોહરા', 'મધુર કુસુમ વિષે રમે અન્ધસુન્દરા'—ઇત્યાદિ અહર્નિશ પ્રભુદર્શન કરવાનાં આપણાં સ્થાન છે. પણ સમુદ્રમાં ભિળળતા પર્વતો, કે ડુંગરોનાં શિખરો ફાડી ધગ્ ધગ્ વહેતો જ્વાળારસ, વા—એ કરતાં વધારે વ્યાપક—આ વિશ્વમાં રાત દિવસ મચ્યા રહેલો જીવનકલહ—

'Nature red in tooth and claw.'
'Dragons of the slime,
That tear each other in their prime'

—ઇત્યાદિમાં પ્રભુનો વાસ જોવાની આપણને ભાગ્યે જ ટેવ છે. છતાં ત્યાં પણ એ વાસ થોડો નથી, માત્ર એક બે પડ ભેદીને ઊંડા ઊતરવું જોઇએ :—

"Dive through in stormy surface of the flood
To the great current flowing underneath;
Explore the countless springs of silent good;
So shall the truth be better understood,
And thy grieved spirit brighten strong in faith.*"

* Wordsworth

આ યુદ્ધથી વિશ્વનાં સનાતન સત્યો નષ્ટ થયાં નથી, બલ્કે વધારે તેજથી પ્રકાશ્યાં છે. પણ આપણી ઘણી ખંડદૃષ્ટિઓ અખંડ થઈ છે, અને વર્તમાનને ભૂત અને ભવિષ્ય સાથે સાંકળી વિશાળ ચિત્રપટ ઉપર જગતનો ઇતિહાસ અવલોકતાં આપણે શીખ્યા છીએ. આ યુદ્ધના ભેરીનાદની સાથે જ—

" Till the war-drum throbbed no longer,
and the battle-flags were furl'd
In the parliament of man, the federation
of the world.
There the common sense of most shall
hold a fretful realm in awe,
And the kindly earth shall slumber,
lapt in universal law. "*

—એ મધ્યવિક્ટોરિયન યુગનાં મધુરાં સ્વપ્નો ઊડી ગયાં ! અને હવે તો માત્ર તોફાની સમુદ્ર વચ્ચે પીલ કૅસલનું ચિત્ર જોઈ કવિ વર્ડ્ઝવર્થે સંભારેલા શાન્ત સમુદ્રના દર્શનના જેવાં, માત્ર સ્મરણરૂપે, એ સ્વપ્નાં ઉપસ્થિત થાય છે.

" So pure the sky, so quiet was the air !
So like, so very like, was day to day !
When'ver I looked, thy Image still was there;
It trembled, but it never passed away.
How perfect was the calm ! it seemed no
sleep;
No mood, which season takes away or brings:
I could have fancied that the mighty Deep
Was even the gentlest of all gentle things.
.........................................................."

* Tennyson's " Locksley Hall "

**So once it would have been,–'tis so no more.**

**"એક વખત એમ હોત; હવે એમ નથી."**

શું આ યુદ્ધથી–આપણી જીવનની ભાવનાઓનો પણ એટલો બધો જ પલટો ખાઈ જશે ?

ભવિષ્ય ભાખવું એ ધૃષ્ટતા છે: **"न हि प्रजानामि तव प्रवृत्तिम्"**—એ પૂર્વોક્ત અર્જુનવાક્ય જ આ સંબન્ધમાં પહેલો અને છેલ્લો શબ્દ છે. તથાપિ પ્રભુએ પોતાનું સ્વરૂપ આ વિશ્વના નિયમમાં પ્રકટ કર્યું છે, અને એ નિયમ તપાસતાં એટલું તો નક્કી જ લાગે છે કે પૃથ્વીના દશે દિક્પાળ ખળભળે, અને મનુષ્યજાતિની ઉત્તમોત્તમ પ્રજાનો આટલો બધો સંહાર થઈ જાય–છતાં પણ જગત્ એમાંથી એકાદ પણ ઉચ્ચ ભાવના ન પામે એવું આ જગત્‌ના ઇતિહાસનું બંધારણ નથી. મહાભારતના યુદ્ધમાંથી શાન્તિપર્વનો ઉપદેશ જન્મ્યો—ક્રુઝેડનાં યુદ્ધોએ યુરોપમાં એક નવી જ એકતા અને સ્વાર્પણ ઉત્પન્ન કર્યાં, અને છેવટમાં છેવટ નેપોલિયનના જય–પરાજયથી યુરોપમાં પ્રજાના સ્વત્વ અને સ્વાતન્ત્ર્યની ભાવના સ્થાપિત થઈ. વૉટર્લુના યુદ્ધમાં નેપોલિયન કેમ હાર્યો ?–એ પ્રશ્ન ઉઠાવી વિક્ટર હ્યુગો એનું બહુ ગંભીર સમાધાન કરે છે:

" Was it possible that Nepoleon should gain this battle? We answer No. Why? Because of Wellington? Because of Blucher? No. Because of God. Bonaparte victor at Waterloo–that was no longer according to the law of the nineteenth century. Another series of events was preparing, wherein Napoleon had no further place. The too great heaviness of this man in human destiny troubled the balance. The moment was come for the

incorruptible supreme equity to take counsel. Doubtless the principles and the elements whereon depend the regular gravity of the moral, as of the material order, complained. The blood that smoked, the overplus of the grave-yards, the mothers in tears, these are redoubtable pleaders. When the earth suffers a surcharge, there rise mysterious groanings in the dark, which even the very abysm understands. Napoleon had been denounced in the infinite and his downfall was resolved. He bothered God. Waterloo is not a battle; it is the universe changing front."×

—નેપોલિયન હાર્યો, કારણ કે જે નવું જગત ઉત્પન્ન થતું હતું અને ઉત્પન્ન કરવામાં નેપોલિયન પોતે જ એક સાધનભૂત હતો તેમાં નેપોલિયનને માટે સ્થાન ન હતું. સામાન્ય લોકહકની ભાવના જે ફ્રેંચ રેવોલ્યૂશને જગાડી તેને યૂરોપમાં વિસ્તારવા માટે નેપોલિયન જેવી પ્રબળ શક્તિની જરૂર હતી. પણ નેપોલિયનના શત્રુઓએ જ જ્યાં પોતાના દેશમાં—"People! be free, join with us! God is on our side. We will defy hell and its allies! All distinctions of rank, birth, and country are banished from ranks; we are all free men!"

—એમ ઉચ્ચાર કાઢ્યા, ત્યાં નેપોલિયનના અવતારનું પ્રભુએ ઇચ્છેલું પ્રયોજન પૂરું થયું—અને ત્યારપછી એ જ નેપોલિયને સર્વત્ર શુદ્ધ લોકમતને સ્થાને ફ્રાન્સની અને ફ્રેન્ચ લશ્કરની સત્તા સ્થાપવા

×Les Miserables

યત્ન કર્યો કે એનો દિન ફર્યો. આવી જમદીશની આ જગતના ઇતિહાસમાં ઘટના છે.

× × ×

નેપોલિયન હાર્યો હતો, અને કૈસર હારશે. તે લશ્કરની સંખ્યા, યુદ્ધનો સરંજામ કે લઢાઈની આવડની ખામીને લીધે નહિ. એ ત્રણે બાબતમાં એની સમૃદ્ધિ પુષ્કળ છે, અને એને બળે એ અત્યારે આખા જગતની સામે અહંકારથી ખંભા ઠોકી ઊભો છે. પણ ઘોર રાત્રિનું ઘુવડ અન્ધકારમાં ગમે એટલું ઘૂ ઘૂ કરે અને માને સૂર્ય ઊગવાનો જ નથી—પણ વસ્તુતઃ એનો સમય પૂરો થાય છે ને સૂર્ય ઊગે છે જ; તેમ 'Right is Might'ના સનાતન સત્યને ઉથલાવી 'Might is Right'નો ભ્રામક ઉદ્ઘોષ કરનાર પુરુષને આ વિશ્વમાં સદાકાળ સ્થાન નથી.×

હિન્દુસ્થાનનાં બે મહાકાવ્યો—રામાયણ અને મહાભારત—તે આ જ મહાન સત્યનું પ્રતિપાદન કરતાં નથી તો બીજું શું કરે છે? રાવણને અગણિત સેના, કુંભકર્ણ અને ઇન્દ્રજિત સરખા યોદ્ધા, અને માયાવી વિદ્યાનાં અદ્ભુત શસ્ત્રઅસ્ત્ર ભરપૂર હતાં. વળી જાતે વેદમાં પારંગત હતો, અને અતુલ તપશ્ચર્યાથી ઈશ્વરનો અનુગ્રહ પણ થોડીક વાર પોતાની તરફ વાળી શક્યો હતો. આમ બુદ્ધિ અને બાહુના સર્વગુણસંપન્ન છતાં—રાવણ રણમાં રોળાયો! દેખીતી રીતે મનુષ્યને હાથે રોળાયો, પણ વસ્તુતઃ એ મનુષ્યમાં દૈવી શક્તિ મૂર્તિમન્ત થએલી હતી—જે દૈવી શક્તિ હંમેશાં સત્ય અને લોક-કલ્યાણમાં પ્રવૃત્ત થાય છે, કામ અને અહંકારને જેની ભ્રુકુટિ સમક્ષ ચિરકાળ ટકવાનું સામર્થ્ય નથી. વળી મહાભારત શું શીખવે છે? "यतो धर्मस्ततो जयः"—એ એ મહાન ઐતિહાસિક કાવ્યનો આદિથી અન્ત સુધી ઉદ્ઘોષ છે. દ્રૌપદીનાં ચીરમાંથી જે અણખૂટ્યું

---

×કૈસરે માંડેલા આ યુદ્ધનાં ઊંડાં કારણો, અને એની ગંભીર ભૂલ તથા દુષ્ટતા વિષે—હવે પછી.

સામર્થ્ય પ્રકટ થયું—એ જ, જો મહાભારતની વાણી સનાતન સત્ય છે તો—બેલ્જિયમની હરિયાળી ભૂમિમાંથી પણ કેમ પ્રકટ નહિ થાય?

× × ×

પણ 'Pinchbeck Napoleon' (કયસર) રણમાં રોળાય અને 'પોટ્સડામના બગીચામાં જઇને ગુરખાઓ લ્હેર કરે'—એટલી ઇચ્છા કરતાં જગત્ આ યુદ્ધમાંથી વધારે સાત્ત્વિક ફળ માગે છે: આ યુદ્ધમાંથી કોઈ મહાન અને ગંભીર સત્ય પ્રકટ થઈ આવે છે કે કેમ? એ જોવા એનાં અધ્યાત્મ–ચક્ષુ વળેલાં છે. એવું સત્ય શું પ્રકટ થશે?—આનો પૂર્ણ અને ખરો ઉત્તર તો આવતા જમાનાના ક્રાન્તદર્શી કવિઓ, આર્ષદૃષ્ટિવાળા ફિલસુફો, અને પ્રતિભાશાળી રાજ્યતન્ત્રીઓ જ આપી શકે, કારણ કે એ જ નવી ભાવનાના દ્રષ્ટા પ્રકાશક અને નેતા થશે. અત્યારે તો આ યુદ્ધના મૂળમાં શાં શાં તત્ત્વો રહેલાં છે એ તપાસી, એના જય–પરાજયના સંભવાસંભવ વિચારવા એટલું જ આપણી પ્રાકૃત દૃષ્ટિને શક્ય છે.

× × ×

આ યુદ્ધથી 'Militarism'નો અન્ત આવશે? આ જગતના હિતનો એક મ્હોટો પ્રશ્ન છે. કયસર હારશે, અને જર્મની હારશે, તો પણ એટલાથી 'militarism' નષ્ટ થશે એમ આશા રાખી શકાતી નથી. એ 'militarism'ની પાછળ એક કયસરનો જ હાથ રહેલો છે એમ માનવું મુશ્કેલ છે. શત્રુને 'ગાળ દઇને મારવા'ની બાયલી રીત સામે લૉર્ડ રૉબર્ટ્સે જે ઉપદેશ આપ્યો છે એ સ્મરણમાં રાખી નિષ્પક્ષપાત રીતે વિચાર કરીશું તો જણાશે કે આ 'militarism'ની પાછળ એક વ્યક્તિની કે એક મંડળીની સ્વતન્ત્ર ઇચ્છા રહેલી નથી, પણ એ કરતાં ઘણી ઊંડી વિશાળ અને પ્રબળ શક્તિ કામ કરે છે જેણે અત્યારે આખા જર્મનીને એકમતે અને એકજૂથે પૂર્ણ જુસ્સાથી યુદ્ધને પંથે ચઢાવ્યું છે. એ શક્તિ તે 'industrialism' છે—જેના નિરોધ વિના 'militarism'—ને નિર્મૂળ કરવું અશક્ય છે.

એ નિરોધ થઈ શકશે ખરો ? વા કરવો ઇષ્ટ છે ખરો ?

આ પ્રશ્નના પશ્ચાર્ધનો ઉત્તર તો યુદ્ધે જ આપી દીધો છે. પૂર્વાર્ધનો ઉત્તર વીસમી સદી–હવે પછી–આપશે.

× × ×

'Industrialism' વર્તમાન અનર્થનું બીજ છે, Industry નહિ. વીંછીનો ડંખ એની પૂંછડીમાં તેમ 'Industrialism'નો દોષ એના-ism માં રહેલો છે. Industry–ઉદ્યોગ–માં કંઈ ખોટું નથી, બલ્કે મનુષ્યજીવનના સુખનું એ એક મ્હોટું સાધન, અને એના નૈતિક ગુણોનું યુદ્ધ કેળવવાનું એક વિશાળ ક્ષેત્ર છે. પણ જ્યાં એ ઉદ્યોગને એના યોગ્ય સ્થાનમાંથી ઊંચે લઈ જઈ એના જીવનનો પરમ પુરુષાર્થ માનવામાં આવે છે ત્યાં કાર્યાકાર્યના સઘળા ભેદ લુપ્ત થઈ જાય છે. દેશનો માલ કેમ ખપે એ ખપાવવા માટે નવા દેશ કેમ હાથ આવે, સરળતાથી ન મળે તો યુદ્ધથી પણ એ શા માટે ન મેળવવા, એ મેળવવા માટે પાડોશીના હક ઉપર પ્રસારો કરવો પડે તો પણ શું–એવી ધનલાલસાની સામાન્ય વિચારશ્રેણિ છે: જેનો નિરોધ કરવાને અત્યારે એક પ્રબળ ઉપદેષ્ટા–જીસસ જેવા મહાપુરુષની યૂરોપને જરૂર છે.

એ આવશે ત્યારે જ, તત્ત્વજ્ઞાનના દંભથી, 'asceticism'ની નિન્દા કરનાર પુરુષોને સમજાશે કે હિન્દુસ્થાનમાં બૌદ્ધ યુગમાં અમાપ લક્ષ્મીની જાહોજલાલી અને લક્ષ્મીને લાત મારનાર વૈરાગ્યનો મહાન ઉપદેશ–બંને સાથે સાથે કેમ ચાલતાં હતાં.

આ યુદ્ધના ફળરૂપે વીસમી સદીમાં યૂરોપ આ નવી ભાવના નહિ પામે તો અત્યારે એનાં રણક્ષેત્રમાં રુધિરની સરિતાઓ વૃથા વહે છે, એનાં રઝળતાં બાળકોનાં અને અનાથ વિધવાઓનાં અશ્રુઓ નકામાં પડે છે.

× × ×

પ્રભુ પાસે પ્રાર્થો કે યુદ્ધનાં ઘોર વાદળાં ફેડાઈ—આ શાન્તિનો સમય વ્હેલો આવે, જેથી, વર્ડ્ઝવર્થની માફક બેલ્જિયમની ભૂમિ ઉપર ઊભો રહી મુસાફર ઉદ્‌ગાર કરે કે—

*Between Namur and Liege*

What lovelier home could gentle fancy
choose ?
Is this the stream, whose cities, heights and
plains–
War's favourite playground, are with
crimson stains
Familiar, as the morn with pearly dews ?
The moon. that now, along silver Muse,
Spreading her peaceful ensigns, calls the swains
To tend their silent boats and ringing wains,
Or strip the bough whose mellow fruit bestraws
The ripening corn beneath it. As mine eyes
Turn from the fortified and threatening hill,
How sweet the prospect of yon waters glad,
With its Gray rocks clustering in pensive
shade,
That, shaped like old monastic turrets, rise
From the smooth meadow–ground, serene
and still. §

(વસન્ત : વર્ષ ૧૩, અંક ૧૦; કાર્તિક, સં. ૧૯૭૧)

§ Wordsworth

# આવતી કેળવણી–પરિષદ્

## વિષયોની યાદી

[ આવતા ઓક્ટોબર માસમાં અમદાવાદમાં રાજકીય અને સાંસારિક સુધારાની પ્રાન્તિક પરિષદો સાથે કેળવણીને લગતા પ્રશ્નો સંબન્ધી વિચાર કરવા માટે પણ એક પરિષદ્ મળવાની છે. એ પરિષદ્ માટેની જોઈતી યોજના રા. રા. અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કર 'સર્વન્ટ ઓફ ઇન્ડિયા,' રા. રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક 'સર્વન્ટ ઓફ ઇન્ડિયા,' અને રા. રા. ઇશ્વરલાલ હીરાલાલ દેસાઈ એ ત્રણ મન્ત્રીઓ કરે છે. પ્રમુખસ્થાને ઓ. રા. રા. ચિમનલાલ હરિલાલ સેતલવાડ બેસવાના છે, અને કાર્યકર્તાઓ ઉત્સાહી અને સાચા દેશભક્તો છે એ જોતાં પરિષદ્નું કાર્ય ફતેહમન્દ ઊતરશે એમ સારી રીતે આશા રહે છે. કેળવણી એ અત્યારે સર્વ પ્રશ્નોનો 'મૌલિક'–મૂલગત–પ્રશ્ન છે, અને એને અંગે અત્યારે કેટલા બધા અવાન્તર પ્રશ્નો ઉપસ્થિત થયા છે, અને એ સંબન્ધી વિચાર કરનારાઓને માટે વિચારનું ક્ષેત્ર કેવું વિશાળ છે, બલ્કે અનેક સ્થળે કેવું વિષમ પણ છે—એ પરિષદ્ના મન્ત્રીઓ તરફથી પ્રસિદ્ધ થએલી વિષયની યાદી ઉપરથી જણાય એવું છે. પરિષદ્ના હેતુ અને કાર્ય સંબન્ધી અમારા વાચકોને અમારા વિચારનું કાંઇક દિગ્દર્શન કરાવવાનું અમે ધાર્યું છે. પણ તે પહેલાં આજ એ વિષયની યાદી જ અત્રે પ્રસિદ્ધ કરીએ છીએ : જેથી એકવાર વાચકને, ઉપર જણાવ્યું તેમ, કેળવણીના પ્રશ્નનો ભરપૂર ખ્યાલ આવે. તન્ત્રી ]

### પ્રાથમિક કેળવણી

૧ પ્રાથમિક કેળવણીનો વિસ્તાર

ઇ. સ. ૧૯૧૦–૧૧ પહેલાં કેવો હતો? અને ત્યાર પછી ગુજરાતમાં કેટલો વધ્યો છે? તેના જુદા જુદા જિલ્લાઓમાં

કેટલો વધ્યો છે ? જુદાં જુદાં દેશી રાજ્યોમાં કેટલો વધ્યો છે ? વડોદરા રાજ્યમાં કેટલો વધ્યો છે ?—એ વધઘટનો મુકાબલો.

૨ પ્રાથમિક કેળવણીના વિસ્તારના માર્ગ

ક કેળવણીની સ્થિતિની મોજણી (Survey); ગુજરાતમાં–બ્રિટિશ રાજ્યોમાં અને દેશી રાજ્યમાં; કયાં ગામોમાં તરત જ નિશાળો સ્થાપવી જોઈએ ?

ખ દરવર્ષે નિશાળોની અમુક વધારે સંખ્યા વધારવાની યોજના કેવી રીતે વ્યવહારૂ થઈ શકે ?

ગ નિશાળોની સંખ્યા વધારવા મ્યુનિસિપાલિટિ અને લોકલ બોર્ડની ગ્રાન્ટ કેટલા દરજ્જે વધારવી જોઈએ ? ઓછી વસ્તીવાળાં અને ટૂંકી આવકવાળાં ગામોની મ્યુનિસિપાલિટિઓને કેળવણીનો ખર્ચ પહોંચી વળવા ખાસ ગ્રાંટની જરૂર.

ઘ મ્યુનિસિપાલિટિ અને લોકલ બોર્ડને કેળવણીનું અંદાજપત્ર ઘડવાની સ્વતંત્રતા.

ઙ કેળવણી વધારવા ખાસ કર નાખવાની સત્તા લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલિટિને આપવી જોઇએ ?

ચ મ્યુનિસિપાલિટિ અને લોકલ બોર્ડ મારફત ફેલાતી પ્રાથમિક કેળવણીની સ્થિતિ અને કેળવણીની વ્યવસ્થા પર એ મંડળોની સત્તા વિશે ચર્ચા. આ મંડળો સિવાય નિશાળોની દેખરેખ માટે ગામવાર તથા શહેરોમાં જુદાજુદા લત્તાવાર ત્યાંના રહીશ પ્રતિષ્ઠિત ગૃહસ્થોની કમિટીની અગત્ય.

છ ચાલુ નિશાળો બંધ કરતા પહેલાં, ત્યાંના ગામલોકની સંમતિ લેવાની જરૂર. કેળવણી ખાતાની નિશાળો કમી કરવાની સત્તામાં કરવા જોઈતા સુધારા

જ સ્વયંસેવકો, ગામડામાં ફરતા સરકારી અમલદારો, મહેતાજીઓ, તથા મહેતીજીઓ વગેરેદ્વારા કેળવણીના લાભ પછાત વર્ગોને સમજાવવાની અગત્ય.

ઝ મંદિરો અને સદાવ્રતમાંથી પ્રાથમિક નિશાળોની સ્થાપના થઈ શકે ? હમણાં જ જ્યાં શરૂઆત થઇ શકે એવાં મંદિરો વિશે માહિતી.

૩ અભ્યાસ

(ક) ગ્રામ્ય ધોરણો( Rural Standards )માં કેવો ફેરફાર થવો જોઈએ ?

(ખ) અભ્યાસક્રમ વિશે સામાન્ય ચર્ચા.

(ગ) જુદા જુદા વિષયોનાં પાઠ્ય પુસ્તકો ( text books ) વિશે ચર્ચા. પ્રચલિત પુસ્તકોના ગુણદોષ. કેળવણીમાં આગળ વધતી બીજી પ્રજાઓનાં પુસ્તકો સાથે તેમનો મુકાબલો.

(ઘ) શિક્ષણનાં સાધનો વિશે ચર્ચા.

(ઙ) તાલુકા નિશાળ જેવી ઉચ્ચ પ્રાથમિક નિશાળમાં ઉપલાં ત્રણ ધોરણોમાં બીજી ભાષા તરીકે અંગ્રેજી શીખવવાની વ્યવસ્થા વિશે ચર્ચા.

(ચ) ગામડાંઓની નિશાળોમાં ખેતીવાડીની કેળવણી દાખલ કરવાની જરૂર.

(છ) કીન્ડરગાર્ટન પદ્ધતિથી અપાતી કેળવણી વિશે ચર્ચા.

(જ) દેશીનામાનું તથા સાયન્સનું શિક્ષણ પ્રાથમિક નિશાળોમાં વધારે પડતું છે કે કેમ ?

૪ શિક્ષકો

(ક) તેમની કેળવણી.

(ખ) ટ્રેનિંગ કોલેજો અને નોર્મલ સ્કૂલો સરકારી રાજ્યમાં અને દેશી રાજ્યમાં સરકારે તેમ ખાનગી સાહસથી વધારવાની જરૂર.

(ગ) રાજકોટ, અમદાવાદ અને વડોદરાની ટ્રેનિંગ કોલેજો સંબંધી ચર્ચા.

(ઘ) ટ્રેનિંગ કૉલેજોના અભ્યાસક્રમ અને પાઠ્ય પુસ્તકો વિશે ચર્ચા. તેમાં અંગ્રેજી બીજી ભાષા તરીકે દાખલ કરવાની જરૂર.

(ઙ) વધારે સારા શિક્ષકો મેળવવા માટે વ્યવહારૂ સૂચનાઓ. પ્રાથમિક શાળાઓમાં મુખ્ય શિક્ષકો તરીકે ગ્રેજ્યુએટોની પસંદગી.

(ચ) સરકારી રાજ્યમાં, વડોદરા રાજ્યમાં અને બીજાં દેશી રાજ્યોમાં શિક્ષકોના પગાર, પ્રોમોશન અને પેન્શન વગેરેની સ્થિતિ; તેમાં સુધારો શી રીતે થઇ શકે? શિક્ષકો માટે પ્રોવિડંટ ફંડ.

(છ) નાની મોટી નિશાળોમાં શિક્ષકોની સંખ્યા વધારવાની જરૂરિયાત વિશે ચર્ચા. ધોરણ દીઠ એક શિક્ષકની અગત્ય.

(જ) શિક્ષકોની નીમણૂંક, પ્રોમોશન, બદલી, વ. માં લોકલ બોર્ડની સલાહની અગત્ય.

(ઝ) ગામઠી શાળાઓને અડધો ખર્ચ ગ્રાંટ–ઇન–એઇડ તરીકે સરકાર તરફથી અપાય અને બાકીનો ખર્ચ રૂઢિ મુજબ ગામલોક પુરો પાડે તથા આવી નિશાળો સરકારે પોતાની દેખરેખ નીચે લેવાની અગત્ય.

૫ મકાનો અને સગવડ

(ક) ગામડામાં નિશાળો માટે મકાનો મેળવવા તથા પસંદ કરવા વિશેના સરકારી ધારાઓ વિશે ચર્ચા.

(ખ) મકાનોની મુશ્કેલીથી કેળવણીનો ફેલાવો અટકે છે? અટકતો હોય તો કઇ કઇ રીતે મુશ્કેલીઓ દૂર થઇ શકે?

(ગ) હાલનાં સરકારી મકાનોની કિમ્મત. મકાનો ઓછામાં ઓછી કેટલી કિમ્મતનાં થઇ શકે?

(ઘ) મકાનની અગવડને લીધે વિદ્યાર્થીઓની સંખ્યા ઉપર અંકુશ મૂકાય છે?

## માધ્યમિક કેળવણી

૧ મેટ્રિક્યુલેશન

(ક) માધ્યમિક કેળવણી પર મેટ્રિક્યુલેશનના ઓથારની અસર વિશે ચર્ચા.

(ખ) મેટ્રિક્યુલેશનની સર્વ વ્યવસ્થા પર યુનિવર્સિટિની સત્તા માધ્યમિક નિશાળોના હેડમાસ્તરોના પ્રતિનિધિઓ અને યુનિવર્સિટિના પ્રતિનિધિઓના સંયુક્ત મંડળને એ સત્તા સોંપવાની જરૂરિયાત વિશે ચર્ચા.

(ગ) મેટ્રિક્યુલેશન અને સ્કુલફાઈનલ પરીક્ષાઓનો મુકાબલો. બન્નેને એક કરી દેવાનો સવાલ. કોલેજમાં ન જવું હોય એવા વિદ્યાર્થીઓ માટે માધ્યમિક શિક્ષણનું સ્વરૂપ કેવું થવું જોઇએ તેની ચર્ચા.

(ઘ) મેટ્રિક્યુલેશન પરીક્ષાનો અભ્યાસક્રમ અને પાઠ્ય પુસ્તકો.

## ૨ માધ્યમિક નિશાળોનો અભ્યાસક્રમ

(ક) પ્રચલિત અભ્યાસક્રમ વિશે ચર્ચા.

(ખ) પાઠ્ય પુસ્તકો વિશે ચર્ચા.

(ગ) વેપારી, ઔદ્યોગિક અને કારિગિરિની કેળવણી માટે વિષયોને ઐચ્છિક સ્વરૂપમાં પ્રચલિત અભ્યાસક્રમમાં સ્થાન આપવાનો સવાલ વ્યવહારૂ રીતે કેવી રીતે અમલમાં મૂકાય?

(ઘ) હાઇસ્કુલોમાં સાયન્સનું શિક્ષણ અને તે નિયમિત કરવાની જરૂર.

(ઙ) અભ્યાસક્રમમાં માતૃભાષાના શિક્ષણનો પ્રશ્ન. દરેક ધોરણમાં ગુજરાતી ભાષા અને સાહિત્ય હાલ કેવી રીતે શીખવાય છે? તેમાં સુધારાને ક્યાં ક્યાં અવકાશ છે?

(ચ) શિક્ષણ અંગ્રેજી મારફત કે ગુજરાતી મારફત આપવાથી વિદ્યાર્થીની બુદ્ધિ વધારે ખીલે છે?

(છ) થોડી મહેનતે અને થોડાં વર્ષોમાં અંગ્રેજી શીખવી શકાય ખરૂં?

(જ) નીતિશિક્ષણ કે દેશજનતાનાં શિક્ષણ, કુમાર સ્વેચ્છાસૈનિકોની તાલિમ (Boy scouts, co-operation, civics) વ.ને અભ્યાસક્રમમાં કેવી રીતે સમાવવાં?

## શિક્ષકો

(૧) સરકારી, ખાનગી અને દેશી રાજ્યોની નિશાળોના શિક્ષકોના પગાર, પ્રોમોશન, પ્રોવિડન્ટ ફંડ, પેન્શન વગેરેની ચર્ચા.
(૨) માધ્યમિક નિશાળોના શિક્ષકો માટે ટ્રેનિંગ કોલેજ તથા ખાસ પુસ્તકાલયો.
(૩) સરકારી કેળવણીખાતા તરફથી શિક્ષકોના સંબંધમાં અને શિક્ષણના સંબંધમાં છેલ્લા દસ વર્ષમાં થયેલા હુકમો વગેરે વિશે ચર્ચા.
(૪) માધ્યમિક શાળાના શિક્ષકો માટે લાયકાતના સરટિફિકેટની પરીક્ષા યુનિવ્હર્સિટિને હસ્તક સોંપાવી જોઇએ ? એ વિશે ચર્ચા.
(૫) શિક્ષકોના મંડળની અને સંમેલનની અગત્ય.

## પરચુરણ

(૧) યુનિવ્હર્સિટિ સાથે નિશાળોને સંબદ્ધ રાખવાની રીતિ (affiliation) અને સરકાર તરફથી પ્રતિષ્ઠિત નિશાળ તરીકે ગણવાની રીતિ (recognition)નાં ધોરણો.
(૨) માધ્યમિક નિશાળોમાં વિદ્યાર્થીઓને દાખલ કરવાની પદ્ધતિ વિશે અને વર્ગવાર વિદ્યાર્થીની સંખ્યા પર અંકુશ રાખવાના રીવાજ વિશે ચર્ચા.
(૩) માધ્યમિક નિશાળોને માટે ગ્રાંટ-ઇન-એઇડ કોડમાં કરવા જેવા ફેરફારોની ચર્ચા. ન્હાની અને ઉછરતી નિશાળોને ગ્રાંટ-ઇન-એઇડ ખર્ચના ૧/૩ થી વધારી ૧/૨ સુધી આપવાની અગત્ય.
(૪) ખાનગી નિશાળો ઉપર સરકારી કેળવણીખાતાનો અંકુશ કેવો છે? કેવો હોવો જોઇએ?
(૫) બોર્ડિંગો અને હોસ્ટેલોની વ્યવસ્થા-તેમાં કરવા જેવા ફેરફારો.
(૬) માધ્યમિક નિશાળોમાં છેલ્લાં થોડાં વર્ષોમાં કરવામાં આવેલા ફેરફારો વિશે ચર્ચા; ફી, ચોપડીઓ, અભ્યાસના વિષયો વગેરેના સંબંધમાં.

(૭) ખાનગી શિક્ષણના અનર્થો અને તે કમી કરવાના ઉપાયો.
(૮) વધારે મિડલ સ્કુલો અને હાઈ-સ્કુલો શી રીતે ઉઘાડી શકાય?
(૯) નિશાળોના વિદ્યાર્થીઓને લાંબી રજાઓમાં સફરે લઈ જવાની જરૂર (conducted tours).

## વિદ્યાર્થીઓનાં શરીરો

(૧) દાક્તરી તપાસની જરૂર. કેવી રીતે દાક્તરી તપાસ જલદી અને નિયમિત થઈ શકે?
(૨) શરીરબળ મેળવવા કસરત, રમત, ખોરાક વગેરેની કેવી વ્યવસ્થા થવી જોઈએ? વિદ્યાર્થીઓને બે વાગ્યાની રજામાં નાસ્તો આપવાની જરૂર.
(૩) અભ્યાસક્રમમાં કસરતને સ્થાન આપવું જોઈએ? કે ઐચ્છિક રાખવી?
(૪) પ્રત્યેક નિશાળને અંગે એક રમવાની ખુલ્લી જગાની જરૂર છે? રમતગમતનાં આવાં મેદાન કયાં રાખવાં જોઈએ? નિશાળોના અખાડા, કસરતખાનાં, વ. સંબંધી સૂચનાઓ.
(૫) હાલમાં રમાતી ક્રિકેટ વગેરે રમતોથી થતા ફાયદા અને ગેરફાયદા. એનાથી વધારે મરદાનગીવાળી રમતો વિશે સૂચનાઓ.
(૬) હાલ વિદ્યાર્થીઓનાં શરીરબળ ક્ષીણ થતાં જાય છે તેનાં કારણોની તપાસ; બાળલગ્ન, ઓછો પૌષ્ટિક ખોરાક, ભણતરનો બોજો, કસરત વિનોદ વગેરેનો અભાવ, ગરીબાઈ, શહેરી જીંદગી, ભણવાનો વખત વગેરેમાંથી કયાં કારણો વધારે બળવાન છે? તેમનાથી થતી હાનિ કેવી રીતે દૂર થઈ શકે?
(૭) આપણા દેશના વિદ્યાર્થીઓ યુવાવસ્થામાં પ્રવેશ કરે ત્યારે માનસિક અને શારીરિક સ્થિતિ કેવી હોય છે?
(૮) આપણી નિશાળોનો વખત અને તે બદલવાની જરૂર છે કે કેમ? ખાસ કરીને ખેડુત વર્ગના છોકરાઓને ખેતીમાં હરકત ન આવે તેવો અનુકૂળ વખત રાખવાની તજવીજ.

## ઊંચી કેળવણી.

૧. મુંબાઈ યુનિવ્હર્સિટિનો ઇતિહાસ. હિન્દુસ્થાનની બીજી યુનિવ્હર્સિટિના ઇતિહાસ સાથે મુકાબલો

૨. મુંબાઇ યુનિવ્હર્સિટિનું હાલનું બંધારણ.

(ક) સરકારનો તેના ઉપર અંકુશ.

(ખ) બીન અમલદારી તત્ત્વ વધારવાની જરૂર વિશે ચર્ચા.

(ગ) ગ્રેજ્યુએટોને વધારે પ્રતિનિધિઓ મોકલવાની સત્તા.

૩. મુંબાઇ યુનિવ્હર્સિટિને વધારે ગ્રાંટની જરૂર.

૪. મુંબાઈ યુનિવ્હર્સિટિ તરફથી ખાસ વિષયોના શિક્ષણની વ્યવસ્થા. તેનો લાભ મુફસિલની કોલેજોને શી રીતે મળી શકે ?

૫. કોલેજોને યુનિવ્હર્સિટિ સાથે સંબદ્ધ કરનારા (affiliation) નિયમો.

૬. જુદી જુદી કોલેજોમાં વિદ્યાર્થીઓને દાખલ કરવાના નિયમો અને તેમની સંખ્યા નિયમિત રાખવાના અંકુશ વિશે ચર્ચા; ખાસ કરીને દાક્તરી, ઇજનેરી, ખેતીવાડી વગેરે કોલેજોને લગતી આવી બાબતોની ચર્ચા.

૭. આર્ટ્સ કોલેજોનો અભ્યાસક્રમ.

(ક) બી. એ. માં ખાસ અભ્યાસ (specialization)-નો સિદ્ધાન્ત.

(ખ) અભ્યાસક્રમમાં વિજ્ઞાનના વ્યવહારૂ અને સિદ્ધાન્તગત શિક્ષણનું સ્થાન.

(ગ) ઇતર વિષયોની અગત્ય અને વ્યવસ્થા.

(ઘ) યુનિવ્હર્સિટિના અભ્યાસક્રમમાં માતૃભાષાને ઐચ્છિક અથવા ફરજિયાત સ્થાન આપવાનો પ્રશ્ન.

૮. જે વિષયમાં વિદ્યાર્થી નાપાસ પડયો હોય તે જ વિષયમાં માત્ર ફરી પરીક્ષા લેવાની પદ્ધતિ સ્વીકારવા યોગ્ય છે ?

૯. પરીક્ષાઓની પ્રચલિત પદ્ધતિમાં કેવા સુધારા થવા જોઈએ?
૧૦. કોલેજોની હોસ્ટેલો અને તેમાં ચાલતું વિદ્યાર્થી–જીવન.
૧૧. કોલેજોના વિદ્યાર્થીઓની શારીરિક સ્થિતિ. શરીરબળ મેળવવા શું કરવું જોઈએ?
૧૨. ઇમ્પિરિયલ અને પ્રોવિન્શિયલ એજ્યુકેશનલ સર્વિસ વચ્ચેના ભેદ. અંગ્રેજ પ્રોફેસરોના (ક) હિન્દી પ્રોફેસરો સાથે અને (ખ) હિન્દી વિદ્યાર્થીઓ સાથે કેવા સંબંધ હોય છે?
૧૩. દેશી પ્રોફેસરો પોતાની માતૃભાષાનું સાહિત્ય વધારવા શું કરે છે? શું કરી શકે?
૧૪. કોલેજોમાં ચારિત્ર્યઘડન [?] ( character-building ). કોલેજમાં બુદ્ધિશાળી લાગતા, સાર્વજનિક સેવામાં આગળ પડતા, વિદ્યાર્થીઓ સંસારમાં કેમ વધારે દીપી નીકળતા નથી?
૧૫. મુંબાઈ યુનિવર્સિટિ તરફથી અપાતા જ્ઞાન ઉપરાંત વિશેષ જ્ઞાન, તે જ વિષયોનું તેમ જ જુદા વિષયોનું જ્ઞાન મેળવવાની હિન્દુસ્તાનમાં જોગવાઈ છે? હોય તો ગુજરાતીઓ તેનો લાભ કેવી રીતે લઇ શકે?
૧૬. પરદેશ જ્ઞાન મેળવવા જવા કેટલી સ્કોલરશિપો છે? તે કેવી રીતે વધી શકે? આજ લગી કેટલા ગુજરાતીઓ પરદેશથી જ્ઞાન મેળવી આવ્યા છે? ત્યાંથી આવ્યા પછીની તેમની સ્થિતિ. તેમણે શી દેશસેવા કરી છે?
૧૭. ગુજરાતમાં વધારે આર્ટ્સ, દાક્તરી, ઇજનેરી, ખેતીવાડીની, ઔદ્યોગિક, ( technological ) વ. કોલેજોની જરૂર. તેમના ખરચના અડસટ્ટા. દેશી રાજ્યો આ નવી કોલેજો સ્થાપવામાં કેવી રીતે મદદગાર થઈ શકે? માતૃભાષા દ્વારા દાક્તરી કેળવણી આપનારી સંસ્થાઓની જરૂર છે?
૧૮. ગુજરાતમાં ખાસ યુનિવર્સિટિની જરૂર.

૧૯. ઉચ્ચ શિક્ષણ લીધેલાઓએ ગુજરાતની શી શી સેવા કરી છે? મહારાષ્ટ્ર અને બંગાળાના ગ્રેજ્યુએટોની સેવા સાથે એ સેવાનો મુકાબલો.

## સંસ્કૃત અને અરબી શિક્ષણ

૧. ગુજરાતમાં સંસ્કૃત પાઠશાળાઓ કેવી સ્થિતિમાં છે? દેશી રાજ્યો, મંદિરો અને નાતો તરફથી તેમને કેવો આશ્રય મળે છે? એમાં ભણેલા વિદ્યાર્થીઓ જીંદગીમાં શું કરે છે?
૨. સંસ્થાઓ વધારે સારી સ્થિતિમાં શી રીતે આવી શકે? એ સંસ્થાઓને સાંકળવા એક મધ્યસ્થ સંસ્થાની જરૂર.
૩. એ પાઠશાળાઓનો અભ્યાસક્રમ, તેમાં થવા જોઈતા ફેરફારો, અંગ્રેજીનું શિક્ષણ તેમાં દાખલ કર્યું હોય તો તેથી થતા લાભ. જ્યોતિષ, વૈદક, સંગીત, સંસ્કારોની વિધિઓ, વગેરેનું શિક્ષણ એ પાઠશાળાઓ દ્વારા આપવાની જરૂર.
૪. ગોરો, પુરોહિતો, મહન્તો, મહારાજો વગેરેની કેળવણી. વડોદરામાં એ દિશામાં થએલી પ્રવૃત્તિનો અહેવાલ.
૫. આ પાઠશાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓને મદદ અને ભણ્યા પછી ઉપયોગી જીવન ગાળી શકે એવી વ્યવસ્થા થવાની જરૂર.
૬. ધાર્મિક શિક્ષણ આપવા જુદા જુદા સંપ્રદાયોનાં મંદિરો મારફત શી વ્યવહારૂ યોજના થઈ શકે? પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ નિશાળોમાં ધાર્મિક શિક્ષણ આપવું જોઇએ?
૭. મુસલમાનોની અરબી મદ્રેસાઓની સ્થિતિ.

## વેપારી કેળવણી

૧. મુંબઈની વેપારી કોલેજથી થતા લાભ. એ કોલેજમાં ભણનારા હોશિયાર વેપારી થઈ શકશે?
૨. વેપારી શિક્ષણની ખાનગી સંસ્થાઓમાં સુધારો અને તેમને સરકારી તેમ જ ખાનગી મદદની જરૂર.

૩. દેશી વેપારી પદ્ધતિના શિક્ષણ માટે સંસ્થાઓની જરૂર.

૪. માધ્યમિક નિશાળોમાં વેપારી કેળવણી આપવાની તજવીજ થવાની જરૂર.

## ખેતીવાડીની કેળવણી

૧. પૂનાની ખેતીવાડીની કોલેજથી થતા ફાયદા.

૨. ગુજરાતમાં ખેતીવાડીની કોલેજ અને નિશાળોની જરૂર.

૩. ખેતીવાડીની આદર્શ શાળાઓ.—(Model Farms સાથે.)

## ખાસ વર્ગોની કેળવણી

૧. રાજકુમારો, તાલુકદારો અને ગરાસિયાઓની કેળવણીની સંસ્થાઓ, તેમાં કરવા જોઈતા ફેરફારો. તેમને માટે અલાહિદી સંસ્થાઓ જોઈએ કે સાર્વજનિક સંસ્થાઓમાં તેમને શિક્ષણ આપવું ?

૨. મુસલમાનોમાં કેળવણી કેવી રીતે ફેલાવવી ?
ખાસ નિશાળોથી કે સ્કોલરશિપોથી ?
ઉર્દૂ મારફત કે ગુજરાતી મારફત શિક્ષણ આપવું ?

૩. અસ્પૃશ્ય વર્ગોની કેળવણી. હાલ શી સ્થિતિ છે ? તેમાં કેવા અને કેવી રીતે સુધારા થઈ શકે ?

૪. જંગલી લોકોની કેળવણી. હાલ શી સ્થિતિ છે ?

૫. અપંગો (બહેરાં મૂગાં આંધળાં વગેરે)ની કેળવણી. હાલ શી સ્થિતિ છે ?

## ઔદ્યોગિક કેળવણી

૧. ગુજરાતમાં ઔદ્યોગિક કેળવણી માટે જે સંસ્થાઓ છે તેમની સ્થિતિ અને કાર્યપ્રદેશ.

૨. એવી સંસ્થાઓ વધારવાની જરૂર. એ સંસ્થાઓમાં હાલ જે વિષયો શીખવાય છે તે ઉપરાંત નવા જરૂરી વિષયો શીખવ-

વાની વ્યવસ્થા. એવી સંસ્થાઓનું ખરચ. દેશી રાજ્યો, સરકાર, મંદિરો અને વેપારીઓના પંચો અને મહાજનો આ શિક્ષણ વધારવા શું શું કરી શકે?

૩. ઔદ્યોગિક કેળવણીની સંસ્થાઓ અને કારખાનાંઓનો વધારે નિકટ સંબંધ કરવાની જરૂર.

૪. સંગ્રહસ્થાન, પ્રદર્શન, પ્રયોગશાળા અને કાર્યશાળા ( work-shop ) ગુજરાતમાં સ્થાપવાની જરૂર.

૫. ઔદ્યોગિક કેળવણીની સંસ્થાઓમાં માતૃભાષા, અંગ્રેજી, ઇતિહાસ આદિનું જ્ઞાન આપવાની જરૂર.

## સ્ત્રીકેળવણી

૧. સ્ત્રીકેળવણી વિશે હિન્દી સરકારે પ્રાન્તિક સરકારો ઉપર મોકલેલા પત્રના મુદ્દાઓની ચર્ચા.

૨. શિક્ષણ

(ક) પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસક્રમમાં આવશ્યક ફેરફારો.

(ખ) કોલેજમાં જવા ન ઇચ્છતી કન્યાઓ અથવા સ્ત્રીઓ માટે જુદા અભ્યાસક્રમની વ્યવસ્થા.

(ગ) ગુજરાતીદ્વારા સર્વે વિષયો શિખવવાનો પ્રશ્ન.

(ઘ) ગુજરાતી સાહિત્ય, સંસ્કૃત, અંગ્રેજી, આરોગ્ય, બાલઉછેર, સંગીત આદિના ઐચ્છિક કે ફરજિયાત શિક્ષણની વ્યવસ્થા શી રીતે કરવી? સ્ત્રીઓનાં કર્તવ્યોને અનુકૂળ કેવો અભ્યાસક્રમ થવો જોઇએ?

(ઙ) છ છ મહિને પરીક્ષા લેવાનો પ્રશ્ન.

(ચ) માધ્યમિક નિશાળોમાં કોલેજોના વર્ગો ઊઘાડવાની જરૂર.

(છ) ટર્મ ભર્યા સિવાય યુનિવર્સિટિની પરીક્ષામાં બેસવાની સ્ત્રીઓને પરવાનગી આપવા બાબતનો પ્રશ્ન.

૩. સંસ્થાઓ

(ક) કન્યાઓ માટે અલાહિદી પ્રાથમિક નિશાળો ક્યાં ક્યાં કાઢવાની જરૂર છે?

(ખ) માધ્યમિક નિશાળો વધારવાની જરૂર. કેવી રીતે વધારવી? હાલ જે નિશાળો છે તેમની સ્થિતિ. નાતો આ દિશામાં શું શું કરી શકે?

(ગ) મુંબાઈમાં સ્ત્રીઓ માટે ખાસ આર્ટ્સ અને વૈદ્યકની જુદી કોલેજ કાઢવાનો પ્રશ્ન.

(ઘ) હિન્દુસ્થાનના બીજા પ્રાંતોની પ્રસિદ્ધ અને સફલ કન્યાશાળાઓના અહેવાલ.

૪. શિષ્ય વૃત્તિઓ

(ક) ઊંચું શિક્ષણ મેળવવા ઇચ્છતી સ્ત્રીઓ માટે શિષ્યવૃત્તિઓ.

(ખ) નાતો અને દેશી રાજ્યો આવી શિષ્યવૃત્તિઓ કેટલી સ્થાપી શકે?

૫. શિક્ષિકાઓ ( મહેતીજીઓ )

(ક) રાજકોટ, અમદાવાદ અને વડોદરાની ફિમેલ ટ્રેનિંગ કોલેજોની સરખામણી અને સ્થિતિ

(ખ) વધારે ટ્રેનિંગ કોલેજો અને નોર્મલ સ્કુલોની જરૂર. ઉચ્ચ પ્રાથમિક નિશાળોમાં નોર્મલ વર્ગ ઉઘાડવાની જરૂર.

(ગ) અનટ્રેઈન્ડ શિક્ષિકાઓને ટ્રેઈન્ડ શી રીતે કરવી?

(ઘ) તેમના પગાર, પ્રોમોશન, પેન્શન, પ્રોવિડન્ટ ફંડ વગેરેના પ્રશ્નો.

૬. ઇન્સ્પેકશન

(ક) સ્ત્રી ઇન્સ્પેક્ટરો રાખવાથી થયેલા લાભ. ડેપ્યુટિ ઇન્સ્પેક્ટ્રેસ કે એસિસ્ટંટ ડેપ્યુટિ તરીકે અનુભવી દેશી બાઈઓને નીમવાની જરૂર છે?

(ખ) અંગ્રેજી ઇન્સ્પેક્ટ્રેસ અને ટ્રેનિંગ કોલેજ તથા હાઈ-સ્કુલમાં શીખવનાર અંગ્રેજી શિક્ષિકાઓને ગુજરાતી શીખવાની જરૂર.

૭. મોટી વયની સ્ત્રીઓની કેળવણી

(ક) વનિતાવિશ્રામ, શ્રાવિકાશાળાઓ વગેરેથી થએલા લાભ. એવી સંસ્થાઓ કેવી રીતે વધી શકે? એ સંસ્થાઓમાં કરવા જેવા ફેરફારો.

(ખ) વિધવાશ્રમો સ્થાપી વિધવાઓ કેળવી શિક્ષિકાઓ કરવાનો સવાલ.

(ગ) આ બાબતમાં સરકાર, દેશી રાજ્યો, નાતો, મંદિરો વગેરે શું શું કરી શકે?

(ઘ) મોટી વયની સ્ત્રીઓ માટે ફરતાં પુસ્તકાલયોની જરૂર.

૮. શારીરિક સ્થિતિ

(ક) કન્યાઓ અને સ્ત્રીઓને શરીરબળ પ્રાપ્ત કરવાની જરૂર. તેની વ્યવસ્થા.

(ખ) દાક્તરી તપાસ.

૯. ખાસ વર્ગોમાં સ્ત્રીશિક્ષણનો ફેલાવો

રાજકન્યાઓ અને ગરાસિયા વગેરે ઓઝલ પાળતી જાતોની કન્યાઓ અને મુસલમાન કન્યાઓ માટે ખાસ નિશાળોના સવાલ.

## ખાનગી પ્રયત્નો

૧. ખાનગી પ્રયાસોથી

૧. (ક) પ્રાથમિક નિશાળો—છોકરા અને છોકરીઓની.

(ખ) માધ્યમિક નિશાળો—છોકરા અને છોકરીઓની.

(ગ) કોલેજો—જુદા જુદા વિષયોની.

કેવી રીતે સફલ થઇ શકે? આવી ખાનગી સંસ્થાઓ શી રીતે વધે?

૨. સર્વ પ્રકારના કેળવણીના પ્રચાર માટે મંડળો તથા ચળવળની જરૂર.

(ક) સૂરતની સાર્વજનિક સોસાયટી.

(ખ) ચરોતર કેળવણી મંડળી.

(ગ) ગુજરાત કેળવણી મંડળી.

(ઘ) સમસ્ત ગુજરાત પૈસા ફંડ વગેરેની હકીકત.

## પરચુરણ

૧. પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત કરવામાં સરકાર અને દેશી રાજ્યોની કેવી ચોક્કસ પદ્ધતિ અંગીકાર કરવી જોઈએ? દેશી રાજ્યમાં મફત અને ફરજિયાત પ્રાથમિક શિક્ષણ થાય તો માધ્યમિક શિક્ષણ અને ઉચ્ચ શિક્ષણના પ્રસારણને હાનિ પહોંચે ખરી? એ જ પ્રમાણે માધ્યમિક શિક્ષણ મફત અપાય તો તેથી શા ફાયદા ગેરફાયદા થાય?

૨. માધ્યમિક શિક્ષણનું ખર્ચ ઓછું શી રીતે કરી શકાય?

૩. બોર્ડિંગોમાંથી રેસિડેન્શિયલ સ્કુલો શી રીતે કરી શકાય? ભણવાનું ખરચ તેથી વધે કે ઘટે? એથી શા શા લાભ થાય? ગુરુકુળનાં લાભ હાનિ.

૪. રાત્રિશાળાઓની જરૂર. હયાત રાત્રિશાળાઓની સ્થિતિ તથા અભ્યાસક્રમ, તેમનો વધારો તરતમાં કયાં કયાં કરવા જેવો છે?

૫. શિક્ષણના સંબંધમાં ગુજરાતમાં જુદે જુદે સ્થળે ઉપયોગી અને સફળ પ્રયોગો થયા હોય તેના અહેવાલ.

૬. કેળવણીના પ્રસાર માટે યુનિવર્સિટિ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ, જ્ઞાતિમંડળો તથા બીજી સંસ્થાઓ તથા દેશી રાજ્યો મારફત દરવર્ષે કેટલા રૂપિયાની અને કેટલી શિષ્યવૃત્તિઓ અપાય છે? એમાં સુધારા કરવા જેવું છે? ગરીબોને પુસ્તકો વગેરે કેળવણીનાં સાધનો પૂરાં પાડવાની જરૂર; લોકોપયોગી પુસ્તકાલયની અમલ.

૭. વિવિધ વિષયોનું ઊંચામાં ઊંચું જ્ઞાન મેળવનારાઓની સંખ્યા વધારવા અને એવું જ્ઞાન આપનારી સંસ્થાઓની સ્થાપના કરાવવાની જરૂર.

૮. જુદી જુદી કારીગીરી અને જુદા જુદા ધંધાઓ માટે નિશાળો સ્થાપવાની જરૂર છે? સોની, દરજી, પ્રિન્ટર, એક્ટર, વહાણવટી વગેરે વગેરેના પેશા માટે નિશાળોની જરૂર છે? એવી નિશાળોના અભ્યાસક્રમ, અભ્યાસકાળ અને ખરચ, વગેરે. હિન્દુસ્થાનમાં બીજે એવી નિશાળો હોય તો તેમના અહેવાલ.

૯. બુક કમિટીનું બંધારણ, તેમાં કરવા જેવા ફેરફારો.

૧૦. પાઠ્ય પુસ્તકો છાપવાનો કોન્ટ્રાક્ટ અમુક વ્યક્તિ કે મંડળને જ આપવો યોગ્ય છે?

૧૧. સમસ્ત ગુજરાતમાં કેળવણીના પ્રશ્નોની ચર્ચા માટે એક સંસ્થા (Gujarat Educaton League) સ્થાપવાની જરૂર.

(વસન્ત: વર્ષ ૧૫, અંક ૮; ભાદ્રપદ, સંવત્ ૧૯૭૨)

## 'ગુજરાત એડ્યુકેશનલ લીગ'

'ગુજરાત એડ્યુકેશનલ લીગ' આ નામની એક સંસ્થા સ્થપાયાનું, અને તા. ૮ મી એપ્રિલે અમદાવાદમાં એની બેઠક થયાનું 'બોમ્બે ક્રોનિકલ'થી જાણવામાં આવે છે. આવી એક સંસ્થાની ઘણી અગત્ય હતી, અને છેલ્લી કેળવણીપરિષદે એક ખઈ મહત્ત્વનું કાર્ય કર્યું છે તે એ કે ગુજરાતને એણે આ જરૂરિયાત નજરે પાડી છે. અને એ પરિષદના કાર્યકર્તાઓની સાચી લાગણીનો આ એક પુરાવો છે કે બે દિવસના મેળાવડાના દેખાવથી સન્તોષ ન પામતાં તેઓએ આ કાયમ સંસ્થા યોજી છે અને સ્થાપી છે. જેઓ મિ. ઇન્દુલાલ યાજ્ઞિક અને મિ. ઠક્કરને જાણે છે તેઓને આવા પુરાવાની અપેક્ષા જ નથી, પણ આ જાતનાં કાર્ય કરવાની

ખરી રીતિ શી છે એનું આ દૃષ્ટાન્ત ગુજરાતનો ભીછરતો વર્ગ જાણશે અને અનુસરશે તો પરિણામે બીજાં ઘણા કામ માટે આવી સંસ્થાઓ યોજીને એ વડે ઘણું કામ કરી શકશે.

ક્રોનિકલની યાદીથી જણાય છે કે–આ નવી સંસ્થાના પ્રેસિડંટનું સ્થાન મિ. ચિમનલાલ સેતલવાડ—એમણે સ્વીકાર્યું છે; વ્હાઇસ પ્રેસિડંટ તરીકે રા. રા. જીવણલાલ વ્રજરાય દેસાઈ, ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, રમણભાઈ મહીપતરામ નીલકંઠ, હરિલાલ માધવજી ભટ્ટ વગેરે વિદ્વાનો છે; રા. યાજ્ઞિક, ચન્દુલાલ કા. દવે, એમ. જે. અમીન અને વીરમળ મહેતા સેક્રેટરિઓ છે; અને મેનેજીંગ કમિટીમાં મેમ્બર તરીકે રા. રામમોહનરાય જસવંતરાય, રણજીતરામ વાવાભાઈ, ચન્દ્રશંકર પંડયા, સાંકળચંદ શાહ, પર્જન્યરાય મેઢ, સૌ. વિદ્યા, સૌ. શારદા વગેરે ઘણાં જાણીતાં વિદ્વાન સ્ત્રી પુરુષો પસંદ થયા છે. સરકારના કેળવણી-ખાતામાં અત્યારે કામ કરતા શિક્ષક અને પરીક્ષક વર્ગનો આ મંડળ માટે ઉપયોગ થઈ શકયો નથી, અને એક રીતે જોતાં ન થાય એ જ ઠીક છે કારણ કે એથી એ મંડળના કાર્યમાં અધિક નિખાલસપણું, સ્વાતન્ત્ર્ય, અને ખરા લોકમત પ્રદર્શિત કરવાની અનુકૂલતા આવવા સંભવ છે. સરકારની કેળવણીખાતાની વિશાળતા અને અનુભવના પ્રસંગો જોતા એ ખાતાનાં માણસોનો આ મંડળથી લાભ લેવાતો નથી એ બેશક એક ખામી છે: પણ એ જ ખાતાના અનુભવી પેન્શનરો એ ખામી કાંઈક નહિ પૂરે?

આ સંસ્થાના કાર્ય માટે યથાર્થ મત બાંધી શકવા માટે—એક ભેદ ધ્યાનમાં રાખવાની જરૂર છે. આ મંડળનો ઉદ્દેશ, હું સમજું છું તે પ્રમાણે, કેળવણીની 'technique' યાને શાસ્ત્રીય સિદ્ધાન્તનો વિમર્શ કરવાનો નથી: કેળવણીને અંગે સરકાર તરફથી થતા કામ ઉપર દેખરેખ રાખવી અને એમાં પોતાની નજરે જે ન્યૂનતા કે દોષ જણાય તે તરફ સરકારનું લક્ષ ખેંચવું એ જ એનો

મર્યાદિત કાર્યપ્રદેશ હોય એમ લાગે છે. પણ આ કાર્ય કરતાં જાતે કોઈ કેળવણીની યોજના ઊપાડવા ઇચ્છે છે કે કેમ અને એ એના કાર્યપ્રદેશની અંદર ગણાય કે નહિ એ સાન્દગ્ધ છેઃ પણ હું ધારૂં છું કે એ કાર્ય કરવા માટે સુરતની 'સાર્વજનિક સભા', અમદાવાદની 'કેળવણી મંડળી'. 'ચરોતર એડ્યુકેશન સોસાયટિ' વગેરે મંડળો છે, નવા ઊભેરી શકાય, અને છે તેમાંથી જેમાં જીવ પૂરવાની જરૂર દેખાય તેમાં તે પૂરી શકાય એમ છે એટલે એ કાર્ય આ સંસ્થાએ ઉદ્દેશેલું નહિ જ હોય. પણ આટલું તો નિઃસન્દેહ છે કે કેળવણીના શાસ્ત્રીય સિદ્ધાન્તની ચર્ચા તો આ સંસ્થાના કાર્યપ્રદેશમાં નથી જ, ન જ હોવી જોઈએ—કારણ કે એનું બન્ધારણ એ ચર્ચાને અનુકૂલ રૂપનું નથી. છતાં એવી ચર્ચા એના કાર્યપ્રદેશમાં રાખવી હોય તો એ સંસ્થાએ પોતાના મંડળને જુદાં જુદાં ઉપમંડળમાં વ્હેંચી યોગ્ય જન પાસે યોગ્ય કાર્ય કરાવવું જોઇએ, હાલ ચાલતી રીત શાસ્ત્રીય શોધનને અનુકૂળ નથી.

હવે આ મંડળની છેલ્લી બેઠક સંબન્ધી ક્રોનિકલમાં પ્રસિદ્ધ થએલી હકીકત ખરી હોય તો—તા. ૮ મીએ અમદાવાદમાં એ મંડળે સર્વાનુમતે ઠરાવ પસાર કર્યો છે કે વિદ્યાર્થીઓને મેટ્રિક્યુલેશન પરીક્ષામાં પત્રેના ઉત્તર માતૃભાષામાં આપવાની છૂટ આપવા સંબન્ધી પ્રો. લિમયે સેનેટમાં જે દરખાસ્ત રજુ કરનાર છે તેમાં આ મંડળ પોતાનું મળતાપણું જાહેર કરે છે. આ મહાન પ્રશ્નને જો માત્ર એક સ્વદેશાભિમાનનો પ્રશ્ન લેખીએ તો એ માટે આગ્રહ ધરાવવાનું કામ કેળવણી કરતાં સ્વદેશાભિમાનની એકાદ સંસ્થાને વધારે શોભે, અને જો એને છેક ખાસ શિક્ષણશાસ્ત્રના પ્રશ્ન ગણીએ તો એ પ્રશ્નની શાસ્ત્રીય રીતિએ પ્રથમ ચર્ચા થવી જોઇએ. આ પ્રશ્નને અંગે શી શી બાબતો વિચારવાની ઉપસ્થિત થાય છે એ ગઈ કેળવણીપરિષદ્ ભરાતાં પહેલાં 'વસન્ત'માં લખેલા એક લેખમાં મેં બતાવી છે. એ બાબતો ઉપર કેળવણીપરિષદ્‌ના વિદ્વાનોનું અને અનુભવીઓનું શું કહેવું છે તે

જાણવા હું ઉત્સુક હતો, પણ મને કહેતાં બહુ જ ખેદ ઊપજે છે કે મેં એ સંબન્ધી પરિષદ્‌માં અપ્રાસંગિક સ્વદેશાભિમાનના ઉદ્‌ગાર સિવાય કાંઈ જ સાંભળ્યું નહિ. આ નવી 'લીગ'ની સંસ્થાએ આ સંબન્ધી કાંઈ શાસ્ત્રીય ચર્ચા કરીને ઉપલા ઠરાવ પસાર કર્યો છે કે કેમ એ મારા જાણવામાં નથી—પણ અનેક વિષમ કોટિઓથી ભરેલા આ પ્રશ્નનો 'સર્વાનુમતે' ઠરાવ થઈ શક્યો હોય તો એ ખરેખર બહુ જ આશ્ચર્યજનક છે. આ 'લીગ'માં જે વિદ્વાન સ્ત્રીપુરુષોનાં નામ વાંચીએ છીએ તે સર્વની આ ઠરાવમાં સંમતિ હશે? એક દૈનિક પત્રના રિપોર્ટ માત્રથી આ સંમતિ માની લેવી એ વાજબી નથી.* એ રિપોર્ટ જો સર્વથા યથાર્થ હોય તો ખરેખર ગુજરાતમાં અતિ વિષમ પ્રશ્નો બહુ અદ્‌ભુત સરળતાથી નિકાલ ઉપર આવી જાય છે!

આ પ્રશ્નનો ઉત્તર મને તો શિક્ષણશાસ્ત્રીઓના લાંબા પ્રયોગ અને અનુભવ ઉપર આધાર રાખતો લાગે છે. માતૃભાષાદ્વારા અન્ય વિષયો શીખવવાથી, અંગ્રેજી ભાષા શીખવા માટે વધારે વખત મળશે—અર્થાત્ અંગ્રેજી નબળું થવાને બદલે વધારે સારૂં થશે અને અન્ય વિષયોના ઉત્તર પણ અંગ્રેજીમાં આપવા કઠણ નહિ પડે એમ માતૃભાષાવાદીઓમાં ઘણાનું કહેવું હતું. પણ એમાં નિશ્ચયપૂર્વક બોલતાં

---

* દૈનિક પત્રના રિપોર્ટ ઉપર આધાર ન રખાય એ શંકા વાજબી નીકળી છે. ઉપરનું લખ્યા પછી અમદાવાદનું સાપ્તાહિક પત્ર વાંચવામાં આવ્યું—એ જોતાં જણાયું કે 'લીગ' ની કમિટીએ આ વિષય ઉપર ચર્ચા અને ઠરાવ કરવા માટે રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવના પ્રમુખપણા નીચે એક જાહેર સભા ભરી હતી. એમાં રા. ઠક્કરે મુખ્ય ભાષણમાં માતૃભાષાના પક્ષનું પ્રતિપાદન કર્યું હતું, અને એક સિવાય સર્વને મતે પ્રો. લિમયેની દરખાસ્તને ટેકો આપનાર ઠરાવ પસાર થયો હતો. પણ વસ્તુસ્થિતિના આટલા ફેરથી મારા અસન્તોષનું કારણ દૂર થતું નથી. તેથી નિખાલસ મિત્રભાવે કરેલી મારી ટીકા હું મૂળ રૂપમાં જ રહેવા દઉં છું. મને વિશ્વાસ છે કે મારા મિત્રો એનું અન્યથા ગ્રહણ નહિ કરે.

પહેલાં પ્રયોગ અને અનુભવની કેટલી જરૂર હતી એ આટલાથી જણાય છે કે—પૂનાની શાળાઓમાં માતૃભાષાદ્વારા શિક્ષણ આપતાં એમ જોવામાં આવ્યું કે જો પરીક્ષામાં ઉત્તર અંગ્રેજીમાં આપવાના હોય તો માતૃભાષાદ્વારા શિક્ષણ એમાં પ્રતિકૂલ છે,× આથી માતૃભાષાવાદીઓ તરફથી હવે એમ માગણી થવા લાગી છે કે મેટ્રિક્યુલેશનમાં ઉત્તર માતૃભાષામાં આપવાની છૂટ થવી જોઈએ. આ માંગણી એકંદરે સારી છે કે કેમ એ જુદો પ્રશ્ન છે—પણ આમાંથી આટલું તો સ્પષ્ટ જણાઈ આવે છે કે આ પ્રશ્ન 'લીગ'ના મેમ્બરો સર્વાનુમતે ચૂકવી દે એવો સહેલો નથીઃ ખાસ કેળવણીના કાર્યમાં પડેલા વિદ્વાનોને પણ પૂર્વે લક્ષમાં ન આવેલી વા તેઓએ અવગણી કાઢેલી એવી મુશ્કેલીઓ જણાવા લાગી છે, અને તદનુસાર એમને એમના ક્રિયા ફેરવવા પડ્યા છે. તો હવે જરા આગળ દૃષ્ટિ નાખીને એક નિર્ણય ઉપર આવી જવાની જરૂર છેઃ માતૃભાષાનો આ ઉપયોગ આપણે મેટ્રિક્યુલેશન પરીક્ષા સુધી જ રાખીશું કે આગળ ચલાવીશું? મેટ્રિક્યુલેશન સુધી જ રાખવાથી નીચલાં ધોરણમાં અનુભવથી જણાઈ એવી મુશ્કેલી—અર્થાત્, છઠ્ઠા ધોરણ સુધી માતૃભાષાદ્વારા કામ કરી પછી મેટ્રિક્યુલેશનમાં અંગ્રેજીમાં ઉત્તર આપવા કઠણ પડે છે એ મુશ્કેલી—કોલેજમાં તો નહિ લંબાય? અને લંબાય તો શું કરવું? કોલેજમાં પણ માતૃભાષાદ્વારા જ શિક્ષણ અને પરીક્ષા માગવાં? એ માગણી કેળવણીની વર્તમાન જમાનાની બીજી કેટલીક વ્યવસ્થામાં—જેમકે પૃથ્વીની જુદી જુદી યુનિવર્સિટિઓ એક બીજાની ડીગ્રી સ્વીકારે છે ઇત્યાદિ અનેક પ્રકારની—ગોઠવણમાં મુશ્કેલી નહિ ઉપજાવે? એ મુશ્કેલીનો અનાદર કરીએ એ સ્થિતિએ આપણા દેશનું ઉચ્ચ શિક્ષણ પહોંચ્યું છે? આ એક સંભવિત પક્ષ છે કે મેટ્રિક્યુલેશન સુધી છોકરાંઓ બાલક હોઈ એમને માતૃભાષાદ્વારા

× એક પ્રતિષ્ઠિત પ્રિન્સિપાલ તરફથી મારા જાણવામાં આવ્યું છે કે ઘણાં માબાપ માતૃભાષાદ્વારા શિક્ષણ અપાવવા નારાજ છે.

શિક્ષણ આપવું અને પરીક્ષા લેવી ઇષ્ટ છે—પણ તે પછી અંગ્રેજીમાં સઘળું કામ લેવાથી કાંઇ અડચણ પડનાર નથી. આને હું પ્રયોગનો પ્રશ્ન કહું છું. એની વિરુદ્ધ હું નિર્ણય ધરાવતો નથી. તે એટલે સુધી કે માતૃભાષામાં શિક્ષણ આપવાથી અંગ્રેજીમાં ઉત્તર આપવા કઠણ પડે છે એ અનુભવ પણ પૂરતા પ્રયોગથી સિદ્ધ થયો હું જાણતો નથી. અને પ્રો. લિમયે માત્ર 'છૂટ' માગે છે અર્થાત્ પ્રયોગનો અવકાશ માગે છે એટલા પૂરતો એ દરખાસ્તને ટેકો આપવો પણ શક્ય છે. પણ 'એડ્યુકેશનલ લીગ' જેવી સંસ્થાએ તો આવી સન્દિગ્ધ દશામાં કામ કરવું ઉચિત નથી—એણે તો આ જાતના શાસ્ત્રીય પ્રશ્નો ઉપર અનુભવીઓના અનુભવની વિગત—મત કે વાતો નહિ, પણ આંકડા અને દૃષ્ટાન્ત ભરી વિગત—એકઠી કરવી જોઈએ, અને તે પછી પગલાં ભરવાં જોઇએ.* કેળવણીની કોઈ પણ સંસ્થા આવા વિષયમાં પોતાની ગંભીર જવાબદારી ઉપર યોગ્ય લક્ષ ન રાખતાં, લેજિસ્લેટિવ કાઉન્સિલમાં એકાદ ઠરાવ મૂકનારને પુષ્ટિ આપવા જેમ જાહેર સભાઓ ભરાઇને કામ કરે તેવી પદ્ધતિએ આમાં પણ કામ થાય એ કેળવણીની સંસ્થા માટે અનિષ્ટ છેઃ આપણા રાજકીય વિષયમાં જે પ્રવૃત્તિ થાય છે તેમાં તો પુષ્કળ ચર્ચા થઈ પ્રજામત સ્પષ્ટ એકરૂપતા પામે છે. આ વિષયમાં હજી ચર્ચા જ ક્યાં છે? એકરૂપતાની તો વાત જ શી?

(વસન્ત: વર્ષ ૧૬ અંક ૩; ચૈત્ર, સંવત્ ૧૯૭૩)

---

*પૂનામાં 'શિક્ષણવિચારક મંડળે' મત એકઠા કર્યા છે. પણ હું નથી ધારતો કે એ મંડળે એકઠા કરેલા મત ઉપર ગુજરાતના મંડળે પગલાં ભરવાં વાજબી ગણાય. એ દૃષ્ટિએ તો ગુજરાત માટે સ્વતન્ત્ર મંડળ રચવાની જરૂર જ શી રહી? બીજું—હું તો આવી બાબતમાં મત કરતાં અનુભવની વિગત માગું છું.

# ગુજરાત પૈસાફંડ રાત્રિશાળાનો ઈનામનો મેળાવડો*

બ્હેનો અને બન્ધુઓ—'પૈસાફંડ'એ શબ્દ મારા સત્તર વર્ષના જૂના સ્મરણો તાજાં કરે છે. ઈ. સ. ૧૯૦૪ની સાલમાં ઉન્હાળામાં હું મેથેરાનમાં હતો ત્યાં એક બપોરે એક દક્ષિણી ગૃહસ્થ એક ન્હાનું સરખું પોટકું લઈ મને મળવા આવ્યા. રા. સાકરલાલે ભાષાન્તર કરેલી પ્રો. બેઇનની નીલનેનાની વાર્તામાં રાજા પાસે સ્વપ્નાંનું પોટકું લઈ એક વ્હેપારી સ્વપ્ન વેચવા આવે છે, તે પ્રમાણે એ ગૃહસ્થ પણ પોટકામાં એક સ્વપ્નું વીંટીને લાવ્યા હતા, માત્ર ફેર એટલો કે હું રાજા ન હતો, અને એ સ્વપ્નું રાજારાણીના સમાગમના આનન્દનું ન હતું પણ તે કરતાં સહસ્રગણું મૂલ્યવાન દેશસેવાના એક સાધનનું હતું. એ ગૃહસ્થ મ્હારા બંગલાથી થોડેક દૂરના એક બીજા ગૃહસ્થને મળી આવ્યા હતા, પણ એમના તરફથી એમને જોઈએ તેવું ઉત્તેજન મળ્યું નહોતું. એ ગૃહસ્થનું હું તમને નામ દઉં તો તમે આશ્ચર્ય નહિ પામો કારણ કે એ કેટલાકની પરિભાષામાં 'મવાળ'–કહેવાય છે. પણ વસ્તુતઃ એ એક ખરા દેશભક્ત જ હતા, અને હજી પણ છે જ એમ હું ધારૂં છું: કારણ કે મને સારી રીતે યાદ છે કે એ ગૃહસ્થે મેથેરાનમાં એક મેળાવડામાં પ્રમુખસ્થાનેથી એક ઉપદેશ એવો કર્યો હતો કે–મુંબાઈના બારામાં કેટલાં બધાં વ્હાણો જાય છે આવે છે અને તે શું લઈ જાય છે અને શું લાવે છે એ જોવામાં બહુ જ મહત્ત્વની કેળવણી સમાએલી છે. હું તે વખતે શ્રોતાજનમાં હતો, અને તુરત કલ્પનામાં હું મુંબાઈ પાસે દરિયામાં એક ટેકરીની ટોચ ઉપર બેઠો અને હજારો વ્હાણો જતાં આવતાં જોયાં, તેમાં કાચા માલનો નિકાસ અને બનેલા માલની આયાત જોઈ મને દુઃખ થયું—અને એ જ મ્હોટી કેળવણી. આ ગૃહસ્થથી પણ પૈસાફંડના સ્વપ્નાની કિંમત સમજાઈ નહિ એટલું જ

*આ પ્રસંગે પ્રમુખ તરીકે આપેલું ભાષણ—થોડાક વિસ્તાર સાથે

નહિ, પણ બીજા એક વર્તમાનપત્રકાર ગૃહસ્થ જે એક પ્રચંડ 'જહાલ' તરીકે સુવિખ્યાત છે તેમણે પણ એ કાર્યને આરંભમાં ઉત્તેજન આપ્યું નહિ એમ એમની ફરિયાદ હતી. પાછળથી એ પત્રકારે એમને સારી મદદ આપી, એ યોજના ફત્તેહમંદ થઈ, અને હું ભૂલતો ન હોઉં તો ઘણું કરી એ પૈસાફંડનાં નાણાંનો ઉપયોગ તળેગાંવનું કાચનું કારખાનું ઉઘાડવામાં થયો. એ દક્ષિણી ગૃહસ્થ સંબન્ધી વિશેષ હકીકત મારા જાણવામાં નથી. પણ ગુજરાત પૈસાફંડની યોજના પછી—હું ધારૂં છું કે એમાંથી જ સૂચના લઈને—થઈ, અને ફંડના વ્યવસ્થાપકો એ ફંડનો ઉપયોગ કેળવણીના કામમાં કરે છે એ એ નાણાંનો બહુ સારો ઉપયોગ છે. કેળવણીના કાર્ય માટે સ્વાર્થસમર્પણ કરવાની આપણી મ્હોટી ફરજ છે. આપણે સરકાર પાસે 'મફત અને ફરજિયાત' કેળવણી માગીએ છીએ એ માગણીની તરફ કે વિરુદ્ધ હું અત્યારે મત દર્શાવવા ઇચ્છતો નથી, પણ આપને એટલું વિચારવાનું કહું છું કે કેળવણી 'મફત' એટલે શું? એના ખર્ચનાં નાણાં ક્યાંથી આવવાનાં? સરકારની તીજોરીમાંથી એટલે શું?—ખેડૂત વર્ગ પાસેથી લેવાતા કરમાંથી. હિન્દુસ્થાનની કરની ઊપજ જોશો તો તમને જણાશે કે ઈન્કમટેક્સની ઊપજ પ્રમાણમાં ઘણી થોડી છે; મ્હોટી ઊપજ જમીનની મહેસૂલની છે. એટલે સરકાર 'મફત કેળવણી' આપે એનો અર્થ એ થયો કે એનું ખર્ચ મ્હોટે ભાગે ખેડૂત પૂરૂં પાડે! આ યોગ્ય છે? ખેડૂત એનો લાભ લે તો કરરૂપે ખર્ચ પણ પૂરૂં પાડે એ ખરૂં, પરંતુ આપણી મ્હોટી કોલેજો વગેરે પણ એ ખેડૂતના જ કરમાંથી ચાલે છે, અને તેથી ખેડૂત પ્રત્યે આપણી ફરજ ઉત્પન્ન થાય છે કે મફત શિક્ષણ માટે એમને સરકારને માથે ન નાંખતાં આપણે એમને મફત શિક્ષણ આપવું જોઇએ. આપણી કેળવાએલા વર્ગની આ એક મ્હોટી ફરજ આ રાત્રિશાળા વગેરે સંસ્થાઓ દ્વારા બજાવાય છે તે માટે એને આપણા તરફથી ઉત્તેજન ઘટે છે.

આપણા પ્રાચીન પૂર્વજો કેળવણી માટે કેટલું કરતા એ હમેશાં યાદ રાખવાનું છે. તેઓના વખતમાં કેળવણી ખરેખર ‘ મફત અને ફરજિયાત ’ હતી. ગુરુઓ વિદ્યા વેચતા નહિ, અને દરેક ‘ દ્વિજ ’ બટુકને યજ્ઞોપવીત ધારણ કરી ગુરુને ત્યાં જઈ કેળવણી લેવાની ફરજ હતી, આપ જાણો છો જ કે એ ‘ દ્વિજ ’ શબ્દના અર્થમાં માત્ર બ્રાહ્મણ જ નહિ, પણ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ત્રણે વર્ગ આવતા. આરંભમાં શૂદ્ર જ્યારે અનાર્ય સ્થિતિમાં હતા તે વખતે વેદાદિક કઠિન વિદ્યા ભણવાની એમને માથે ફરજ નાંખવી અયોગ્ય હતી; અને પછી જ્યારે તેઓ આર્ય જનમંડળમાં ગણાતા થયા ત્યારે એ જ વેદવિદ્યા જૂની ભાષાદ્વારા નહિ પણ પુરાણાદિકની પ્રચલિત ભાષામાં—જેમ કે ઉપનિષદ્‌ને બદલે આત્મપુરાણરૂપે—શૂદ્રને ભણવાનો અધિકાર મનાયો. પણ તે વિના પણ, માત્ર બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એટલામાં જ કેટલી બધી પ્રજા આવી જતી હશે એ વિચારો: કારણ કે હાલ આપણે જે વર્ગોને યજ્ઞોપવીત રહિત અને તેથી શૂદ્ર જાણીએ છીએ તેમાંના ઘણાખરા—સુતાર લુહાર કણબી વગેરે—પહેલાં વૈશ્ય વર્ગમાં ગણાતા. આપણી શાળાઓ રચવામાં—આપણે હમેશાં સ્થાનિક જરૂરિયાતો ધ્યાનમાં રાખવી. ગામડામાં એક જાતની કેળવણી અનુકૂળ આવે, શહેરમાં બીજી જાતની અનુકૂળ આવે : આ ભેદ સરકારી શાળાઓમાં હજુ—એમને બહુ મ્હોટા પ્રદેશમાં અને મ્હોટી સંખ્યામાં કેળવણીનું મહાયન્ત્ર ચલાવવાનું હોવાથી પાળી શકાયો નથી. વળી એ કેળવણી કેવળ સામાન્ય એટલે ‘ Three R's ’ની કે હાલ સરકારી પ્રાથમિક શાળામાં અપાય છે એવી જ હોવી ન જોઈએ— પણ ‘ vocational ’ એટલે ધંધાની હોવી જોઇએ: અર્થાત્ લખતાં વાંચતાં અને હિસાબ ગણતાં શીખવવા ઉપરાંત, ગામડાંમાં ખેતીનું શિક્ષણ અને શહેરમાં તે તે શહેરના મુખ્ય ધંધામાં કામ લાગે એવું એટલે કે અમદાવાદ જેવા શહેરમાં વણવાનું, રંગવાનું

તથા સામાન્ય વ્યાપારવણજનું શિક્ષણ આપવું જોઇએ. બેશક આરંભના કાળમાં આપણાથી સામાન્ય જ્ઞાન ઉપરાંત વિશેષ કેળવણી આપી શકાશે નહિ. પણ એ સામાન્ય જ્ઞાન વ્યવહારમાં ઉપયોગમાં આવે એવું જોઈએ અને તે ગુજરાતીમાં આપવું જોઇએ, કારણ આ વર્ગમાંથી આપણે અંગ્રેજીના મ્હોટા વક્તા કે લેખક ઉત્પન્ન કરવાના નથી, અને વળી એ પણ સ્મરણમાં રાખવું કે કેળવણીની બાબતમાં આપણું કર્તવ્ય સરકારને મદદ આપવાનું, સરકારના ખાસ સંજોગો અને મુશ્કેલીઓને લીધે જે કામ એમનાથી થઈ ન શકે તે કામ ઉપાડી લેવાનું છે. આ જાતની શાળાઓમાં ખેતી અને ધંધો જેઓ જાતે કરી જાણતા હોય તેવા શિક્ષકોને હાથે શિક્ષણ અપાવવું જોઈએ એવો અત્યારે શિક્ષણશાસ્ત્રનો પ્રતિષ્ઠિત મત છે. વળી એક એ વાત ધ્યાનમાં રાખવાની છે કે રોજગારની સાથે સાથે કેળવણી ભલે ચાલે પણ તે લાંબો વખત ચાલવી જોઈએ અને તે પ્રાથમિક કરતાં અધિક દરજ્જાની હોવી જોઈએ. હાલમાં આ સંબંધી ઇંગ્લંડમાં પુષ્કળ ચર્ચા ચાલી છે અને પરિણામે એવો નિર્ણય નીકળ્યો છે કે જર્મનિમાં સેકન્ડરિ યાને મધ્યમ ભૂમિકાનું શિક્ષણ ફતેહમંદ નીવડ્યું કહેવાય છે તેનું કારણ એ નથી કે એ શિક્ષણ જાતે કોઈ વિશેષ ખૂબીદાર છે પણ એ શિક્ષણ પ્રજાની મ્હોટી સંખ્યા લે છે અને તે લાંબો કાળ ચાલે છે. આ માટે ઇંગ્લંડમાં ‘continuation classes’ યાને શિક્ષણ ચાલતું રાખવાના વર્ગો કહાડવાની ભલામણ થઈ છે* આપણે

* “The work of the prima y schools must be carried forward and developed by the improvement of our system of Continuation Education. There is no greater source of national waste than that which takes place by the premature withdrawal of our children from school life, just at the age when they are best fitted to profit by it. The figures in this respect are so startling that they are worth quoting. In England, out of two and

રાત્રિશાળા ચલાવીએ છીએ, તે ઇંગ્લંડની 'evening classes'નું અનુકરણ છે: અને એ જાતની શાળા યા વર્ગોએ ઇંગ્લંડમાં જેમ લાભ કર્યો છે, તેમ આપણી રાત્રિશાળા પણ કરે છે અને કરશે, પરંતુ વસ્તુતઃ વિચારતાં, રાત્રિશાળાથી આપણું કામ પૂરેપૂરૂં સરતું નથી: ઇંગ્લંડમાં 'The Garton Foundation' તરફથી ઉત્તમ વિદ્વાનો અને વિચારકોના મત મેળવી જે ટિપ્પણ તૈયાર કરવામાં આવ્યું છે તેમાંથી એક ફકરો હું આપને વાંચી સંભળાવું છું:

"Continuation education in this country has far many years past existed in the form of evening schools. They have rendered much good service, but attendance has been voluntary and the number of students has always been small in proportion to the whole number

---

three-quarter million boys and girls between the ages of 12 and 16 nearly 1,100,000 get no further education after the age of thirteen, of the remaining 1,650,000 the great bulk are educated, mostly in the elementary schools, only until the age of fourteen. Only 250,000 or one in eleven, go to proper secondary schools, and in most cases they are there only for a short time. These figures make it easy to understand the superior success of Germany in so many departments of activity. That success is not due to the character of the education received by young people in Germany. It is due to the fact that so very much greater a proportion of young people in that country receive any systematic education at all during the all important years between 14 and 18."—('ગાર્ટન ફાઉન્ડેશને' ખાનગી વ્હેંચેલો 'Memorandum on the Industrial Situation after the War' નામનો લેખ.)

of juveniles employed in industry. Moreover, attendance at an evening school for one, two, or more hours after a 9½ hour day in the works, puts a heavy strain on mind and body, and in the case of the keenest and most promising youths, has often resulted in complete breakdown. Evening classes are thus open to serious objection and further progress can hardly be expected from a development of the system."

આ ઉપરથી આપ જોઈ શકશો કે આપણે આપણા મિલમાલિકો પાસે એમના કારીગરોને કેળવણી માટે એમના મિલના કામમાંથી થોડોક વખત અપાવરાવવો જોઈએ. આ કામ દુર્ઘટ છે પણ અશકય નથી. શાળાના પ્રમુખ—રા. જીવણલાલ પાસેથી મારા જાણવામાં આવ્યું છે કે અમદાવાદમાં બે ત્રણ મિલમાલિકો આ રાત્રિશાળાને મદદ કરે છે. આપણે કાર્યમાં ખંતથી મચ્યા રહીશું તો કારખાનાંના માલિકો પાસે એમના મજૂરોને—આજ નહિ તો પાંચ વર્ષ પછી પણ—કેળવણી માટે જોઈતી પૂરતી સગવડ અપાવી શકીશું. વળી આમાં એક વાત એ લક્ષમાં રાખીને કામ કરીશું કે આપણે જે કેળવણી આપવી તે માત્ર સામાન્ય જ નહિ પણ તેઓને ધંધામાં કંઈ પણ કામ લાગે તેવી—તો એ મિલમાલિકો પણ તે અભિનન્દી લેશે. વળી આપણે જે કાર્ય કરવાનું છે તે મિલમાલિકોને સમજાવવાનું જ નથી, પણ તે સાથે મજૂરોને પણ આકર્ષવાનું છે. ઇંગ્લંડમાં કેળવણી ખાતાના પ્રધાન મિ. ફિશરની, કેળવણીનો ફરજિયાત સમય લંબાવવા સંબન્ધી, જે દરખાસ્ત પાર્લમેન્ટમાં પસાર થઈ છે તેને વિષે એમ કહેવાય છે કે એ જ્યારે અમલમાં મૂકાશે ત્યારે બહુ મજૂરી કરી બહુ કમાવાની લાલસાવાળા કેટલાક મજૂરોને

એ નહિ ગમે અને તેઓ તરફથી વિરોધ આવશે: તે જ પ્રમાણે આપણે ત્યાં પણ મજૂરનું મન કેળવણી તરફ વાળવા માટે આપણે સતત પ્રયાસ કરવાનો છે: મ્યુનિસિપાલિટિને કેળવણી ફરજિયાત કરવાની સત્તા મળે તો એણે સામાન્ય કેળવણી ઉપરાંત ધંધાને ઉપયોગી થાય એવી કેળવણીની યોજના દાખલ કરવી જોઈએ.

હવે પ્રકૃત પ્રસંગે મારે જે કહેવાનું હતું તે સમામ કરતાં પ્હેલાં બે વાત ઉપર હું આપનું લક્ષ ખેંચું છું. એક તો એ કે વિદ્યાદાન જેવું દાન નથી અને આ દાનથી વળી આપણા દેશની આર્થિક સ્થિતિ સુધરે છે—પરંતુ તે ઉપરાંત આ જાતની શાળાથી મ્હોટો લાભ એ છે કે આપણી જ્ઞાતિની પરિભાષામાં જેને આપણે 'ઊંચી જ્ઞાતિ' કહીએ છીએ એ જ્ઞાતિનો શિક્ષકવર્ગ, અત્યારે એ જ પરિભાષામાં આપણે જેને 'નીચી જ્ઞાતિ' કહીએ છીએ તે જ્ઞાતિના વિદ્યાર્થીવર્ગ સાથે, નિકટ સંબન્ધમાં આવે છે, એમનાં હૃદય એક એકને અડે છે, અને શિક્ષકવર્ગ શિષ્યવર્ગને ઉન્નત કરવા જતાં જાતે ઉન્નત થાય છે.

બીજું—આપ આ કેળવણીના કાર્યને સ્વદેશ-ધર્મના મહાવ્રતનો એક અંગભૂત વિધિ સમજો છો એ યથાર્થ છે. પરંતુ સ્વદેશ-ધર્મનું સ્વરૂપ આપણો યુવક વર્ગ યથાર્થ રીતે સમજે તે માટે આપણે ઘટતી ચીવટ રાખવી જોઇએ. ધર્મ વિષે મેં એક વાત આ હોલમાં વારંવાર કહી છે તેથી ઘણાને કંટાળો પણ આવ્યો હશે-છતાં એ કહેવાની પ્રકૃત પ્રસંગે જરૂર હોવાથી ફરી કહું છું કે ધર્મને અંગે ભક્તિ જ્ઞાન અને કર્મ ત્રણે આવે છે; તે જ પ્રમાણે આપણા સ્વદેશ-ધર્મમાં પણ એ ત્રણે તત્ત્વો ગોઠવાવાં જોઇએ. પેલી ગૌતમ બુદ્ધની વાતોમાં કહ્યું છે કે, સામા કાંઠાને 'કાંઠા આમ આવ, કાંઠા આમ આવ' એમ હજાર વાર કહ્યાથી કાંઠો આમ આવતો નથી તેમ ઇન્દ્ર વરુણ વિષ્ણુ વગેરે નામ હજાર વાર ઊંચે સ્વરે બોલ્યા કર્યા એ દેવ આપણી પાસે આવતા નથી. તે જ પ્રમાણે 'સ્વદેશ! સ્વદેશ!'

એમ બોલ્યાં કરવાથી ફળ નથીઃ એ તો એક જાતનું 'emotionalism' છે--અને પઢરપુરની વીઠોબાની યાત્રામાં કે ડાકોરના પુનમીઆ સંઘમાં ભક્તિના આવેશથી ઝાંઝર–કાંશીઆં વગાડયા કરનારની ભક્તિને આપણે સાચી તરીકે માન આપીએ છીએ પણ ધર્મના સમગ્ર સ્વરૂપના ચિન્તનમાં એને અન્ધ આવેશ જ ગણીએ છીએ, તેમ પુર્વોક્ત સ્વદેશભક્તિના ઉદ્‌ગારને આપણે નિન્દતા નથી પણ સ્વદેશધર્મ એ કરતાં ઘણો વધારે વિશાળ સમજુ અને સંગીન હોવો જોઈએ એમ તો માગીએ છીએ જ. વળી જેમ શુષ્ક જ્ઞાન પણ પૂર્ણ ધર્મ નથી, તેમ સ્વદેશ–ધર્મમાં પણ શુષ્ક વિચાર માત્ર કર્યાં કરનાર, અને પ્રેમથી આરાધ્ય વસ્તુને વળગવાને બદલે ચારે તરફ ખોડ ખાંપણ જોવામાં અને વાદવિવાદ કરવામાં બુદ્ધિને ખપાવી નાંખનાર પણ દોષપાત્ર જ છે, તે જ પ્રમાણે વળી, જે કાર્ય યાને સેવા કર્યાં કરે છે, પણ જેનું હૃદય ભક્તિથી આર્દ્ર થયું નથી ને જેની બુદ્ધિ જ્ઞાનથી પ્રદીપ્ત થઈ નથી---તે જેમ જડ અને અન્ધમાર્ગી ગણાય છે, તેમ સ્વદેશ---ધર્મમાં પણ જે ખરા પ્રેમથી દેશને વળગતો નથી, અને સ્વદેશ ધર્મનું તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરી સમજી વિચારી પગલાં ભરતો નથી—પણ માત્ર ગતાનુગતિક ચાલ્યાં કરે છે એ સ્વદેશધર્મનું પૂરું સ્વરૂપ અનુભવતો નથી. ઉદાહરણ તરીકે ઓસ્ટ્રીઆ હંગારની ટોપીઓ આપણા વિદ્યાર્થીઓને માથે જોઈ આપણને શોક થાય–હાલના યુદ્ધના વખતમાં ખાસ કરીને એ આપણી લાગણીની યથાર્થ દિશા છે. પણ ઇગ્લંડના કાપડ કરતાં સોંઘું કાપડ આપણી મિલો ખેડૂતને પૂરું પાડે નહિ અને તે છતાં બિચારા ગરીબ ખેડૂતો સ્વદેશી માલ વાપરવાનું વ્રત લે એમ ઇચ્છા દર્શાવવી એ એ જ લાગણીની ખોટી દિશા છે, અને તે જ્ઞાન—વિચાર–ની ખામીને લીધે થાય છે. અધિક કળા અને કૌશલ્ય અને સાધનબળ પ્રાપ્ત કરીને સ્વદેશી માલ સારો અને સોંઘો પૂરો પાડવો એમાં સ્વદેશ–ધર્મના જ્ઞાન અને કર્મ ભાગનો સદુપયોગ છે, અને એમાં

સ્વદેશભક્તિની લાગણીને પૂર્ણ અવકાશ છે. માટે સ્વદેશ—ધર્મના અન્ય ખોટા માર્ગો ત્યજી ખરે માર્ગે પ્રવર્તવા વિદ્યાર્થીઓને મ્હારી સલાહ છે.

સ્વદેશને સેવા કરવાની શુભ વૃત્તિથી પ્રેરાતા આપણા યુવક વર્ગને આટલી ચેતવણી આપવી જોઈએ એમ સમજી આપી છે.

( વસન્ત : વર્ષ ૧૬, અંક ૬; આષાઢ, સંવત્ ૧૯૭૩ )

## પ્રાસંગિક નોંધ

**કન્યાઓ માટે બોર્ડિંગ**

ગુજરાતમાં સ્ત્રીકેળવણીનો પ્રચાર દિનપરદિન વધતો જાય છે. પ્રાથમિક શિક્ષણ લેનારી કન્યાની સંખ્યામાં ઘણો વધારો થએલો માલમ પડે છે. પરંતુ માધ્યમિક કે ઊંચા શિક્ષણનો પ્રચાર હજી અનેક કારણોને લીધે ઘણો થોડો છે. હાલની કન્યાકેળવણીની પદ્ધતિ આપણી સાંસારિક પરિસ્થિતિને સર્વ રીતે અનુકૂળ નથી. માધ્યમિક શાળાઓ પણ બધાં શહેરમાં નથી. અને જ્યાં તેવી શાળાઓ છે ત્યાં કન્યાઓને રહેવા માટે વ્યવસ્થા નથી. તેથી શાળાઓ ન હોય તેવાં ગામોમાં રહેનારાંથી એ શાળાઓનો લાભ લઈ શકાતો નથી. આ છેલ્લી ખોટ પૂરી પાડવાના હેતુથી સૌ. બ્હેન શારદા મહેતા ( બી. એ. ) એમણે એક ખાનગી પ્રયોગ તરીકે બોર્ડિંગ ઑગસ્ટ મહિનાની શરૂઆતથી અમદાવાદમાં શરૂ કરવાનો વિચાર કર્યો છે. તેમાં ઉપરનાં ધોરણો એટલે માધ્યમિક શાળાનાં ૪, ૫, ૬, ૭ ધોરણની કન્યાઓને રાખવાની સગવડ કરવામાં આવશે.

એ સંસ્થાના નિયમ નીચે પ્રમાણે છે—

૧. ટર્મ જૂન મહિનાથી શરૂ કરવામાં આવશે.

૨. ઑક્ટોબર તેમ જ બે મહિનાઓમાં રજા પાડવામાં આવશે. અને તે વખતે કન્યાઓને પોતાના વાલીને ત્યાં મોકલવામાં આવશે.
૩. કૉલેજ, હાઇસ્કૂલ, મહિલાવિદ્યાલય, કે મેડિકલ સ્કૂલમાં અભ્યાસ કરનારને જ રાખવામાં આવશે.
૪. દરેક કન્યાદીઠ માસિક રૂ. ૨૦ લેવામાં આવશે. આમાં રહેવાનો, ખાવાનો, ધોબી તથા દીવાબત્તીનો ખર્ચ આવી જશે.
૫. તે સિવાયનો તમામ ખર્ચ કન્યાઓના વાલીને શિર રહેશે.
૬. આ સંસ્થા તદ્દન ખાનગી જ છે. અને તેની સર્વ વ્યવસ્થા સૌ. શારદાબ્હેનને હસ્તક રહેશે.

(વસન્ત : વર્ષ ૧૮, અંક ૬; આષાઢ, સંવત્ ૧૯૭૫)

## શાન્તિપાઠ*

मूकं करोति वाचालं पङ्गुं लङ्घयते गिरीन् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥

"मूकं करोति वाचालं"—જે મૂંગાને બોલતો કરી દે છે એવા શ્રીહરિનું સ્મરણ કરીને હિન્દી× ભાષામાં બોલવાનો હું આજ યત્ન કરીશ—જો કે મારી ભાષા અનેક દોષોથી છવાએલી હશે, અને ગુણનો તો સંભવ જ કેવો? તો પણ હું જાણું છું કે હિન્દીમાં જ બોલવું અહીં યોગ્ય છે, કારણ કે આ સભા અંગ્રેજી અને પ્રાચ્ય બંને વિભાગની બની છે, અને જે ભાષા બંને વિભાગના સમજવામાં

* યુદ્ધ મટી શાન્તિ થઇ એ ખાતે બનારસ સેંટ્રલ કૉલેજ તથા ઓરિયન્ટલ કૉલેજ ('પ્રાચ્ય વિભાગ') નો એકઠો મેળાવડો (તા. ૧૪ મી ડીસેંબર) ભરવામાં આવ્યો હતો, તે પ્રસંગે મેં હિન્દી (!!) ભાષણ આપ્યું હતું, તેનું આ ભાષાન્તર છે. આ ભાષણમાં કાંઈ નવીન નથી,—ઘણું ચર્વિતચર્વણ છે પણ પ્રાસંગિક હોઈ કદાચ રસ ઊપજાવે એવી સમજણથી પ્રકટ થવા મોકલ્યું છે.

આવે એ જ ભાષામાં બોલવું પ્રમુખને ઉચિત છે. હું જે બોલવા ઇચ્છું છું એ પ્રભુની પ્રાર્થના રૂપ છે, અને પ્રભુની આગળ ભાષાના દોષ ગણાતા નથી.

હે ભગવન્! અમે આપની સમક્ષ શાન્તિપાઠ જપવાને ઊભા છીએ. યુદ્ધરૂપી એક મ્હોટા અઘાસુરના મુખમાં ચાર વર્ષથી અમે પડ્યા હતા એમાંથી આપે અમને છોડવ્યા. એ માટે અમે આપની સ્તુતિ કરીએ છીએ.

હે પ્રભુ! આપના વિરાટ્ સ્વરૂપના રોમેરોમમાં અનન્ત કોટિ બ્રહ્માંડ નાચી રહ્યાં છે, એ બ્રહ્માંડોમાં એક બ્રહ્માંડ, અને એક બ્રહ્માંડમાં વળી અસંખ્ય નક્ષત્રાદિ ગોળા, અને એ ગોળામાં એક ન્હાનો સરખો ગોળો જે અમારી ‘પૃથ્વી’ કહેવાય છે, એના ઉપર વસતી એક ન્હાનીશી જીવજાતિ જેને ‘મનુષ્ય’ કહે છે, એ મનુષ્યોમાં ચારપાંચ વર્ષ કાંઈક કોલાહલ મચ્યો, અને કેટલાંક મનુષ્યો મરી ગયાં (ચોમાસામાં અરે! કેટલાએ જન્તુઓ જન્મ્યાં કે તેવાં જ મરી જાય છે!) એમાં તે વળી શી મ્હોટી વાત થઈ ગઈ? આ વિરાટ્ સૃષ્ટિમાં એનો હિસાબ જ શો છે? પરંતુ એમ નથી. પ્રભુ! આપ ‘महतो महीयान्’ મ્હોટાથી મ્હોટા છો એટલું જ નહિ, પણ આપ ‘अणोरणीयान्’—અણુથી પણ અણુતર, ન્હાનાથી પણ ન્હના છો એમ શ્રુતિ ભગવતી કહે છે. અને તેમાં પણ ‘अणोरणीयान्’ એ વિશેષણ महतो महीयान् એ વિશેષણની પહેલાં મૂક્યું છે (આવું શ્રુતિનું કૌશલ છે), આપ જેમ અખિલ બ્રહ્માંડના નાયક છો, તે જ પ્રમાણે અણુઅણુના અન્તર્યામી છો. અને આપની જ કૃપાથી અમે કષ્ટમુક્ત થયા છીએ.

હે કૃપાનિધાન! આપની વિભૂતિરૂપ કૃષ્ણ દ્વૈપાયન વ્યાસજી મહારાજે જે શબ્દ મહાભારતમાં ઠોકીઠોકીને અનેકવાર કહ્યા છે એ જ શબ્દ “यतो धर्मस्ततो जयः” એ યુદ્ધના આરંભમાં અમે અમારી

યુદ્ધપતાકા ઉપર લખ્યા, મધ્યમાં એજ શબ્દના પ્રભાવથી અમેરિકા અમારી મદદે દોડી આવ્યું, અને અન્તમાં અમને જે વિજય પ્રાપ્ત થયો તે એ જ—"यतो धर्मस्ततो जयः" એ મહામન્ત્રના પ્રભાવથી જ—એમ અમે સમજીએ છીએ. અમે સારી રીતે જાણીએ છીએ કે અમે આપની પૂર્ણ કૃપાના પાત્ર હજી સુધી થયાં નથી. અનેક મદ માન લોભ દ્વેષ ઈર્ષ્યા આદિ પાપ ગુણોથી અદ્યાપિ અમારૂં હૃદય ભરેલું છે. તો પણ અમે કહીએ છીએ, અને ઘટઘટવાસી અન્તર્યામી આપ સઘળું જાણો છો જ, કે અમે પૂર્વોક્ત સૂત્ર અમારા જીવનમાં સિદ્ધ કરવાનો યત્ન કરી રહ્યા છીએ અને અમારો યત્ન સફલ થાઓ, અમારી બુદ્ધિ પવિત્ર થાઓ એવી અમારી આપના ચરણમાં પ્રાર્થના છે.

આ યુદ્ધ બહુ વિષમ હતું, અને એકમાંથી અમે જીવતા નીકળીશું કે કેમ એ પણ કોઈ કોઈ વાર સંશયારૂઢ થઈ જતું હતું. પરંતુ એ જ વિપત્તિ થકી અમે આપનું દાન દર્શન કરી શક્યા. તેથી કુન્તીજીની માફક, અમે કહીએ છીએ કે "विपदः सन्तु नः शश्वत् तत्र तत्र जगद्गुरो।" હે જગદ્ગુરો '—જગતને અનુભવથી શીખવવાવાળા ગુરુ અમને હંમેશાં વિપત્તિઓ જ હો! જેથી અમે નિરન્તર આપનું સ્મરણ કરીએ, અને આપની વિમુખ થઈને, કામ ક્રોધ લોભ મોહ મદ મત્સર ઇત્યાદિ મઘરમત્સ્યોથી ભરેલા આ સંસારસાગરમાં ગ્રસ્ત ડૂબી ન જઈએ.

આ યુદ્ધથી, સત્ય સ્વરૂપ આપના વિસ્ફુલિંગરૂપ અનેક સત્યો અમારા જાણવામાં આવ્યાં છે. એમાંથી બે ત્રણનો ફરી પાઠ અમે આજે કરીશું.

એક સત્ય તો એ જ છે કે જે મુનિશ્રી વાલ્મીકિએ રામાયણમાં અમને સંભળાવ્યું છે. કહે છે કે એક વખતે વાલ્મીકિ મુનિ સ્નાન કરવા સારૂ નદીએ ગયા હતા ત્યાં એમણે વૃક્ષ ઉપર ક્રૌંચ પક્ષીની એક જોડ દીઠી. એ જોઈ રહ્યા છે એટલામાં એક

શિકારીએ પક્ષીને બાણ માર્યું, અને એમાંથી એક પક્ષી જમીન ઉપર પડ્યું. પડ્યું કે તુર્ત વાલ્મીકિ મુનિ હૃદયમાંથી બોલી ઊઠ્યા (સજ્જનોનાં હૃદય ઘણાં કોમળ હોય છે):

मा निषाद ! प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौञ्चमिथुनादेकमवधीः काममोहितम् ॥

"હે નિષાદ ! તું બહુ વર્ષ નહિ જીવે; કારણ કે, પ્રેમથી વળગેલાં એવાં બે પક્ષીમાંના એક પક્ષીનો તેં વધ[×] કર્યો." લૌકિક ભાષામાં અનુષ્ટુભ્ છન્દનો આ પહેલવહેલો ઉદ્‌ગાર થયો દેખી બ્રહ્મા વાલ્મીકિની પાસે આવ્યા; અને બોલ્યા: "प्रतिबुद्धोऽसि वागात्मनि ब्रह्मणि तद् ब्रूहि रामचरितम्"—પૂર્વોક્ત શ્લોક રામ સીતાના વિયોગ પાડનાર રાવણ ઉપર શાપરૂપ જે રામાયણની કથા છે એનું બીજ થઈ ગયું. ચિત્તક્ષોભથી હૃદય દ્રવીભૂત થાય છે એમાંથી કાવ્યનો આવિર્ભાવ થયો એમ કહેવું ઠીક છે. અને એ પણ ઠીક છે કે આ બ્રહ્માડની મધુરી વીણાનો તાર એથી કેટલો બેસૂરો થઈ જાય છે એ સત્ય જો બરાબર સમઝવામાં આવે, અને તે અનુભવમાં ગડી જાય, તો એથી વધાને કોઈ જ્ઞાન નથી. પણ અમે–'દાંત અને પંઝામાં રુધિરે ખરડી એવી પ્રકૃતિ'ના ઉત્સંગમાં પડેલા અમે પામર જીવ એવા કાઠા હૈયાના થઈ ગયા છીએ કે ઉપર કહેલા કરુણરસદ્વારા જે બ્રહ્મરસનો અનુભવ થઇ શકે છે તે કરવાને લાયક અમે રહ્યા જ નથી. કેટલાક વિદ્વાન એમ કહે છે કે રામાયણમાં દસ્યુનામ અનાર્ય લોકોનો પરાભવ કર્યો એ વાતનું વર્ણન છે, એ કારણથી એ ગ્રન્થ આર્ય હિન્દુ લોકનો ધર્મગ્રન્થ બની ગયો છે. અસ્તુ: એ રીતે કવિ પ્રતિભાદ્વારા એક ન્હાનો પ્રસંગ પણ મ્હોટા કાવ્યરૂપ વૃક્ષમાં પરિણત થઈ શકે છે. પણ જોવું જોઈએ કે "सियावर रामचन्द्रकी जय" (તુલસીદાસ) એ કાંઈ એક સિપાહીની જયઘોષણા નથી—

× સંસ્કૃતમાં દ્વિ–અર્થી: મારવું; અને કેદ કરવું.

જેવી કોઈ એક ફ્રેંચ અમર અંગ્રેજ દુશ્મન સામે કરે એ પ્રકારની : પણ એ તો એક પ્રભુના નામનો જય ઉચ્ચાર છે. આ વસ્તુસ્થિતિનું શું કારણ ? કારણ એ કે આ મહાકાવ્યમાં અધ્યાત્મદૃષ્ટિએ જોતાં એક મ્હોટું સત્ય પ્રતીત થાય છે. એ સત્ય એ કે રાક્ષસી સંપત્ દેખાતી રાવણ જેવી પ્રચંડ અને વિકરાળ છે, પણ દૈવી સંપત્ જે પ્રભુના મનુષ્ય—રૂપમાં મૂર્તિમતી થાય છે, એની આગળ હિસાબ-માં નથી, કારણ, મનુષ્ય—રામચંદ્ર—એ માત્ર દેખાવમાં મનુષ્ય છે, વસ્તુતઃ એ પ્રભુનો જ અવતાર છે. વાલ્મીકિની પહેલાં દેવાસુર-સંગ્રામનાં વર્ણન હતાં, પણ મનુષ્ય અસુરનો પરાભવ કેવી રીતે કરી શકે એ સત્ય વાલ્મીકિએ જ પ્રથમ પ્રકટ કર્યું. અને એ વખતથી લીલામનુષ્ય રામ અને કૃષ્ણને અમે આપના જ અવતાર માનીએ છીએ. અને આપના જ રૂપવિશેષ જે ઇન્દ્રાદિક દેવો એમનાથી પણ અમે એને અધિક માનીએ છીએ. એ જ સાર—જે રામાયણનો તે જ સાર—જગત યુદ્ધમાંથી અમે ગ્રહણ કરી શકીએ છીએ. જર્મન જેવી રાક્ષસી પ્રજાને મનુષ્યધર્મનું પરિપાલન કરનારી પ્રજાએ પરાસ્ત કરી દીધી; એમાં પ્રભાવ આપ પ્રભુનો જ છે, અમ પામર મનુષ્યોનો નથી.

૨. એક બીજું સત્ય : આજસુધી—ગયા ખ્રિસ્તી સંવત્‌ના સૈકામાં—પશ્ચિમ દેશોમાં એમ મનાતું હતું કે ‘अहं पूर्वः अहं पूर्वः’ એવી અહમહમિકાની રીતિથી જ મનુષ્ય જાતિનો ઉત્કર્ષ થાય છે. હજુ સુધી જો કે વ્યવહારમાં એ રીતિનો ઉચ્છેદ થયો નથી, તો પણ એવો સિદ્ધાન્ત તો સ્થપાવા લાગ્યો છે જ કે મનુષ્યજાતિનું કલ્યાણ અહમહમિકાથી નથી, કિન્તુ સહકારિતાથી છે. અહમહમિ-કાથી જગત્‌ની એવી ખરાબી થઈ રહી છે કે કહ્યું ન જાય. એથી ધનિક તે ધનિકતર, અને દરિદ્ર તે દરિદ્રતર થાય છે—અર્થાત્ એ થયું કે જેમ દૂધ બગડી જવાથી એક તરફ પાણી અને બીજી તરફ ખાટો પદાર્થ એવા વિભાગ પડી જાય છે, એ જ રીતે અહમહમિકા-

થી જનસમાજના બે ટૂકડા પડી જાય છે. એટલું જ નહિ, વિશેષમાં એક ટૂકડો બીજા ટૂકડા ઉપર જુલમ કરી શકે છે; કારણ કે બલવત્તર થયો છે. આ અનર્થ કેવળ દેશના જનસમાજમાં જ પૂરાઈ રહે છે એમ નથી; બલ્કે દેશ દેશાન્તરના જનસમાજોમાં પરસ્પર એ જ રીતે ચાલી રહી છે. એક રાજ્ય બીજા રાજ્ય કરતાં અધિક ધનાઢ્ય અને બલવાન થઈ ને એને સતાવવા લાગે છે, કાંઈ ને કાંઈક મિષથી લડાઈ ઊભી કરે છે, અને આ રીતે મ્હોટી માછલી ન્હાની માછલીને ગળી જવાનો ન્યાય જગતમાં પ્રવર્તી રહ્યો છે. એને સ્થાને હવે સૌને આટલું સમઝાયું છે કે આ મનુષ્યની રીત નથી. રાક્ષસી રીત છે. કહે છે કે આ મત્સ્યન્યાય પ્રકૃતિનું સ્વરૂપ જ છે, અને એ જ રીતે પ્રકૃતિનો વિકાસ થાય છે. પરંતુ આ કહેવું બહુ ભાગે ગલત છે. પ્રકૃતિમાં એક હિંસ્ર પક્ષી અન્ય પક્ષીનાં બચ્ચાં ઉપર પ્રહાર કરવા આવે છે, કે બિલાડી મરઘીનાં બચ્ચાં ઉપર તડાપ મારે છે કે તુર્ત એ બચ્ચાંની માતા પોતાના જીવ તરફ જોતી નથી પણ એ જીવનું બલિદાન આપીને પણ પોતાના બચ્ચાંને બચાવવાનો યત્ન કરે છે. એ જ રીતે ગર્ભસંરક્ષણ પણ અનેક કષ્ટ સહન કરીને માતા કરે છે. આથી સ્પષ્ટ છે કે મત્સ્યન્યાય એ સમસ્ત પ્રકૃતિનો ન્યાય નથી. અને મનુષ્ય જે મનનશીલ પ્રાણી છે એને મુનાસબ છે કે પ્રકૃતિમાં જે તામસી અંશ છે એને સર્વથા, અને રાજસને બહુ ભાગે દૂર કરવો જોઈએ, અને એને ઠેકાણે સત્ત્વની સ્થાપના કરવી જોઈએ.

૩. એક ત્રીજું સત્ય—જે એ જ બીજા સત્યમાંથી ફલિત થાય છે, અને એનું જ એ વિશેષ ઉદાહરણ છે. અમે હિન્દી જન સારી રીતે સમઝી ગયા છીએ કે આ કાળમાં બ્રિટિશ સામ્રાજ્ય જેવું સામ્રાજ્ય—જેમાં સૂર્ય ભગવાન સદોદિત રહે છે—એ પણ ફ્રાન્સ અમેરિકા ઇટલિ જાપાન એની સહાયતા વા મૈત્રીથી જ વિજય પામી શક્યું છે, અર્થાત્ તાત્પર્ય કે આ સમય એકલાનો

નથી, સંધનો છે. એ જ રીતે, હિન્દુસ્થાન પણ કેવળ સ્વતન્ત્ર થઈને રહેવા ઇચ્છશે તો તે બની શકવાનું નથી. એને અવશ્ય બીજાં રાજ્યોની મૈત્રી હેવી જોઈએ. અને એમ છે તો બ્રિટિશ સામ્રાજ્યની સાથે આપ પ્રભુએ જે અમારો સંબન્ધ જોડી આપ્યો છે એ જ બન્યો રહે એમ અમે ઇચ્છીએ છીએ. અને બીજી બાજુએ–બ્રિટિશ પ્રજાને પણ જાણમાં આવી ગયું છે કે હિન્દુસ્થાન ઉપર રાજ્ય કરવું એ હિન્દુસ્થાન ઉપર ઉપકાર કરવા વાસ્તે નથી, અથવા તો કેવળ પોતાનો માલ વેચવા સારૂ જ નથી. કેનેડાને બાદ કરતાં, પૃથ્વીના નકશા ઉપર જણાય છે કે હિન્દુસ્થાન બ્રિટિશ સામ્રાજ્યના મધ્ય સ્થાનમાં છે. એક તરફ ઑસ્ટ્રેલીઆ અને ન્યુઝીલૅંડ, બીજી તરફ દક્ષિણ અને પૂર્વ આફ્રિકા, અને ત્રીજી તરફ ઇજીપ્ત અને મેસોપોટેમીઆ આવેલાં છે. એ સર્વનું રક્ષણ ત્યારે જ થઇ શકે કે જ્યારે હિન્દુસ્થાન—જે હૃદયસ્થાને છે—એ બલિષ્ઠ હોય. સુવેઝનું દ્વાર કદાચિત્ બંધ થઇ જાય તો આ તરફ બ્રિટિશ સામ્રાજ્યની મ્હોટી ખરાબી થઈ જાય. એટલા માટે હિન્દુસ્થાનને સ્વપર્યાપ્ત કરવું જોઈએ અને એને સ્વપર્યાપ્ત કરવાથી બ્રિટિશ સામ્રાજ્યનો વિશેષ ભાગ સ્વપર્યાપ્ત થઈ જાય છે. સ્વપર્યાપ્ત એટલે કે પોતામાં જ સમાએલો, એટલે પોતાની ચીજો પોતે જ બનાવી લે—યુદ્ધની સર્વ સામગ્રી, સૈન્ય સહવર્ત્તમાન, અહીં જ ઉત્પન્ન કરી શકે, અને તે લેવા શોધવા બહાર જવું ન પડે એવો. યુદ્ધમાં અસંખ્ય કારીગરીની ચીજો જોઇએ છે. (શાન્તિના સમયમાં તૈયારી કરી રાખી હોય છે તો જ રૂપાન્તરે યુદ્ધમાં ઉપયોગી થાય છે) એ ત્યારે જ પૂરી પાડી શકાય કે જ્યારે હિન્દુસ્થાનની પ્રજા વિદ્યાસંપન્ન અને ધનસંપન્ન હોય. આ રીતે જોતાં માલુમ પડે છે કે હિન્દુસ્થાન બ્રિટિશ સામ્રાજ્યના મુકુટનો હીરો છે એમ જે આજ સુધી કહેવામાં આવતું હતું એ હવે કાલાતીત—વાશી થઈ ગયું છે. હવે, કહેવું જોઈએ કે હિન્દુસ્થાન બ્રિટિશ સામ્રાજ્યના મુકુટનો હીરો નથી, પણ એના શરીરનું હૃદય છે. અર્થાત્, એ બેનો અંગાંગિભાવ સંબન્ધ જ બંધબેસતો

અને વસ્તુસ્થિતિને અનુકૂલ છે.

હે પ્રભુ! આ રીતે અમે યુદ્ધ ઉપર વિચાર કરવા બેસીએ તો અનેક સત્ય દૃષ્ટિગોચર થાય છે.

ભગવન્! ત્યારે શું અમે યુદ્ધ ચાહીએ છીએ? ના, મહારાજ, જગત્‌માં યુદ્ધ ચાલતું રહે એમાં જ જો હિન્દુસ્થાનનું કલ્યાણ રહેલું હોય તો એવું કલ્યાણ મા હો!—એવા કલ્યાણથી તો અકલ્યાણ જ સારૂં. અમે કાંઈ વેણીસંહાર નાટકમાં રુધિરપ્રિય અને વસાગન્ધા નામનાં રાક્ષસ અને રાક્ષસી ચીતર્યાં છે તેવાં નથી. એ રાક્ષસ અને રાક્ષસી મહાભારતના યુદ્ધ દરમિયાન કુરુક્ષેત્રના મેદાનમાં ફરી રુધિરના ઘડા ભરતાં હતાં, અને માંસ મજ્જાદિકના ઢગલા કોઠારમાં નાંખતાં હતાં—લાડુ જલેબી સરબત ભરી રાખવા એકઠાં કરતાં હોય તેમ! એમ કરવું એ અમારી મનુષ્યતાને અધઃપાત કરાવનારૂં અને લજ્જામાં નાંખનારૂં છે. પ્રભુ! જો અમારો ઉદ્ધાર કરવાની આપની ઇચ્છા હોય તો અર્જુન જેવી મતિ, અને અર્જુનને આપે આપ્યો હતો તેવો ઉપદેશ, અમને આપો. આ અમારે સમજવા જેવી વસ્તુ છે કે ગીતાનો ઉપદેશ આપે અર્જુનને દીધો છે, ભીમને દીધો નથી. તું ક્ષત્રિય છે "तस्माद् युध्यस्व भारत" માટે લઢ. धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत् क्षत्रियस्य न विद्यते। ધર્મ્ય યુદ્ધ કરતાં વધારે કલ્યાણકારી ક્ષત્રિયો માટે બીજું કાંઈ જ નથી—એવો ઉપદેશ દુઃશાસનનું રુધિર પીવા તત્પર થઈ રહેલા (ભીમને) દીધો નથી. કિંતુ "अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते"—પૃથ્વી તો શું, બલ્કે આખી ત્રિલોકીના રાજ્ય ખાતર પણ જે ગુરુની સામે લઢવા ચાહતો નથી, અને 'રુધિરે ખરડયા' ભોગ ભોગવવા ઇચ્છતો નથી—અરે! એવા ભોગથી તો ભિક્ષા સારી—"श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके"—એમ જે કહે છે, એ જ આપના ઉપદેશનો અધિકારી બન્યો છે. તેથી યુદ્ધ ચાલતું રહ્યું હોત તો

હિન્દનો સ્વાર્થ ઠીક સધાત એમ કહેનારનો સિદ્ધાન્ત અમારી મતિથી દૂરાપારત છે. અમે ધર્મ્ય યુદ્ધ કરવા આપના ઉપદેશાનુસર સદા તત્પર છીએ. પણ રુધિરપ્રિય અને વસામન્ધાની રીતે તો અમે યુદ્ધમાં નહિ ઘૂમીએ.

જ્યાં સુધી આખી પૃથ્વી ઉપર શાન્તિ થઈ નથી, અને પંજાબના મામલામાં અમારા બન્ધુઓ ફસાઈ રહ્યા છે અને અમારા મુસલમાન ભાઈઓ તુર્કીની સ્થિતિ જોઈ દુઃખી થઈ રહ્યા છે—ત્યાં સુધી અમે શી રીતે આ વિજયમાં આનન્દ લઈ શકીએ?—એમ અમારા કેટલાક માનનીય બન્ધુજનોનું કહેવું છે. પ્રભુ! આપ તો સર્વાન્તર્વાસી છો અને જાણો છો જ કે અમે વિજયના આનન્દ માણવા બેઠાં નથી, અમે તો શાન્તિસૂકત જપીએ છીએ. આ સમય બ્રિટનને પણ આનન્દથી નાચવાનો નથી, બલ્કે મ્હોટો બોધ લેવાનો છે. ગયું યુદ્ધ તે કાંઈ ક્રિકેટ કે ગિલીદંડાની રમત નહોતી, અમે જોઈએ કે યુદ્ધમાં ઉતરેલા કેટલાક દેશોની પ્રજાની શી સ્થિતિ થઈ રહી છે! ખાસ ઈંગ્લંડમાં અમાપ દેવાનો પત્થર ગળે લટકયો છે એ વાત તો જવા દો પણ—ઘેર ઘેર અને શાળાએ શાળા કેટલાક તરુણ પુત્ર, પતિ, ભાઈ મિત્ર, સહવિદ્યાર્થી મરી જવાથી શોક પ્રસરી રહ્યો છે! બૌદ્ધ ગ્રન્થમાં જે કિસા ગોતમીનો કિસ્સો છે એ સર્વથા અત્યારે ઈંગ્લંડ વગેરે દેશોને લાગુ પડી રહ્યો છે. જ્યારે કિસા ગોતમી નામે એક યુવતિ માતા પોતાનું બાળક મરી જવાથી વ્યાકુળ થઈ પુત્રના શબને ચુંબન દેતી, અને 'ઓ ભાઈ! મ્હારા બચ્ચાને જીવાડો' એમ મુગ્ધપણે બોલતી, પુત્રનું શબ લઈ અહીં તહીં સ્થળે સ્થળે ભટકવા લાગી ત્યારે કોઈ કે એને કહ્યું કે 'બાઈ! બુદ્ધદેવ નામે એક મ્હોટા વૈદ્ય છે એમની પાસે જા, એ તારા બચ્ચાને જીવતું કરશે.' એ નિર્દેશાનુસાર કિસા ગોમતી બુદ્ધદેવની પાસે ગઈ. બુદ્ધદેવે કહ્યું: "બાઈ, તું એમ કર કે એક ઘેરથી એક કણ એમ એકઠી કરીને મુઠીભરે રાઈ લઈ આવ. પછી હું તને

ઓસડ કરી આપીશ. પણ કણેકણ એવે ઘેરથી લેજે કે જે ઘરમાં કોઈનું મરણ થયું ન હોય. કિસ્સા ગોતમી હર્ષ અને આશાભરી ગઇ અને ઘેરઘેર ફરી—પણ એવું એક પણ ઘર ન મળ્યું કે જ્યાંથી બુદ્ધદેવના નિયમાનુસાર એક કણ પણ લઈ શકાય. કોઇ ઘરમાં પતિ તો કોઈમાં પત્ની, કોઇમાં ભાઈ તો કોઇમાં બ્હેન, કોઇમાં પુત્ર તો કોઈમાં પુત્રી, કોઇમાં પિતા તો કોઇમાં માતા—એમ સર્વત્ર કોઈ ને કોઇ તો મરેલું જ જોવામાં આવ્યું. કિસ્સા ગોતમી થાકેલી અને નિરાશ બુદ્ધદેવ પાસે ગઇ અને બધી હકીકત કહી. બુદ્ધદેવે મૃત્યુ પ્રાણીમાત્રને લાગેલું છે એ મતલબનો ઉપદેશ દીધો. તાત્પર્ય કે એ જ સ્થિતિ અત્યારે ઇંગ્લંડ ફ્રાન્સ વગેરે દેશોમાં અક્ષરશઃ સત્ય થઈ રહી છે. તેથી હર્ષની મદિરા પીવા ઇંગ્લંડ કે હિન્દુસ્થાન બેઠું છે એમ કોઈને ભ્રાન્તિ મા થાઓ. અમે તો શાન્તિસૂક્ત જપવા બેઠા છીએ, અને એ અમે અહીં બેસીને જપી શકીએ છીએ એટલો જ અમારો આનન્દ છે. શાન્તિસૂક્ત આ કે—

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥
ओम् शान्तिः शान्तिः शान्ति : ।

(વસન્તઃ વર્ષ ૧૮, અંક ૮; ભાદ્રપદ, સંવત્ ૧૯૭૫)

## પ્રાર્થના*

વર્તમાન પાશ્ચાત્ય વિદ્યાથી સંસ્કારાએલા જનો સેવાને માને છે, પ્રાર્થનાને માનતા નથી. જગત્માં રહી ન્હાનાં મ્હોટાં કર્તવ્યો કરવાં એ જ પ્રભુનું ખરૂં આરાધન છે, ભગવદ્ગીતાનો શબ્દ લઈને બોલીએ તો 'કર્મયોગ' એ જ મનુષ્ય અને પ્રભુ વચ્ચેનો 'યોગ'

* બનારસ હિન્દુ યુનિવર્સિટિમાં વિદ્યાર્થીઓને ધાર્મિક વિષય ઉપર ન્હાના ન્હાના ઉપદેશ અપાય છે. એમાંના એક અંગ્રેજી ઉપદેશ ઉપરથી.

યાને જોડાણ, સાંઢણ છે—એમ તેઓની માન્યતા છે. ખરેખર, આ કર્મ કરવામાં જો 'યોગ' અનુભવાનો હોય, એટલે કે જગતનાં કર્તવ્યો કરવાની સાથે એ ક્રિયામાં પ્રભુનો સંસ્પર્શ થતો લાગતો હોય,—અર્થાત્, 'કર્મ'ને 'યોગ' માની લેવો એમ નહિ પણ કર્મમાં યોગ અનુભવવો એટલું સ્વીકારાય—તો આ સિદ્ધાન્ત સામે કાંઇ કહેવાનું નથી. પણ આ સિદ્ધાન્તનું સ્વરૂપ કેટલીક વાર એની યોગ્ય મર્યાદાની બહાર ખેંચી જવામાં આવે છે: તે એવી રીતે કે એમાં સેવાધર્મનું પ્રતિપાદન કરવાની સાથે પ્રાર્થનાધર્મનો નિષેધ કરવામાં આવે છે.

ગયા શતકના ધર્મસમ્બન્ધી પાશ્ચાત્ય સાહિત્યમાં પ્રાર્થના સામે આ એક મ્હોટી દલીલ થતી વાંચીએ છીએ કે 'પ્રાર્થનાથી શું થઇ શકે?' સાયન્સે આપણી સમક્ષ એવું જગત્ ખુલ્લું કર્યું છે કે જે કાર્યકારણભાવની સાંકળથી દૃઢ જકડાએલું છે, બલ્કે જે એ સાંકળ-રૂપ જ છે, અને જેમાં એક રેખમાત્ર પણ ન્યૂનાધિકતા કે અન્યથા-ભાવ કરવાનું આપણું સામર્થ્ય નથી. એવી ન્યૂનાધિકતા થઇ શકે કે એની કાર્યકારણભાવની સાંકળ તોડી શકાય એમ માનવું એ જગત્માં ઉપલબ્ધ થતી વસ્તુસ્થિતિથી ઉલટું છે એટલું જ નહિ, પણ એવી માન્યતાથી તો જગત્ને તેજમાંથી કાઢી અન્ધકારમાં નાંખવા જેવું થાય છે: કારણ કે, જગત્માં મનુષ્ય વ્યવહાર કરી શકે છે તે એવી માન્યતાથી જ કે જગત્ નિયમબદ્ધ છે, એમાં ન્યૂના-ધિકતા થઇ શકતી નથી, અને એની કાર્યકારણભાવની સાંકળ તોડી શકાતી નથી. તમે બોલો છો અને હું કાન દઉં છું તે એવી માન્ય-તાથી જ કે જે શબ્દ તમે ઉત્પન્ન કર્યો છે તે શબ્દ તરંગના વિસ્તારના નિયમાનુસાર મ્હારા શ્રવણને પહોંચશે, અને એ ઇન્દ્રિયગોચર થતાં ભાષાના નિયમાનુસાર હું એનો અર્થ કરી શકીશ. હવે, વિષયને —પ્રાર્થનાને—આ વાત લાગુ પાડતાં દેખાશે કે પ્રભુને પ્રાર્થના કરવી એ મૂર્ખતા છે, કારણ કે પ્રાર્થનાથી પ્રકૃતિના નિયમ તોડી શકાય

નહિ, પ્રભુ પોતે એ નિયમ તોડતો નથી, તોડી શકે જ નહિ.

અર્વાચીન યુરોપે પ્રાર્થના સામે આ મ્હોટો વાંધો ' Natural Order ' યાને ભૌતિક પ્રકૃતિના નિયમદ્વારા જોયો. આપણા પ્રાચીન પૂર્વજોએ એ જ વાંધો વિશ્વના ' Moral Order ' યાને કર્મફલ-ભોગના મહાનિયમદ્વારા જોયો હતો.* તેઓને મુશ્કેલી એ પ્રતીત થઇ હતી કે કર્યાં કર્મનાં ફળ ભોગવવાં જ પડે, અને જે ભોગવીએ છીએ તે કર્યાં કર્મનાં જ ફળ છે, ત્યાં પ્રાર્થનાથી આપણે ઈશ્વર પાસે શું કરાવી શકીએ ? કાંઇ જ ન કરાવી શકીએ. બલ્કે, મીમાંસક સિદ્ધાન્તાનુસાર, કર્મનો મહાનિયમ એ જ ઈશ્વર છે.

આ આક્ષેપો—પ્રાચીન તેમજ અર્વાચીન જગત્માં—વિદ્વદ્-બુદ્ધિના જઃ ઉભયકાળમાં જનસમુદાય પ્રાર્થનાને માને છે જ. પ્રભુ ' कर्तुम, अकर्तुम, अन्यथाकर्तुं समर्थः ' છે. એ સર્વ દેશમાં અને સર્વ કાળમાં ઈશ્વર સંબન્ધી મનુષ્યજાતિની સામાન્ય સમઝણ છે, અને એ સમઝણને પોષનારાં, આપણે ત્યાંના સાહિત્યમાં બે ઉત્તમમાં ઉત્તમ દૃષ્ટાન્તો તે દ્રૌપદીવસ્ત્રપૂરણ અને ગજેન્દ્રમોચન છે. એના વિવેચનમાં ઉતરવાનું કે એના આધ્યાત્મિક અર્થ તારવવાનું આ સ્થાન નથી, પણ એ બે દૃષ્ટાન્તોના સ્મરણપૂર્વક અસંખ્ય આર્યહૃદયોએ દુઃખના વખતમાં ભગવાનનું શરણ શોધ્યું છે, અને તેઓને તે મળ્યું છે—એટલી વાત પ્રકૃત વિષયના ચિન્તનમાં નોંધીને, અનુભવ માત્રથી પૂર્વોક્ત વાંધાનો ઉત્તર ન કરતાં, એ વાંધાને સામાન્ય મનુષ્યબુદ્ધિની કસોટીએ ચઢાવીશું.

મનુષ્ય આ નિયમબદ્ધ જગત્માં એક રેખ માત્ર ન્યૂનાધિકતા કે અન્યથાભાવ કરી શકતો નથી એ વાત ખરી છે ? સામાન્યબુદ્ધિ તો એથી

---

* આપણા પ્રાચીન પૂર્વજોને Natural Order યાને પ્રકૃતિના મહા-નિયમનું ભાન નહોતું એમ તાત્પર્ય નથી. એ ભાનના તો ઘણા પુરાવા છે. પણ પ્રાર્થના અને ઈશ્વરના અસ્તિત્વના સિદ્ધાન્તમાં નડેલો વાંધો તે મુખ્ય ભાગે કર્મનો મહાનિયમ હતો.

ઉલટું જ જુવે છેઃ મનુષ્ય ક્ષણેક્ષણે પ્રકૃતિના સ્વાભાવિક કાર્યમાં વચ્ચે પડે છે, એના પ્રવાહને તોડે છે, એવો આપણો રાતદિવસનો સતત ચાલતો અનુભવ છે. આ પત્થર હું અહીંથી ઊપાડીને તહીં મૂકું છું એમાં ચાલતી પ્રકૃતિની સ્થિતિને હું બદલતો નથી તો શું કરું છું? આ પાણીનો પ્યાલો ઊપાડી આ તરસ્યાને મુખે ધરું છું એમાં કાર્યકારણની પરંપરા ચાલતાં જે મૃત્યુ થાત તેને હું અટકાવું છું એમાં કોણ ના કહી શકશે? પણ તમે કહેશો કે આ બંને ઉદાહરણોમાં કાર્યકારણના નિયમનો ભંગ થતો નથી, માત્ર એક કાર્યકારણની પરંપરામાં બીજો હું ભળ્યો, વા મેં બીજી કાર્યકારણ-પરંપરા ભેળવી એટલું જઃ પત્થર એક ઠેકાણે પડી રહ્યો હતો ત્યાંથી બીજી ઠેકાણે લઇ જવામાં, મેં મારી પોતાની જાતને કાર્યકારણની પરંપરામાં નાંખી, અને પ્રકૃતિના નિયમ પાળીને જ હું એને અહીંથી તહીં લઇ ગયો; તે જ પ્રમાણે, જળ વિના પેલા તરસ્યા મનુષ્યને જળ આપીને એ પરંપરા તોડી, તેમાં કાર્યકારણભાવનો મેં નિયમ તોડ્યો નહિ, પણ કારણસામગ્રીમાં ફેરફાર કરીને કાર્યમાં ફેરફાર કરી દીધો. આ ખુલાસાના ઉત્તરમાં સામાન્ય મનુષ્યબુદ્ધિ આટલું જ કહેશેઃ વારુ, આ તો મનુષ્ય જ્યારે કંઇપણ કૃતિ કરે છે ત્યારે પ્રકૃતિ સાથે ઊપજતો એનો સંબન્ધ કેવી રીતે થાય છે એનું સૂક્ષ્મદર્શન થયું. પ્રકૃતિની ચાલતી સ્થિતિમાં એ ફાચર મારી શકે છે, એના વહેતા પ્રવાહમાં બંધ બાંધી શકે છે કે પ્રવાહને તોડી શકે છે, અને ત્રીજું રૂપક લઇએ તો એક પાછળ એક ચાલતાં કાર્યકારણમાં ગાડરાંની હારમાં ડાંગ મારી એનો ભરવાડ એ હારને તોડી શકે છે તથા આમ કે તેમ વાળી શકે છે—આ વસ્તુસ્થિતિનો ગમે તે ખુલાસો આપો, એનું ગમે તે રીતે વર્ણન કરો—પણ વસ્તુસ્થિતિ છે તેનો નિષેધ કરી શકાશે નહિ. જડ પ્રકૃતિની સાંકળમાં વિભંગ કરનારી મનુષ્યકૃતિની અવગણના કરીને જે તત્ત્વજ્ઞાન રચાય છે તેમાં મનુષ્ય પોતે પોતાને જ ગણવો ભૂલી જાય છે. પેલી દસાડીઆની વાત—દસ દસાડીઆ ઊજાણીએ

ગયા, ઝાડ નીચે પહોંચીને સંઘના માણસ ગણવા માંડયા, ત્યાં નવ થયા ! ગણનારે પોતે પોતાને જ ન ગણ્યો !–તેમ, મનુષ્ય જ્યારે વિશ્વના નિયમ દૃઢ છે, એમાં રેખ પણ આડી અવળી ખસેડી શકાતી નથી, એમ કહે છે ત્યારે વસ્તુતઃ જડપ્રકૃતિને પોતાના પ્રયોજનને માર્ગે વાળી શકનાર એવી પોતાની જ ચૈતન્યશક્તિને ભૂલી જાય છે.

એમ કહેવામાં આવશે કે જડપ્રકૃતિના પ્રવાહને મનુષ્ય સ્વશક્તિથી યથેચ્છ વાળી શકે છે એમ નથી, પણ જડપ્રકૃતિના પ્રવાહમાં મનુષ્યપ્રકૃતિનો પ્રવાહ ભળે છે, અને પ્રત્યેક પોતપોતાના નિયમને અનુસરે છે; અથવા તો, મનુષ્ય અને બાહ્ય જગત્‌માં એક જ મહાપ્રકૃતિના નિયમ પ્રવર્તી રહ્યા છે: અર્થાત્ જે કાંઈ છે બાહ્ય વા આન્તર—તે સઘળું અચળ નિયમને વશવર્તી છે. આમ ઉભયથા નિયમ જ નિયમ છે, સ્વૈરચારી કશું નથી. તેમાં એક ખંડ બીજા ખંડ સાથે સંબન્ધમાં આવી એક બીજા ઉપર અસર કરતો જણાય, પણ એ બે ખંડમાં, વા બે ખંડ મળી જે એક ગોલ (બ્રહ્માંડ) થાય છે તેમાં, બહારથી કોઈ એક સૂચી (ટાંકણી) પણ ભોંકી શકે એમ નથી.

આ વિશ્વ–દ્રષ્ટા અને દૃશ્ય ઉભય મળી—એક અખંડ પદાર્થ છે એ કબૂલ છે. પણ એ અખંડ પદાર્થ શો છે એ વિચારની બાબત છે, અને એનો યથાર્થ નિર્ણય દુરબીનને કયે છેડેથી આપણે જોઈએ છીએ એના ઉપર આધાર રાખે છે: બંને છેડા સરખા નથી—એક છેડેથી જોતાં વિપરીત ભાસ બદલે અન્ધકાર છે, બીજે છેડેથી પ્રકાશ અને યથાર્થદર્શન છે: એક છેડેથી દ્રષ્ટા તે તે દૃશ્યનો એક વિભાગ બની જાય છે, બીજે છેડેથી લેતાં દૃશ્ય તે દ્રષ્ટાથી સર્જાતો અને ઘડાતો પદાર્થ પ્રતીત થાય છે. આ (૧) દ્રષ્ટા અને દૃશ્યનો વિવેક, અને (૨) દ્રષ્ટાથી દૃશ્ય બને છે દૃશ્યથી દ્રષ્ટા બનતો નથી એ સિદ્ધાન્ત, તે અદ્વૈત વેદાન્તનાં ત્રણ પગલાંમાંનું પહેલું અને બીજું

પગલું છે: દ્રષ્ટા અને દશ્યનો ભેદ સમજવો, અર્થાત્ દશ્યમાં દ્રષ્ટાને સમાવી દેવો નહિ. મનુષ્ય તે પ્રકૃતિનું જ પૂતળું છે એવી પૌરુષહીન મતિ રાખવી નહિ, એ વેદાન્તનું પહેલું પગલું. તે પછી, દશ્ય દ્રષ્ટાનો સર્જેલો અને નિરન્તર સર્જાતો પદાર્થ છે, અને દ્રષ્ટા એને સ્વપ્રયોજનાનુસાર ઘડી શકે છે એવી પૌરુષમય મતિ કરવી એ વેદાન્તનું બીજું પગલું. (ત્રીજા પગલાની ચર્ચા અત્રે અપ્રસ્તુત છે). આ બીજું પગલું ભરીને જોતાં, મનુષ્ય પ્રકૃતિના નિયન્ત્રણથી મુક્ત થઈ જાય છે, અને જે જે ઇચ્છે છે તે તે સાધે છે, જે જે માગે છે તે તે પામે છે. પ્રકૃતિના ગ્રાહથી છૂટવા અને આત્મા ઊંડી ચીસ પાડે અને ચૈતન્યઘન પરમાત્મા એને છોડાવે નહિ એ સંભવિત છે? ધર્મને વરેલી મતિને દુષ્ટો કનડવા જાય અને તે વખતે એ મતિ 'પ્રભુ, મ્હારી લાજ રાખો!' એમ ઊંડા હૃદયથી ઉચ્ચારે તો પ્રભુ એની લાજ કેમ લૂંટાવા દે? લૂંટાવા દે તો પરમાત્માએ આ જગતનું સુકાન* છોડી દીધું જાણવું, જગત્ દેવનું મટી અસુરનું રહ્યું સમઝવું. સ્થૂલ દૃષ્ટિએ જોતાં જ્યારે જીસસની પ્રાર્થના ન સંભળાઇ ત્યારે પ્રભુએ એને ત્યજી દીધો તે જ વખતે એણે એને વસ્તુતઃ ત્યજી દીધો ન હતો, બલ્કે સ્વીકાર્યો હતો. અને તે જ દિવસથી યૂરોપમાં એના ધર્મરાજ્યનું ચક્રપ્રવર્તન આરંભ્યું હતું.

ઊંડા હૃદયની પ્રાર્થના કદી નિષ્ફળ જતી નથી. પણ તે દેવ પ્રત્યે હોવી જોઇએ, અસુર પ્રત્યે નહિ, જગત્ ઊંધું વળી જાઓ, એના નિયમો તૂટી જાઓ, તેજને સ્થાને અન્ધકાર વ્યાપી રહો, પુણ્યને બદલે પાપ પ્રવર્તી રહો—એવી પ્રાર્થના તે "પ્રભુ! તમે આ વિશ્વમાં ન હો!" એમ કહેવા સમાન છે. એવી પ્રાર્થના ન સંભળાય તો પ્રભુ સાંભળતો નથી એમ ન કહેવાય, કારણ કે એવી પ્રાર્થના અસુર પ્રત્યે જ છે ઇશ્વર પ્રત્યે નથી. એથી ઉલટા પ્રકારની પ્રાર્થના કદી સંભળાયા વિના રહી નથી, અને મનુષ્યજાતિનો સમગ્ર

* "कैवर्तकः केशवः"

ઇતિહાસ એનો સાક્ષી છેઃ જગત્ પરમાત્માના નિયમથી ચાલો, એ નિયમના પ્રભાવથી જગત્નું કલ્યાણ થાઓ, જગત્ના અંધારા ખૂણાઓમાં નવાં જ્ઞાનનાં કિરણો પડો, જગત્માં પાપનો ક્ષય થાઓ અને પુણ્યની વૃદ્ધિ પામો—એ જ મનુષ્યજાતિના ઇતિહાસમાં એની ઊંડી ઇચ્છા જોવામાં આવે છે, અને એ જ ઇચ્છા સફળ થઇને, મનુષ્યજાતિ જંગલી દશામાંથી નીકળી સંસ્કારવાળી દશામાં પગલાં ભરતી જાય છે.

સારઃ—

(૧) પ્રાર્થના સામે વાંધો કે—પ્રાર્થનાથી પ્રકૃતિના નિયમને ઉલટાવી શકાય નહિ; પ્રકૃતિ કાર્યકારણના નિયમથી બંધાએલી છે.

(૨) એનો ઉત્તર કે પુરુષ પ્રકૃતિની કાર્યકારણપરંપરાને પ્રતિક્ષણે તોડે છે, એ પરંપરાની વચમાં પડે છે.

(૩) પ્રકૃતિ અને પુરુષ મળી એક અખંડ વિશ્વ બને છે, જેમાં પરમાત્મા પણ કાંઇ ફેરફાર કરી શકે નહિ એ ખરૂં.

(૪) પણ, એનો ઉત્તર કે—પ્રકૃતિ અને પુરુષ—દશ્ય અને દ્રષ્ટા એનો સંબન્ધ વધારે ઊંડા ઉતરીને તપાસતાં જણાય છે કે પ્રકૃતિ પુરુષને ઘડે છે તે કરતાં પુરુષ પ્રકૃતિને ઘડે એમ કહેવું વધારે ઊંચું અને વધારે સાચું છે.

(૫) મનુષ્યજાતિની સંસ્કૃતિ (Civilization) એ પુરુષની પરમાત્મા પ્રત્યેની પ્રાર્થનાની, અને પ્રાર્થનાના ફળરૂપે પ્રકૃતિ ઉપર એણે મેળવેલા વિજયની સનાતન ઘોષણા છે.

(વસન્તઃ વર્ષ ૨૦, અંક ૪; વૈશાખ સંવત્ ૧૯૭૭)

# કેટલીક મહત્ત્વની શુદ્ધિઓ

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૩ | ૨ | Immemorial | Innumerable |
| ,, | ૫ | tricling | trickling |
| ,, | ૭ | soun | sound |
| ,, | ૮ | swoun | swoon |
| ,, | ૯ | troubllous | troublous |
| ,, | ૧૨ | silenee | silence |
| ,, | ૧૬ | निशेष० | निःशेष० |
| ,, | ૨૨ | નથી ? | નથી. " |
| ૬૪ | ૬ | દેવી | દેશી |
| ૧૨૬ | ૧૮ | hardly | hardy |
| ૧૩૫ | ૧૫ | no | is no |
| ૧૩૯ | ૨૩ | દષ્ટિની | ષ્ટિની |
| ,, | ૨૩ | civiligation | civilization |
| ,, | ૨૪ | proiress | progress |
| ,, | પાદટીપ | यच्छ्न्दः | यच्छ्रद्धः |
| ૧૪૫ | ૨૨ | पश्यत्यान्मा० | पश्यत्यात्मा० |
| ૧૬૪ | ૨ | were | were; |
| ૧૭૮ | ૨૨ | વસ્તુ | વસ્તી |
| ૧૯૫ | ૨૦ | When'ver | Whene'er |
| ૨૦૧ | ૧૨ | moon | morn |
| ,, | ,, | silver Muse | the silver Meuse |
| ,, | ૧૫ | bestraws | bestrews |
| ,, | ૧૮ | waters glad | watery glade |
| ,, | ૧૯ | Gray | grey |
| ૨૨૨ | ૨૦ | ૧૯૩૩ | ૧૯૭૩ |